# પલટાતું કીસ્મત.

કર્તા :—
દીનશાહ નસરવાનજી દસ્તુર.

# "પલટાતું કીસ્મત"

એક અતિ બોધદાયક પારસી સંસારી વાર્તા.

રચનાર અને છપાવી પ્રસિદ્ધ કરનાર

દીનશાહ નશરવાનજી દસ્તુર

મુંબઇ.

પહેલી આવૃત્તિ પ્રત ૧૫૦૦ સને ૧૯૩૧



કિંમત રૂા. ૨—૦—૦

આ પુસ્તક હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રીએ પોતાના
શ્રી હરી-હર પ્રીન્ટીંગ પ્રેસ, ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ
કોટ, મુંબઈમાં છાપ્યું અને મી. દીનશાહ
નશરવાનજી દસ્તુરે લેબરનમ રોડ, ન્યુ ગામદેવી,
બીસનીહાઉસ, મુંબઈમાંથી પ્રગટ કર્યું છે.

# પ્રાસ્તાવિક વચનો.

'પલટાતું કીસમત' નામની રસમય પારસી, સંસારી નવલકથા પ્રજા સમક્ષ રજુ કરવા માટે પારસી કોમના યુવક ભાઇ દીનશાહ દસ્તુરને હું મુબારકબાદી આપું છું. હજુ તો ગયે સાલજ ભાઇ દસ્તુરે "સદ્‌ગુણી સરોજ" નામની હિંદુ સંસારની સ્થિતિ દર્શાવનારી એક વાર્તા પ્રગટ કરી નવલકથાકાર બનવાનો પ્રથમ પ્રયત્ન કર્યો હતો. એક વર્ષની ટુંક મુદતમાં તો આ ભાઇએ બીજી વાર્તા લખી કાઢી છે. અને તે વળી પહેલી કરતાં ઘણી ચઢી જાય તેવી છે. લખનાર યુવક જાતે પારસી હોવાથી પારસી સંસારની ખુબી તથા ખામીઓ અસરકારક રીતે ચીતરી શકે તે કુદરતી છે. ભાઇ દસ્તુરની આ બીજી વાર્તા પ્રથમ કરતાં લગભગ બેવડી છે. કોઇ અંગ્રેજી પુસ્તકનો આ તરજુમો નથી અથવા તેનો plot (યોજના) કોઇ અંગ્રેજી લેખક પાસેથી ઉછીનો લીધેલો નથી; પણ મી. દસ્તુરના મગજનીજ આકૃતી છે. આટલી નાની ઉમરે તેઓ નવી વાર્તા શ્રેષ્ઠ ઉપજાવી શકે છે, એ તેમની creative faculty એટલે સૃજન અથવા ઘડતર શકતી માટે તેમને હું ધન્યવાદ આપું છું. લેખક વાસ્તે જરૂરી ભાષા પરનો કાબુ તેમનામાં ઘણો સારો છે એમ આ વાર્તા પરથી માલમ પડે છે. પારસી હોવા છતાં કોઇ હિંદુ સાહીત્ય સેવકના જેવું સુંદર ગુજરાતી તેઓ લખી શકે છે, અને સાથે સાથે પારસીઓ જે ગુજરાતી ભાષા ઘરમાં બોલે છે, તેનું પણ વર્ણન આ કથાના પાત્રોની પરસ્પરની વાતચીતમાં કુદરતીજ મળી આવે છે. અનેક જાતની Faculty એટલે અનેક તરેહનાં પાત્રોનાં વર્ણનો આબેહુબ હોય

છે. ધનવાનનાં મગજમાં પૈસાની કેવી ખુમારી રહે છે, અને ગરીબ સગાંઓની સાથે કેમ વર્તે છે, તથા ભપકાને રૂઆબમાં રહે છે, મીજબાનીઓ, પાર્ટીઓમાં, દારૂમાં, સટ્ટામાં, ખરાબ સોબતમાં પૈસા કેમ વેરે છે તથા આખરે કેવાં દુ:ખી થાંય છે, તેના કલ્પના ચીત્રો વાર્તામાં સુંદર રીતે ગોઠવાયલાં છે. પૈસાવાળાને બગાડનારી તથા તેમની દોલત પર ત્રાપ મારનારી સોનેરી ટોળીઓ મુંબઇમાં ઓછી નથી. તો તેવા સુંદર પોશાકમાં તથા મીઠી જબાનમાં છુપાયલા સફેદ ઠગોના પણ પુસ્તકમાં આવતાં વર્ણનો રોજ રચાતાં ઇતિહાસનો નમુનો રજુ કરે છે. વળી પારસીઓમાં ફેશનની ફીશ્યારી કયાં સુધી વધી ગઇ છે તે જાણવાનું પણ આ પુસ્તક સાધન છે. ખુદા પર વિશ્વાસ રાખી પવિત્ર તથા પ્રમાણિક વર્તન રાખનાર આદમીને ગેબી મદદ મળી રહે છે, તથા ધર્મે જય તથા પાપે ક્ષય એ કહેવત બરાબર છે એ બતાવવા માટે જેમી તથા જરનાં પાત્રો તથા નાજાં અને બરજોરનાં પાત્રો બહુ સરસ રીતે દોરાયલાં છે. ખુદા સાચા આદમીની કસોટી કરે છે, અને અગ્નિમાં તપાવી ખરા સોનાની પરખ કરે છે, અને તેમાં જે પસાર થાય તેને અંતે સુખી કરે છે; વળી લાલચોમાં જે ફસાય તે દેખાવમાં ભલે મોજ મારતા હોય પણ અંતે દુ:ખના દરિયામાં ડુબે છે એ આ વાર્તાનો સાર છે. આ એક સંસારી નવલકથા છે અને તેમાં નીતિમય જીવન ગાળવાનો પાઠ શીખવવા આ યુવાન લેખકનો સુંદર પ્રયત્ન છે. તેનો પ્રયત્ન સફળ થાઓ એમ ઇચ્છું છું, અને આગાહી કરૂં છું કે તેઓ પારસી કોમના એક પ્રસિદ્ધ લેખક ભવિષ્યમાં થશે.

નવાજબાઇ ટી. કંટ્રાકટર.

હારડીંગ હાઉસ, ગોવાલ્યાટેન્ક રોડ, મુંબઇ.

મુંબઇ, તા. ૨૮-૧૦-૩૧.

કર્તા



દીનશાહ નસરવાનજી દસ્તુર

# દી બા ચો.

"અનુભવ એ મોટો શિક્ષક છે અને એના પાઠો કોઇપણ ભુલતું નથી." જ્યાંસુધી આપણને દુનિયાનો સંપૂર્ણ અનુભવ મળતો નથી, ત્યાંસુધી આપણને ઘણીક નિરાશાઓ મળે છે. દરેક ધંધામાં અનુભવની જરૂર છે. સાહીત્યની બાબતમાં પણ તેમજ છે. એક અનુભવી એક બિન અનુભવી કરતાં ઘણો સારો Progress કરી શકે છે.

"સદ્‌ગુણી સરોજ" નામની નોવેલ બ્હાર પડયા પછી મને પણ સાહીત્યની બાબતમાં થોડોક અનુભવ મળ્યો છે. જ્યારે "સદ્‌ગુણી સરોજ" નામની એક હીંદુ સંસારી નવલકથા બ્હાર પાડવાનો વિચાર કર્યો ત્યારે મ્હારા કેટલાક પારસી મિત્રો મને એક પારસી સંસારી નોવેલથી શરૂઆત કરવા કહેતા હતા. મ્હેં તેમ ન કર્યું અને પહેલાં હીંદુ સંસારનું ચિત્ર દોરતી "સદ્‌ગુણી સરોજ" નામની નવલકથા બ્હાર પાડી. મને આજે મળેલા થોડાક અનુભવ ઉપરથી હું એટલુંજ કહી શકું છું કે જાહેર–પ્રજા કોઇપણ સારી વસ્તુની કદર કરવાને ચુકતી નથી.

વ્હાલા વાંચક! આજે હું જાહેર–પ્રજા સમક્ષ "પલટાતું કીશ્મત" નામની એક પારસી સંસારનું ચિત્ર દોરતી નવલકથા મુકું છું. "પલટાતું કીશ્મત"ના પુસ્તકમાં કેટલાક પારસી સંસારના સવાલો ચર્ચાતા જોવામાં આવશે. રેશ, શેર, શરાબ અને સત્તાની "સોનેરી–જાળ"માં ફસાઇ જનારાની કેવી માઠી દશા થાય છે તે; પૈસાની ગરમીમાં "સત્તાના–મદ"નો દુરઉપયોગ કરનારને કુદરત તરફથી કેવો ફટકો પડે છે તે; અપ–ટુ–ડેટ ફેશનમાં રહીને ગરીબ અને ઓ

શિયાળાં સગાસ્નેહીઓને ધીક્કારનારને તથા ગરીબો અને મધ્યમ વર્ગની વિધવાઓના ત્રસ્ટી બની તેમની મિલ્કતો પચાવનારાઓને કુદરત તરફથી શું સજા થાય છે તે; ખાનદાની ઘરોમાં સુંદર પોશાકો સજી ઠોરગાઓ કેમ ઘુસી જાએ છે, અને અંતે સુખી સંસારનો કેમ દુઃખી સંસાર બનાવે છે તે; ગરીબાઇમાં ધીરજ, પ્રમાણીકતા અને શાંતિ રાખી ખુદા ઉપર વિશ્વાસ રાખી બંદગી કરનારને કુદરત તરફથી કેવો "અદલ ઇન્સાફ" મળે છે તે; આજનો અમીર તે કાલનો ફકીર અને એક નિર્દોષ, ઓશિયાળા, અને ગરીબાઇને લીધે હીણાયલા જરથોસ્તી જવાનનું સચ્ચાઇને માર્ગે ચાલવા માટે "કીસ્મત" કેમ પલટાઇ જાએ છે તે; વિગેરે "પલટાતું કીસ્મત"ની નવલકથામાં જોવામાં આવશે.

ટુંકામાં એટલુંજ કે:—

"As you sow so shall you reap."
"Evil to him who evil thinks."

મ્હારા ભલા મિત્ર મી. જયસુખલાલ જે દેશાઇ માટે બે બોલ લખવાની જરૂર છે. એ ભાઇ આજ લાંબા સમયથી મને મ્હારા કામમાં એક મિત્ર તરીકે મદદ આપી રહ્યા છે. મી. જયસુખલાલ દેશાઇ તો એક સારા આર્ટીસ્ટ છે, છતાં પણ સાહીત્યની બાબતમાં એમની સુચના મને ઘણીજ ઉપયોગી થઇ પડી છે. એ ભલા ભાઇનો આભાર માનવાને મ્હારી પાસે પુરતા શબ્દો નથી. ભાઇ જયસુખલાલ દેશાઇ ઉપરાંત મરાઠી સાહીત્યના ઉછરતા લેખક મ્હારા મિત્ર મી. વીષ્ણુ એન પાંગારકર બી. એ. ની પણ કેટલીક સુચનાઓ માટે હું આભાર માનું છું.

મ્હારા પારસી મિત્રોમાં હું કોનો આભાર માનું ને કોનો ન માનું ? પારસી મિત્રોનો આભાર માનવાને મ્હારી પાસે પુરતા શબ્દોજ નથી. જ્યારે મ્હેં "સદ્‌ગુણી સરોજ" નામની એક હીંદુ સંસારી નોવેલ બ્હાર પાડી, તે સમયે હિંદુ કોમની સાથે પારસી કોમે મને જે ઉત્તેજન આપ્યું છે, તે ઉપરથી એટલુંજ કહી શકાશે કે "દુનિયામાં પારસીઓ જેવા હાતીમ દીલના ઘણાજ થોડા હોય છે." આ સમયે મ્હારૂં ભલું ચ્હાનારા બે ભલા પારસી ગૃહસ્થો મરહુમ મી. શાહપુરજી હોડીવાળા બી. એ. તથા મી. જહાંગીરજી જે. વીમાદલાલના મરણની હું મ્હારે માટે કમનસીબીજ સમજું છું.

જેમ "સદ્‌ગુણી સરોજ"નો foreword મુંબઇની સ્મોલ કોઝીઝ કોર્ટના માજી વડા જડજ અને સાક્ષર દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ લખ્યો હતો, તેમજ આ "પલટાતું કીસ્મત"ની નવલકથાનો Foreword પારસી કોમના જાણીતા Educationist મીસ નવાજબાઇ ડી. કંટ્રાકટર બી. એ. જે. પી. એ લખ્યો છે. મીસ નવાજબાઇ ડી. કંટ્રાકટરની ઓળખ આપવાની ભાગ્યેજ જરૂર હોય. એ ભલાં બ્હેન મ્યુનીસીપલ સ્કુલસ કમીટીના એક સભાસદ ઉપરાંત ચંદા રામજી હાઇસ્કુલના પ્રીન્સીપોલ અને યુનીવર્સીટીના કાર્યમાં પણ આગેવાની ભર્યો ભાગ ભજવે છે. બ્હેન નવાજબાઇ ડી. કંટ્રાકટર જેવાં એક ભલાં અને કેળવાયલાં બાનુના હાથથી "પલટાતું કીસ્મત"નો Foreword લખાયો છે, અને એ બ્હેને પુસ્તક અભ્યાસની નજરે વાંચીને જે અભિપ્રાય આપ્યો છે, તેવોજ અભિપ્રાય જાહેર–પ્રજા પણ આપશે એવી મને આશા છે.

લી॰ પ્રજાનો નમ્ર સેવક

મુંબઇ, તા. ૨૯–૧૦–૩૧ **દીનશાહ નસરવાનજી દસ્તુર.**

# અર્પણ પત્રીકા.

ખાનસાહેબ હોરમસજી કાવસજી પસ્તાકયા જે. પી. કે જેઓ મુંબઇની મ્યુનીસીપાલીટીમાં એક આરકીટેકટના ઓહ્દા ઉપર છે; જેમને નામદાર સરકારની, મ્યુનીસીપાલીટીની ઘણા મોટાં જાહેર બાંધકામો કરીને, અને "ફેન્સી ફેટો" એકઝીબીશનો, ધર્મખાતાની બીલ્ડીંગો આતશ બહેરામ તથા ઘણીક અગીઆરોના બાંધકામોમાં મદદ આપીને આ ઇલાકાની કોમની અને દેશની સારી સેવા કરી છે. એ ભલા ભાઇને હું વર્ષો થયાં ઓળખું છું. મને wayમાં મુકવા એ ભાઇ હંમેશાં ઇંતેજાર અને તઇયાર હોય છે. મ્હારા આ ભલા well-wisherને આ મ્હારૂં પુસ્તક અર્પણ કરૂં છું.

લી. દીનશાહ નસરવાનજી દસ્તુર.



ખાન સાહેબ હોરમસજી કાવસજી પસ્તાકીયા જે. પી.

એમ. એસ. બી; એમ. આર. એસ. આઈ; એ. આર. પી. એચ. (લંડન)

# અનુક્રમણિકા

# શુદ્ધિ પત્રિકા

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૮ | પડયુ | પડયું |
| ૧૪ | ૧૩ | my | her |
| ૧૯ | ૨ | ભરાય | ભરાઇ |
| ૨૩ | ૧૧ | લાયાય | લાવ્યાચ |
| ,, | ૧૨ | ખરખેલાર | ખરખેલાફ |
| ,, | ૧૧ | ગાર | ગાળ |
| ૨૭ | ૨૦ | મર્યા | ગર્યાં |
| ૪૦ | ૨૧ | લાગુતું | લાગતું |
| ૪૩ | ૨૪ | નાખીય | નાખીએ |
| ૪૮ | ૧૧ | તહેમીનાના | તહેમીનાજ |
| ૫૨ | ૭ | પરતાવો | પરતાવો |
| ૫ | ૧૭ | 'સીરપસ' | 'સીરયસ' |
| ૭૨ | ૧૫ | હતી | છે |

| | | | |
|---|---|---|---|
| ૭૫ | ૧૯ | રરતો | રસ્તો |
| ૭૬ | ૨૦/૨૧ | ઢીનાને કહ્યો | વીલાને પૂછ્યું |
| ૮૦ | ૧૭ | નિંદખોર | નિંદાખોર |
| ૮૫ | ૨૦ | કરે | કહે |
| ૧૦૫ | ૧૭ | Milk | Mill |
| ૧૨૩ | ૧૪ | થીતીએ | વીલીએ |
| ૧૨૩ | ૧૬ | ,, | , |
| ૧૪૮ | ૨૦ | 'મોરટગેજ | 'મોરગેજ |
| ૧૪૯ | ૨૦ | ઘણેજ | ઘણોજ |
| ૧૫૩ | ૧૮ | તેનું | તેણે |
| ૧૭૦ | ૧૨ | મોટી | મોડી |
| ૧૫૫ | ૨૦ | બરજોર | જેમી |

ઇ. સ. ૧૯૩૧ માંના વર્ષની સૌથી સુંદર અને વીનમાં ગયેલી નોવેલ ' સદ્દગુણી સરોજ " એક વખત જરૂર વાંચો. " સદ્દગુણી સરોજ "નો Foreword જાણીતા સાક્ષર અને મુંબઇની સ્મોલ કોઝીઝ કોર્ટના માજી વડા જડજ દીવાન બ્હાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ લખ્યો છે. " સદ્દગુણી સરોજ "ને કરાંચીના જાણીતા વિદ્વાન દસ્તુર ડો. માણેકજી એન. ધાલા, મી. જમશેદ મેહેતા. (કરાંચી મ્યુનીસીપાલીટીના પ્રમુખ અને જાણીતા હીંદી.) મીસ. ખેપસી પાવરી દસ્તુર, લેડી પરસોતમદાસ ઠાકોર દાસ, લેડી ચુનીલાલ મેહેતા, મીસીસ ઝીણી કે. પેમાસ્તર (જાણીતાં પારસી બાનુ લેખક) શો. મ. દેશાઇ, મી. શાદીક વિગેરે હીંદુ પારસી મુસલમાને એક્કી અવાજે વખાણી છે.

# "સદ્દગુણી સરોજ"

દરેક જાણીતી લાયબ્રરીઓમાં મુકાયું છે, અને કેટલાંક પત્રોએ તો ઇનામી હરિફાઇમાં પણ આપ્યું છે. ભવિષ્યમાં નામદાર સરકારનું કેળવણી ખાતું " સદ્દગુણી સરોજ "ને સ્કુલોમાં Text book તરીકે ચલાવે, કારણકે " સદ્દગુણી સરોજ " જેવી નવલકથામાંથી બોધ સાથે જ્ઞાન પણ મળે છે. ન્હાનાં બાળકોને પણ વંચાવો, કારણકે પુસ્તકમાંથી કાંઇક નવુંજ શીખવાનું મળશે.

કીંમત રૂા. ૧-૮.

## એન. એમ. ત્રીપાઠીની કું.

કાલબાદેવી રોડ, મુંબાઇ.

અમારા ઉપર અમારી "સદ્‌ગુણી સરોજ"ની નવલકથાના લગભગ ૩૫ જુદા જુદા પત્રો માસીકો અને ચોપાન્યાઓના અભિપ્રાયો છે, અને તે ભવિષ્યમાં અમે અમારી "સદ્‌ગુણી સરોજ"ની બીજી આવૃત્તિમાં પ્રગટ કરવા ધચ્છીએ છીએ. હાલમાં થોડાક આગેવાન પત્રોના અભિપ્રાયો આપીશું.

# "સદ્‌ગુણી સરોજ"ને

### માટે આગેવાન છાપાઓ શું કહે છે?

## સદગુણી સરોજ.

ઉપલાં નામની નવલકથા મી૦ દીનશાહ નશરવાનજી દસ્તુરને હાથે લખાયલી છે. આ વારતા હાલની રૂઢી મુજબનો અંગ્રેજી વારતાનો તરજુમો નથી પણ મી૦ દસ્તુરે પોતાનાજ ખયાલ ઉપરથી હીંદુ સંસારને લગતી ચીત્રી કહાડી છે આ વારતાના સંબંધમાં એ પુસ્તકમાં પ્રસ્તાવના લખતાં દી૦ બા૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જણાવે છે કે કરતાએ આ પુસ્તકમાં હીંદુઓનો ગૃહસંસાર હીંદુ સાધ ગુજરાતીમાં ચીતારયો છે. વારતા સારો બોધ અને ચાનક આપનારી છે તેમાં છળકપટો ચાલવા છતાં આયંદે સાચો પ્રેમ ફાવતો અને સદગુણને ફતેહ મળતી જોવામાં આવે છે અને વારતાનું સુખી છેવટ આવે છે.

આ વારતા કેવી ઢબે લખાઇ છે તેનો વાંચકને ખ્યાલ આપવા માટે અંધારામાં રસ્તો લેતાં બે જણનું નીચલું વર્ણન અમો હેઠળ ઉતારીયે છીએ.—

'કૃષ્ણદાસ ! પ્યારા ! આપણે ક્યાં જઇશું.'

'આપણે જ્યાં જવાનું છે તે સ્થળ અહીંથી બહુ દુર નથી.'

તેઓ આગળ ચાલી એક ઝાડની ઘટામાં પ્રવેશ્યાં. અહીંથી એક વીકટ માર્ગ દક્ષીણ દીશા તરફ જતો હતો અંધારામાં આ માર્ગ બીલકુલ દેખાતો ન હતો. પરંતુ બંજુ જાણે એ માર્ગનો ભોમીયો હોય તેમ નંદાનો હાથ પકડીને સહેલાઇથી આગળ ધસતો હતો. કેટલી વારે તે એક જુના પુરાણા ઘર આગળ આવી પહોંચ્યો. હજી આકાશમાંના તારા અદૃષ્ય થયા ન હતા. આકાશમાં કાળાં વાદળાંઓના ટોળાં વળ્યાં હતાં. બંજુએ દરવાજાને ટકોરા માર્યા.

'કોણ છે એ ?' અંદરથી કોઇનો અર્ધનીંદ્રામાંથી જાગૃત થવાનો અવાજ આવ્યો.

'કોઇ નહી, દ્વાર ઉઘાડ, એ હું બંજુ.'

તરતજ દીવો સળગાવી એક મનુષ્યે દ્વાર ઉઘાડ્યું, અને તે બંનેને અંદર દાખલ કર્યાં અને તે જુનું કમાડ અવાજ સાથે ઢંકાયું.

તે જુના મકાનને અંદરથી બારીકાઇથી જોતાં સઘળો સામાન અવ્યવસ્થીત પડેલો હોવાથી જોનારને એમ લાગતું કે એ ઘર મનુષ્યની વસ્તી વીનાનું હતું.

(મળવાનું ઠેકાણું—એન. એમ. ત્રીપાઠીની કંપની, કાળબાદેવી રોડ મુંબઇ. કીંમત રૂ. ૧-૮-૦.

સાંજ વર્તમાન તા. ૧૭મી ડીસેમ્બર ૧૯૩૦.

# સદગુણી સરોજ.

## (કરતા–મી૦ દીનશાહ નશરવાનજી દસ્તુર.)

આ વારતાનું પુસ્તક આશરે બસો સફાનું છે અને તેમાં હીંદુ સંસારની એક નવલકથા આપી છે. હીંદુ સંસારની વારતા એક પારસી લખે તે કાંઇક નવાઇ જેવું લાગે છે અને એવી વારતાને એક પારસી ઇન્સાફ આપે તે બાબે ઘણાઓ શકથી ડોકું ધુણાવે એ બનવાજોગ છે. પણ મુંબઇની સ્મોલ કૉઝ કોરટના માજી ચીફ જજ રા૦ બા૦ કૃષ્ણલાલ ઝવેરીએ આ પુસ્તકના દીબાચામાં જે કાંઇ લખ્યું છે તે ઉપરથી તેઓની એ શંકા દુર થશે. તેવણ લખે છે કે "એક પારસી હીંદુઓનો ગૃહ સંસાર આવી સારી રીતે ચીતરી શકે અને તે પણ હીંદુસાઇ ગુજરાતીમાં એજ મી૦ દસ્તુરને ધન્યવાદ આપવાનું મોટું કારણ છે." વારતા ટુંકી છે, છતાં દુનિયામાં ભોળાઓ કેમ ઠગાય છે અને સાચા પ્રેમની તેમજ સદગુણની કેમ ફતેહ થાય છે તેનો અચ્છો ચીતાર તેમાં અપાયો છે.

જામે જમશેદ શનીવાર તા. ૨૭મી ડીસેંબર ૧૯૩૦

# સદ્‌ગુણી સરોજ.

હીંદુ સમાજનું પારસી યુવકે લખેલું આ પુસ્તક મુખ્ય ગુજરાતીમાં લખાયું છે. પારસી લેખકો ધારે તો કેવું શુધ્ધ લખી શકે છે તે શ્રી દીનશાહ નસરવાનજી દસ્તુરના 'સદ્‌ગુણી સરોજ' પુસ્તક પરથી જોઇ શકાય તેમ છે. લખનાર શુધ્ધ ગુજરાતીથી જેટલા પરીચીત છે તેટલી હીંદુ સમાજની રીતભાત અને રહેણી કરણીથી પણ જાણીતા જણાય છે. લાડમાં ઉછરેલો શ્રીમંતનો પુત્ર ખરાબ મીત્રોની સોબતમાં કેવો આડે મારગે ઘસડાઇ જાય છે અને અનેક વીપતી છતાં હીંદુ બાળા કેટલી મકકમ રહે છે તે આ પુસ્તકમાં વરણવવામાં આવ્યું છે. વારતામાં કોઇ કોઇ ઠેકાણે અસંભવીતપણું જણાય, પરંતુ મુંબઇ જેવા શહેરમાં કંઇ પણ અસંભવીત કે અશકય નથી. દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ આ પુસ્તક માટે પ્રાસ્તવીક વચનો લખ્યા છે. સુંદર અને શુધ્ધ શૈલીમાં હીંદુ સમાજનું આવું પુસ્તક લખવા માટે મી. દીનશાહ નસરવાનજી દસ્તુરને અભીનંદન ઘટે છે. પુસ્તકની કીમત રૂ. ૧ાા છે ને અત્રે કાલબાદેવી રોડ પર મેસર્સ એન. એમ. ત્રીપાઠીની કંપનીમાંથી મળે છે.

મુંબઇ સમાચાર બુધવાર તારીખ ૩૧ ડીસેંબર ૧૯૩૦

( વધુ રીવ્યુ માટે જુઓ પાનું ૩૨૩ )

## પ્રકરણ ૧ લું.

### "માંદગીને બિછાને"

મુંબઇ જેવી મોજીલી અને શોખીન નગરીમાં "મલબાર હીલ"ના નામથી કોણ અંજાણુ હશે? આ સુંદર અને રળિયામણી હીલ ઉપર મુંબાઇના જાહેર રસ્તાઓ જેવા કે-કાલબાદેવી, ગ્રાંટરોડ, ભુલેશ્વર, કોટ, હોરનબી રોડ-ઉપર જેમ મુંબઇના શહેરીઓને ટ્રેનો, ટ્રામો, બસો, મોટરો અને વિકટોરિયાના ચાલુ અવાજો અને ઘોંઘાટથી કંટાળી જવું પડે છે, તેમ મુંબઇ શહેરના બડેખાં માલેતુજાર શેઠીયાઓ, જાણીતા ધારાશાસ્ત્રીઓ, જાણીતા ડૉકટરો સરકારી અમલદારો અને બીજા એવા સુખી વર્ગથી વસાયલી આ હીલ ઉપર રહેનારાઓને આવા અવાજો સાંભળવા પડતા નથી. આ હીલ ઉપર રહેનારાઓ તો મુંબઇમાં વરતાજ ન હોય. તેવીજ શાંતિ અને દરિયાનો કુદરતી દેખાવ જોઇ મનને રાજી કરી શકે છે. મલબાર હીલ ઉપર મોટા મોટા શ્રીમંતો અને માલેતુજારોના બંગલાઓ છે અને "હીરાજી હીરા-માણેક" લોજ નામનો એક સુંદર અને રળિયામણો બંગલો પણ આ હીલ ઉપરજ આવેલો છે.

આ "હીરજી હીરા–માણેક લોજમાં" આજ ઘણા માણસોની આવજાવ અને દોડાદોડ ચાલતી હતી. આ હીરા–માણેક લોજમાં આજે અશાંતિ, ગંભીરતા અને બેચેની જણાતી હતી. આ "હીરા–માણેક લોજના બાગમાંના" ફુલો પણ આજે રોજની માફક પોતાની સુંદર સુગંધી, અને તાજગી દેખાવોથી મનુષ્યને અને માણસજાતને આનંદ નહિ આપતાં હતાં, પણ બાગમાંના સુંદર ફુલો પણ પોતાની સુગંધી છુપાવી કદરૂપો દેખાવ કરતાં હોય એવું આ બાગમાંના ફુલો ધારી ધારીને જોનારને લાગતું હતું. આ "હીરા–માણેક લોજનો" રળિયામણો સુંદર ફુવારો કે જે કિમતી સંગેમરમરના પથ્થરથી બાંધેલો હતો, અને જે ફુવારો સહવાર સાંજ ઉડી રૂપેરી પાણીનો છંટકાવ કરી ગોયા નાજ નખરાથી ગેલ કરી ચારે બાજુ ઉડી ઇન્સાનને તાજગી આપતો હતો, તેપણ કદરૂપો અને તે બિહામણો આજે દેખાતો હતો. ટુંકમાં "હીરા માણેક લોજ"ના બંગલા, બાગ અને આજુબાજુનો દેખાવ તથા આસમાન ઉપરના કાળાં વાદળાં અને કંટાળાભરેલો કવખતની રૂતુનો દિવસ આજે એવી આગાહી કરતો જણાતો હતો કે આજે "હીરા–માણેક લોજમાં" કાંઇ માઠો બનાવ બનશે.

* * * *

આ દુનિયામાં જાતજાતના માણસો હોય છે. કેટલાકો પાસે પૈસા હોય છે, તો તેઓ મગરૂરીમાં મસ્ત બની, પોતાની માલ મિલકત અને દોલત ઉપર મુસ્તાક બની, ગરીબ અને ઓશિયાળા અવતારના સગાંસ્નેહીઓ, કુટુંબીઓ અને કોમના ગરીબ માણસોને દબરાવી તથા તેઓ પાસે ખુશામત કરાવી, પોતાના ગુણો અને

મોટાઇના વખાણો કરાવવા ઇંતેજાર હોય છે. બીજાઓ આ દુનિયાના સંસારના વિકટ સાગરમાં થોડા પૈસા હોય, છતાં પણ મોટા માલેતુજાર અને શ્રીમંતાઇના બ્હાર દેખાવ કરી, ખોટા ખર્ચો રાખીને, પોતાની માલમિલ્કત ખર્ચીને, લોકોના ટ્રસ્ટી બનીને તેમના પણ પૈસા હજમ કરીને, પોતાને "હાતમતાઇ" જેવા સમજી માનઅકરામથી ફુરી હરીને, પોતાની "જય" બોલાવીને કરજો મુકીને, અંતે મરી જઇને, આજુબાજુના સગાંસ્નેહીઓ તથા કુટુંબીઓને કફોડી સ્થિતિમાં મુકી દે છે.

કોઇકો એવા મતલબીયાઓ અને સ્વાર્થીઓ હોય છે, કે જો પોતાને એક પૈસાનો ફાયદો થતો હોય તો બીજાનું રૂપ્યાનું પણ નુકશાન કરી નાખે છે, અને પોતાનો સ્વાર્થ સાંધવા ધમપછાડા મારીને હજારો રૂપ્યા બ્હાર ફેંકી દઇને, પોતાના બૈરી છોકરાંઓને રખડાવીને, તેમના ઉપર અનેક જાતનું દુઃખ પાડીને તથા બૈરી છોકરાંઓને બીજા બ્હારના લોકોની નજરમાં હલકાં ચીતરીને યુરોપ અને અમેરીકાની મોહી લગાડીને, ત્યાંની ગોરી મડમોને પોતાના હજારો રૂપ્યા ખવડાવીને, પોતાની તીજોરીના તળ્યાં લીલોત્રી વિનાના સફાચટ સુક્કા મયદાન બનાવીને, અને મરતી વખતે પોતાની જવાનીમાં કરેલી ભુલો જોઇને પસ્તાવો કરીને આ દુનિયામાં દુઃખી થઇને આ ફાની દુનિયાને છેલ્લી સલામ કરીને જાય છે.

વ્હાલા વાંચક ! "હીરા માણેક લોજ"ના માલેક હીરાજી હીરા-માણેક ઘણુંખરું મેં ઉપર કહ્યું તેવી હબના એક મહસ્થ હતા. હીરાજીની ઉમર આશરે ૫૨ વર્ષની હાલમાં હતી. તેમનું

બદન ભરાવદાર અને મજબુત હતું. મોહું મજેનું ગોળ હતું, અને સાધારણ ઉંચા અને મજબુત બાંધાના હીરાજી શેઠ એક પારસી ગ્રહસ્થ હતા. હીરાજી તવંગર હતા પણ પોતાની મિલ્કત અને પૈસા પોતાના ઘરના છોકરાંઓને રખડાવીને, પોતાની બૈરી છોકરાંઓની ભોગે યુરોપ અને અમેરીકાની ગોરી મડમોને ખવડાવતા હતા. ગોરી મડમોની મોહીનીમાં તો હીરાજી શેઠની તિજોરીના પણ તળીયા ખાલી થઇ ગયાં હતાં, અને અધુરામાં પુરૂં જેમના ત્રસ્ટી થયા હતા, તેમના પણ પૈસા હજમ કરી ગયા હતા. આ ગોરી મડમો કે જેઓ જ્યારે હીરાજી શેઠ પાસે પૈસા હતા, ત્યારે પોતાનો જાન અને પ્રાણ પણ હીરાજી શેઠ માટે આપવા તૈયાર હતી, તેઓજ હીરાજી શેઠના દુઃખના વખતમાં પેલી કહેવત મુજબ "ખાઇને ખસી ગઇ, અને લઇને નાસી ગઇ" તેમજ હીરાજીના દુઃખ અને માંદગીના વખતમાં યુરોપ અને અમેરીકા વંજો માપી ગઇ હતી.

*　*　*　*

હીરાજી હીરા માણેક આજ લગભગ છ મહીના થયા ખાટલે પડેલા હતા. હીરાજી હીરા માણેકને આંતરડાનો ખે થયો હતો અને લગભગ છ મહીના થયા દુઃખી દુઃખી થઇ પોતે પોતાનું રોજ મોત માંગતા હતા, પણ મોત હીરાજી શેઠથી ગભરાઇને દુરજ નાસતું હતું.

હીરાજીના દુઃખના વખતમાં જો કોઇપણ મદદગાર થઇ પડયું હોય, તો તે એકજ બાનુ હતી, અને તે હીરાજીના નાજાં નામની છોકરી હતી.

નાજાં આશરે ૨૨ થી ૨૩ વર્ષની ઉમરની દેખાવડી અને એક ખુબસુરત બાનુ હતી. નાજાંની સુંદર વાયોલેટ આંખો અને કૃપાળ જોઇને સામા માણસને લાગતું કે આ કોઇ ખરેખરજ નસીબદાર બાનુ હોવી જોઇએ. નાજાંના ચ્હેરાને બંધબેસતુંજ અનીઆળું નાક હતું. નાજાં જ્યારે હસ્તી, ત્યારે નાજાંના ગાલમાં ખાડો પડતો, અને નાજાંના સુંદર ગુલાબી ગાલો ઉપરનો કાળો તલ, અને નાજાંના સુંદર લાંબા વાળોનું વર્ણન કરવાને કવિ કે લેખકની કલમ પણ સંપૂર્ણ ઇન્સાફ આપી શકેજ નહિ. નાજાં ભલી, સદ્‌ગુણી, દુ:ખીને દુ:ખમાં મદદગાર થનારી, લાગણીવાલી, અને ખુદાને ઓળખીને ચાલનારી તથા જરથોસ્તી ધર્મના આલા ફરમાનો મુજબ રહેનાર એક સદ્‌ગુણી સ્ત્રીના નમુનારૂપ હતી. નાજામાં ધીરજ, હિમ્મત, અને ભલાઇના ગુણો જોવામાં આવતા હતા. નાજાં મોઢા ઊપરથી ઘણીજ નસીબદાર જણાતી હતી, પણ નાજાં હાલમાં ખરેખર નસીબદાર હતીજ નહિ, કારણ કે નાજાંના માતા નાજાં જ્યારે બે વર્ષની હતી, ત્યારે આ દુનિયા છોડી ચાલી ગયાં હતાં.

હીરાજી હીરા–માણેકની નાજાં એક પુરીજ દીકરી હતી: હીરાજીને ચાર પારસી બૈરીઓ થઇ હતી, અને ચાર બૈરી વચ્ચે નાજાંજ એક પુરી દીકરી હાલમાં હતી. હીરાજી નાજાંની મંમાં કે જેમનું નામ રતનબાઇ હતું, તેઓ અમદાવાદના ગરીબ પણ ખાનદાની ગૃહસ્થ મરહુમ મી. જમશેદ ફરદુનજી જમાદારના બેટી થતાં હતાં. નાજાંના મંમાં મરહુમ રતનબાઇ નાજાંના જેવાંજ ભલાં, સદ્‌ગુણી

અને લાગણીવાલાં હતાં. નાજાંમાં નાજાંના મંમાનાજ ગુણો ઉતરેલા હતા. મરહુમ રતનબાઇએ પોતાના ખાવિંદ હીરાજીને ત્યાં કાંઇપણ સુખ જોયું હતું નહિ. રતનબાઇના પિતા ગરીબ હતા, અને હીરાજી હીરા માણેક કાંઇ મરહુમ રતનબાઇ સાથે શેહાદીના ગાંઠથી જોડાય તેમ બીલકુલ હતુંજ નહિ, પણ હીરાજી શેઠ તો સબબંદરના વેપારી હતા. હીરાજી શેઠ પોતાના ધંધાના અર્થે એક વખત અમદાવાદ ગયા હતા. હીરાજીને ત્રણ પારસી બૈરીઓ આગળ થઇ ગઇ હતી, અને ત્રણેત્રણ હીરાજીને હાથે હાડમાર થઇને આ મતલબી ફ્રાની દુનિયા છોડી ચાલી ગઇઓ હતી. હીરાજી શેઠ ભપકાથી રહેતા, અને પોતાની મોટાઇ બતાવવા કોઇક વખતે ગરીબોને સખાવતો પણ કરતા હતા. મરહુમ જમશેદજી જમાદારની છોકરી રતનબાઇ જવાન હતી, ખુબસુરત હતી, અને હીરાજી હીરા–માણેકે બિછાવેલી સોનેરી–જાળમાં મરહુમ રતનબાઇ ફસી પડી હતી. હીરાજી શેઠ પાછળથી ખસી જવા માંગતા હતા, કારણ કે હીરાજીને એક તો ગરીબોના નામની સુગ હતી, અને રતનબાઇ ગરીબ બાપની બેટી. થતી હતી. અમદાવાદના કેટલાક ભલા અને સદ્‌ગુણી જરથોસ્તીઓએ મરહુમ જમશેદજી જમાદારની "સાઇડ" લીધી, અને હીરાજી શેઠે જોઇ લીધું કે તેવણથી છટકાય તેમ નથી, તેથી ના છુટકે મરહુમ રતનબાઇ સાથે "સંસારની નૌકા" ચલાવવા માટે શેહાદીના ગાંઠથી જોડાયા હતા.

મરહુમ રતનબાઇએ હીરાજી હીરા–માણેક સાથે પરણીને કાંઇ પણ સુખ જોયું હતું નહિ. હીરાજીને તો ગોરી મડમોની અજબ

મોહીની લાગ્યાથી વર્ષમાં ત્રણ ચાર વખત યુરોપ અને અમેરીકા જતા હતા, અને ત્યાંથી "મીસ હેનરી" અને "મીસ કુપર" નામના બે પંખેરાઓને મુંબાઇમાં રાખીને બિચારી રતનબાઇને નોકરડીની માફક ગણીને મરહુમ રતનબાઇ ઉપર ખુબ દુઃખ પાડયું હતું. હીરાજી શેઠે રતનબાઇને ઘણીક વખતે ઘોડાના ચાબુકથી બરફાતી કાઢી હતી, અને કોઇક વખતે તો આ બિચારી ગરીબ અને ખાનદાની બાપની બેટીને લાતમુક્કીનીજ સાથે વાત કરી હતી, જ્યારે પેલી "મીસ હેનરી" અને "મીસ કુપરને" હજારો રૂપીયા ખવાડીને રાણીના રાજ મલબાર હીલના આ પારસી શેઠયા કરાવતા હતા. રતનબાઇ દુઃખે દુઃખે ૨૫ વર્ષની ભર જુવાનીમાં દમના રોગથી પીડાઇ પીડાઇને આ દુનિયાને છેલ્લી સલામ કરીને દુનિયાનું અજવાળુ જોતાં બંધ થયાં. રતનબાઇ જો દુનિયામાં કોઇપણ ચીજ મુકી ગયાં હોય તો આ એક નાજાં નામની છોકરીજ હતી.

હીરાજી હીરા—માણેકે રતનબાઇના ગુજરી જવા પછી પોતાના સાસરાવાલાં તે જમાદાર કુટુંબ સાથે પોતાનો બધોજ વ્હેવ્હાર તોડી નાખ્યો હતો. નાજાંને નાજાંના માસી મમાઇએ ગરીબ સંસારે અમદાવાદમાં ૧૨ વર્ષ વેર ઉછેરી હતી. નાજાં હજુ તો ૧૪ વર્ષની થાય તેટલામાં છજ મહીનાના અંતરે નાજાંના મમાઇ અને માસી બેઉ ગુજરી ગયાં. ગરીબ બિચારી નાજાં! નાજાંનો બાપ મુંબઇમાં હજારો રૂપ્યા ગોરી મડમો સાથે ઉડાવતો, ત્યારે આ બિચારી નિર્દોષ છોકરી તરફ ઝાંખીને જુએ પણ નહિ. અરે! હીરાજી શેઠ નાજાંને

પોતાની દીકરી તરીકે કહેવામાં પણ કદાચ પોતાના પોઝીશનમાં ખામી આવેલી સમજે. બિચારી નાજાં માસ્તરણી બનીને તથા નર્સ તરીકે કામ કરીને આબરૂ ઇજ્જતથી ન્હાની ઉમરમાંથીજ વૈતરૂં કરીને પોતાનું ગુજરાન ચલાવતી હતી.

આપણે આગળ જોયું તેમ હીરાજીએ નાજાં સાથે કોઇપણ જાતનો સંબંધ રાખ્યો હતો નહિ. હાલમાં હીરાજી ખાટલે હતા. માંદગીને બિછાને હતા, ત્યારે દુઃખના વખતમાં પેલી જુદદીન બાઇઓ "મિસ હેનરી" અને "મિસ કુપર" કોઇ મદદે આવ્યું કે ? વ્હાલા વાંચક ! જ્યારે હીરાજીના પૈસા કમી થતા જોયા; જ્યારે હીરાજીને ભુખ્ખા થતા આ જુદદીનોએ જોયા; જ્યારે હીરાજીની તબિયેત લથડવાની થઇ; ત્યારે આ જુદદીન બાનુઓ કે જેમની પાછળ હીરાજીએ હજારો રૂપીઆનો ધુમાડો કર્યો હતો; જેમને લીધે પોતાની પારસી બાનુઓને હેરાને હેરાન કરી દુઃખી કર્યાં; અને આજ જુદદીન બાનુઓને લીધે હીરાજીએ ગરીબ બિચારી પારસી વિધવાઓની માલમિલ્કતના અને રૂપીઆના ત્રસ્ટી હતા, તે રૂપ્યા પૈસા ખર્ચી નાખીને તે બિચારી પારસી વિધવાઓને રખડાવી, તેજ તે જુદદીન બાનુઓ "મીસ હેનરી" અને "મિસ કુપર" હીરાજીનું અપમાન કરીને તથા હીરાજીને લાત મારીને સ્ટીમર ઉપર ચઢી જઇને યુરોપ અને અમેરીકાનો રસ્તો લઇ લીધો. જુદદીનો તો નાફરમાન થાય, પણ એક નાજાં જેવી ભલી અને સદ્દગુણી જરથોસ્તી બાનુએ કાંઇ હીરાજીના પૈસે મોજ નહિ કીધી હતી. હીરાજીએ સુખના વખતમાં તો નાજાંને કોઇ પણ દિવસ યાદ પણ કરી નહિ હતી, પણ આ ભલી અને સદ્દગુણી

નાજાંએ જ્યારે જાણ્યું કે હીરાજી ખાટલે છે, હીરાજી દુઃખી થાય છે ત્યારે પોતાનું નામ કેટી કરાકા રાખીને એક નર્સ તરીકે "હીરા-માણેક" હોજમાં રહીને પોતાના બાપનો ખાટલો કર્યો.

* * *

"હીરાજી હીરાજી! હિમ્મત રાખો, ખુદા સારૂંજ કરશે, રૂસ્તમે પોતાના ભાઇને દીલાસો આપતાં કહ્યું.

"રૂસ્તમ, મારા વ્હાલા ભાઇ રૂસ્તમ, હીમ્મત કેવી રાખું? મેં આએ દુનીયામાં ભલાઇ કરીજ નથી. આજ ૭ ૭ મહીના થયા હું ખાટલે પડયો છું. અરે! શું કરૂં? મેં મ્હારી બેરીઓ ઉપર પણ પુષ્કળ જુલમ પાડયો. ગરીબ પારસી વિધવાઓને અને જેનો ટ્રસ્ટી થયો ત્યાં દગો કરીને વિધવાઓના અને અનેક ગરીબોના મેં લોહી ચુસ્યાં છે; અને તે લોકોનાં પૈસા હજમ કરી ગયો; તેનુંજ ફળ આજે હું જોઇ રહ્યો છું." હીરાજીએ રડતાં રડતાં પસ્તાવો કરતાં રૂસ્તમને કહ્યું.

"ભાઇ, ભાઇ, એવું કાંઇ યાદ ના કરો. જે થયું તે થયું. આએ દુનીયામાં કાંઇ તમોએ એકલાએજ એવાં કામો નથી કીધાં. બધા કરે છે અને તમે બી કીધું હોય તો શું થયું?" રૂસ્તમે પોતાના ભાઇને શાંત કરવાની કોશેશ કરતાં કહ્યું.

"રૂસ્તમ, વ્હાલા રૂસ્તમ, મને હવે બહુ પસ્તાવો થાય છે. આએ દુનીયામાં મેં શું કરવા ભલાઇ નહી કીધી? અરે શું કરૂં? મ્હારી બેરીઓ ઊપર પણ મેં ઘણો ઘાતકી જુલમ કર્યો છે. અરે ચાર બૈરી વચ્ચે એક છોકરી થઇ અને તે મ્હારી

દીકરી નાજાં આજે જીવતી હશે કે મરી ગઇ હશે! ઓ ખુદા! શું ત્હારો ઇન્સાફ છે?" હીરાજી માથા ઉપર મુક્કા મારીને છાટી ફુટી રડી પડયા. બધાંની આંખોમાંથી આ દેખાવ જોઇને પાણીના રેલા ચાલવા માંડયા. નાજાં પણ ખુબ રડી, અને પોતાના મનમાં બળાપો કરવા લાગી. આ વખતે નાજાંને અનેક વિચારો ગુંગળાવવા લાગ્યા. ઘડીકમાં તેને એમ થતું હતું કે હું જાહેર થઇ જાઉં પછી થોડીજ વારમાં આ ગભરાયલી બાનુ પોતાના વિચારો બદલતી હતી. આ સંસારના વિકટ સાગરમાં કે જ્યાં કરોડો વહાણો ખડક સાથે અથડાય છે અને અંતે અનેક હાડમારીઓ વેઠીને કીનારે આવે છે, તેમજ નાજાંના મગજમાં વિચારના મોજાં ઉછળી રહ્યાં હતાં. અને અનેક વિચારો નાંજાંને ગુંચવાવી રહ્યાં હતાં.

"વ્હાલા ભાઇ હીરાજી, શાંત થાઓ આટલે વર્ષે તમે નાજાંને યાદ કરો છો, એટલે આપણે કયાં નાજાંને શોધવા જઇએ? નાજાં તો બિચારી મરી પણ ગઇ હશે." રૂસ્તમે હીરાજીને કહ્યું.

"રૂસ્તમ, રૂસ્તમ, તું મ્હારો વાહ્લો ભાઇ છે, પણ આજે મરતી વખતે મને મ્હારી નાજાં સાથે છેલ્લો મેળાપ કરાવ." બોલતાં બોલતાં બેશુદ્ધ થઇ ગયા. નાજાં આ દેખાવ જોઇને પોતાના બાપ હીરાજીના ગળે લાગી ભેટી પડી અને બુમ મારીને ખુબ જોસથી પોતાના દીલના કપડાં ફાડી તોડી નાખીને રડતાં બોલી "ઓ મારા મુરબ્બી. બાવાજી, હું નાંજા—ત્હમારી કમનસીબ દીકરી અહીંજ મુએલી છઉં."

નાજાંના આ શબ્દોથી હીરાજીના મોઢા ઉપર ખુશાલીનો છાયો જણાયો. મરતી વખતે પોતાની ઉમેદ બર આવતાં જોઇને હીરાજી શેઠ પોતાનું બધું દુઃખ ભુલી ગયા અને ખુશીમાં આવી જઇને એકદમ બોલી ઉઠયા કે "કોણ તું મ્હારી દીકરી નાજાં ?" બન્ને બાપ દીકરી ભેટી પડયાં. હરખના આંસુઓ વ્હેવાં લાગ્યાં અને હીરાજી હીરા–માણેકને હવે દુનીયા કાંઇ નવી જેવી લાગવા માંડી.

"મ્હારી વહાલી દીકરી, તું કયાંથી આવી ? કેમ આવી ?" હીરાજીએ રડતાં રડતાં નાજાંને પુછયું.

"બાવાજી, મ્હારા મુરબ્બી બાવાજી, મ્હારા નસીબનું, મ્હારા દુઃખનું, અને મ્હારી આફતોનું બ્યાન હવે અહીં કરી ત્હમારો જીવ હું વધારે ઉકળાવવા માંગતી નથી." નાજાંએ પોતાના બાપને રડતાં રડતાં જવાબ આપ્યો.

"નહિં નહિં મને કહે દીકરા કે ત્હારી શું મુશ્કેલીઓ અને તારા ઉપર શું દુઃખ છે ?"

"બાવાજી, હવે તે વાત કરવામાં ફાયદો નથી."

"હું તો ત્હમો મુરબ્બીની સેવા કરવા, "કેટી કરાકાનુ" નામ ધારણ કરીને અહીં નર્સ તરીકે આવી છું."

"શાબાશ, મ્હારી વ્હાલી દીકરી શાબાશ, મને માફ કરજે. તેં તો તારી ફરજ બજાવી, પણ હું એક બાપ તરીકે ફરજ બજાવવામાં

પાછળ પડયો છું. રૂસ્તમ, રૂસ્તમ, મ્હારા વહાલા ભાઇ રૂસ્તમ ! મને એક વચન આએ દુનિયા છોડી જતાં પહેલાં તું આપ"

"ભાઇ શું છે તે તો કહો !" રૂસ્તમે હીરાજીને પુછ્યું.

"તું ગભરા ના, ત્હારી ઉપર હું એક સાદી ફરજ નાખવા માટે ત્હારી પાસેથી હું વચન લેવા માગું છું."

"શું એમ છે ! ત્યારે ભાઇ લેવ આએ મારૂ વચન." બોલતાં રૂસ્તમે હીરાજીને વચન આપ્યું.

"રૂસ્તમ, હું ખુશી થયો કે તેં મને વચન આપ્યું, અને આજે હું એટલુંજ ઇચ્છું છું કે મ્હારી નાજાંની શેહાદી ત્હારા જેમી દીકરા સાથે ત્હારે કરવી. જો તું નાજાંને ત્હારી વહુ કરશે તો હું ત્હારો આભારી આએ દુનીયામાં અને પેલી દુનીયામાં પણ થઇશ"

"જરૂર, ભાઇ જરૂર, નાજાંબી મ્હારીજ દીકરી છે. નાજાંને હું જરૂરજ મ્હારા જેમી દીકરા સાથે પરણાવીશ. હીરાજીભાઇ, તમે હવે એ વાતની ફીકર ના કરતા." રૂસ્તમે હીરાજીના વચનથી બંધાઇ જતાં કહ્યું.

વ્હાલા વાંચક ? આ વખતે રૂસ્તમજી હીરા–માણેકના ધણીયાણી તેહમીના કે જેવણુ મોટે ઘરના બાનુ હતાં, તેવણુને આ વાતચીત બીલકુલ ગમતી હતી નહિ, કારણ કે નાજાં નોકરી કરીને પોતાનું ગુજરાન કરતી એક ગરીબ છોકરી હતી. નાજાંની માતા તરફનું કુટુંબ પણ ઘણુંજ ગરીબ હતું. રૂસ્તમજી હીરા–માણેકના બાનુ મીસીસ તેહમીનાના

મગજની તિજોરીમાં કાંઈ એવુંજ અભિમાન હતું કે પૈસાદારો સિવાય ગરીબો તો અક્કલવગરના, સ્વાથી', લુચ્ચા, તથા દગાબાજજ આ દુનીયામાં હોય છે. મીસીસ રૂસ્તમજી હીરા—માણેક તો અમૃત પીને આવ્યાં હોય અને આ ફાની દુનીયામાં જાવેદાન રહેવાના હોય એવુંજ કાંઇ સમજતાં હતાં. જેમ રૂસ્તમજી હીરા—માણેકના ધણીયાણી તેહમીના ગરીબો માટે ધીક્કાર અને સુગ ધરાવતાં હતાં, તેમજ તહેમીનાના ફરજંદો વીલી, રતી, થ્રીતી અને જેમી પણ કરતાં હતાં. જેમીને પણ બાપકાકાની વાતચીત ગમતી હતી નહીં, અને પોતાના જાની દોસ્ત જહાંગીર જહાંબોરડીવાળાને પોતાના બાપકાકા વચ્ચે વંચન લેવાયા હતાં તે વખતે કહેતો કે "બુઢ્ઢાનું કાતરયું ગેપ છે. બોલવા બકવા દેની. અદરાયચ કોણ અને પરણેચ કોણ ?" એક બાજુ રૂસ્તમજી, હીરાજી અને નાંજા વચ્ચે ખુલ્લાં દીલથી વાતચીત ચાલી છાતીનો ઊભરો ખાલી થતો હતો તે વખતે તહેમીના વીલી, રતી, થ્રીતી, અને જેમીના મિજાજ બરખેલાફ થઇ જવાના હોય એમ ખુલ્લે ખુલ્લું જેનારને માલમ પડતું હતું.

"હીરાજી ભાઇ, એમ રડો કુટો ના. એ કાંઇ આપરા જેવા મરદોને શોભેજ નહિ." હીરાજીનો હાથ પકડતાં રૂસ્તમે કહ્યુ. બંન્ને ભાઇઓ ભેટીને ડુસકે ડુસકે રડયા. રૂસ્તમજી હીરા માણેકનો દીકરો જેમી પોતાના એક ફ્રેંડ જહાંગીર જહાંબોરડીવાલા સાથે અહીં આવ્યો હતો. આ જેમીનો ફ્રેંડ જહાંગીર ગજવે ખાલી પણ સબ બંદરનો વેપારી હતો. શરાબ મોજશોખ, તથા બૈરાંઓનો પણ આ જવાન શોકીન હતો.

"રૂસ્તમ ભાઇ, વ્હાલા રૂસ્તમ ભાઇ! મ્હારી દીકરી નાજાં શું કરતી હશે! કયાં હોશે? અરે! આએ દુનીયા છોડી જતાં પહેલ્લાં મને મ્હારી દીકરી નાંજા સાથે મેલાપ કરાવ. મ્હારી નાજાં, મ્હારી દીકરી નાજાં, તું કહાં હોશે? જીવતી હોશે કે મરી ગઇ હોશે?" ખુબ રડતાં રડતાં કકલાત કરીને ખાટલે પડેલા બાપે પોતાની દીકરીને બેભાનીમાં પાછી યાદ કીધી.

દુઃખી થતા બાપને પોતાની દીકરીને યાદ કરતાં જોઇ નાજાંની છાતી પાછી ભરાઇ આવી. નાજાંની છાતીમાં કોઇ તીર મારતું હોય એમ તેને લાગ્યું. હીરાજીના દુઃખના વખતમાં આજે કોણ મદદગાર થયું? પેલી જુદદીનો કે સદ્‌ગુણી જરથોસ્તી નાજાં? ખરેખર નાજાંજ. પેલી કહેવત છે કે "My son is my son till he gets a wife, but my daughter is my daughter till the end of my life." એ વાત સાચીજ છે. નાજાંને ખડે પગે હીરાજીની સાંરવાર કરતાં જોઇને દરેક જન નાજાં માટે આફ્રીનનો પોકાર કરતાં. હીરાજીની સારવાર કરવા તો ત્રણથી ચાર નર્સો હતી, પણ આ નર્સ તો અજબ જાતની ચાકરી કરી હતી. અરે! આ નર્સ કોણ છે? તે હીરા-માણેક કુટુંબના મેમ્બરોને હાલમાં કયાંથી ખબર પડે?

રૂસ્તમજી હીરામાણેક જો આ કેટી-કરાકાને આરામ લેવા તથા સુવા બેસવા કહે, ત્યારે આ ભલી નર્સ કહે કે "હીરાજી જલ્દી સારા થઇ જાયે તો સારૂં. મને તો એવણ

ઊપર કુદરતીજ હેત આવે છે. ખુદા એવણુને જલ્દી આરામ કરે તો ખુદાનો કેવો ઊપકાર ?"

આ શબ્દોથી પણુ કોઇને એમ ન લાગતું કે બાપની ચાકરી સગી દીકરી નર્સના પોષાકમાં કરે છે. કયાંથી લાગે? દુનીયામાં ગરીબાઇ એવી ખરાબજ ચીજ છે કે જેઓ ગરીબો હોય છે, તે લોકો લુચ્ચા, અકકલવગરના અને મતાલીજ એવું આપણા બડેખાંઓ વિચારે અને બોલે છે.

આજે હીરાજી હીરામાણેકને રોજ કરતાં બહુ બેચેની અને ગભરામણુ થતી હતી. આ દર્દીને અર્ધાં અર્ધાં કલાકે "મોશન' થતું અને થોડી થોડી વારે પેશાબ કરતાં કરતાં બિચારા હીરાજી શેઠ કંટાળી પણુ જતા હતા. હીરાજી હીરામાણેકની તબીયેત આજે રોજ કરતાં વધારે બગડી હતી, છતાં પણુ તેઓ સ્હેજ હુસ્યારીમાં હતા. આ દુઃખી દર્દીએ પોતાના ભાઇ રૂસ્તમજીને પાસે બોલાવીને કહ્યું કે "રૂસ્તમ, મ્હારા વ્હાલા ભાઇ રૂસ્તમ, હું શું કરૂં ?" હીરાજીએ રડવા માંડયું. બંન્ને ભાઇઓ ભેટયા અને મોઢાની વરાળ ખાલી કરવા માંડી, આ દેખાવ જોઇને નાજાંની આંખમાંથી આંસુઓની નદી વહેવા લાગી, પણુ કોઇ નહીં જુવે તેમ આંસુ લુંછીને ફરી પાછી આ ભલી છોકરી પોતાના બાપની સારવાર કરવા મંડી જતી. આ સમયે પેલો રમતો પંચી જહાંગીર જહાંબોરડીવાલો કાંઇ "સોનેરી–જાળ" બીછાવવાના પ્લાનો પોતાના મનમાં રચ્યાજ કરતો હતો. આ મીઠો ક્રમ સુખી સંસારમાં કેમ સળગાવવી તેને માટે યોજના શોધવા પોતાના મગજને

સદા રોકેલુંજ રાખતો હતો. આ ગૃહસ્થાશ્રમમાં ફરતો સંપુર્ણ બદ-માસ જહાંગીર જહાંબોરડીવાલો બરાબર સમજી ગયો હતો કે "મીસીસ તેહેમીના હીરામાણેક પોતાના પૈસાને લીધે કાંઇ એવી મગરૂરી અને મગજમાં ફીકો રાખે છે કે તેહમીના જેવું કોઇ હુસ્યારજ નથી, પાનને ચુનો લાગે તેટલાજ સમયમાં આ મીઠો જહાંગીર ભલભલાને બનાવી કાઢે તેની જેમી હીરામાણેક કે તેના કુટુંબને કયાંથી ખબર હોય ? જેવી રીતે ચકલો ચકલીના પ્યારમાં આખો દિવસ રંગમાં રમતો હોવાથી તેને સૂર્યનો તાપ પણ સહન કરતાં આનંદ થાય છે; તેમજ આજે જહાંગીરની બાબતમાં પણ થતું હતું. જહાંગીર બરાબર સમજી ગયો કે જો તહેમીના અને રૂસ્તમને જેમી મારફતે સળગાવીશું અને પછી જો "પીસ–મેકર" તરીકે કામ કરીશું તો એ પૈસાનું મોઢું જોઇશું, સુખી થઇશું અને વખત આવે તેહમીના હીરામા-ણેકના જમાઇ પણ થવાનો ચાન્સ રહેશે.

વ્હાલાં વાંચક ! હીરાજીની તબીયત વધારે બગડવા લાગી. નાજાં ખુબ રડવા લાગી. તહેમીના નાજાં સાથે ધસીને બોલે નહિં કે કાંઇ દીલાસો આપે નહિ, તે તો જે નજરે જોનાર હોય તે તો એકદમજ કહી શકે કે રૂસ્તમે હીરાજીને જે વચન આપ્યું હતું તે વચન ઊપર તેહમીના ધીકકાર અને તીરસ્કારની લાગણીથી જોતાં હતાં. નાજાં સંતોષી હતી. ગરીબાઇમાં ઊછરી હતી. તે ભલી હતી, મોટું દીલ ધરાવતી હતી, તેથી તેના મનમાં હાલમાં કાંઇ ઓછું તો નજ આવ્યું. નાજાંની નજર તો પોતાના બાપ તરફજ હતી. નાજાં તો પોતાના બાપનું દુઃખ રડતી, અને માંદગીને

બીછાને સુતેલા બાપને દીલાસો આપતી હતી. નાજાંને તો હાલમાં દુનિયા કડવી ઝેર જેવી લાગતી હતી.

"બાવાજી, મ્હારા વ્હાલા અને મુરબ્બી બાવાજી, બધી ત્હમારા પરથી હું મરી જાઉં. મ્હારી જરાકબી ફીકર હવે તમે ના કરો" હીરાજીના કપાલ ઊપર કીસ લેતાં નાજાએ ડુસકે ડુસકે રડતાં પોતાના પિતા હીરાજીને કહ્યું.

"ફીકર કાંય નહિં કરૂં? દીકરી નાજાં, રૂસ્તમજી કાકાને તું ત્હારા પોતીકા બાપજ સમજજે અને તું એવણની વહુ થનાર છે તેથી મને હવે નિરાંત છે. બ્હેન તેહમીના, ત્હમો મારી દીકરી નાજાંને ત્હમારી વહુ કરવા ખુશી તો છેવને?"

આ વખતે તહેમીનાનું પોઝીશન શુરી વચ્ચે સોપારી જેવું થતું હતું. તહેમીનાને અંદરથી તો ગમતું હતું નહિ, પણ લોકોને બતાવવા તેહમીનાએ હીરાજીને ભલા થતાં કહ્યું કે "હું ખુશી અને મ્હારો ખુદાબી ખુશી"

હીરાજીનો જીવ વધારે ને વધારે હવે ગભરાવવા લાગ્યો. હીરાજીએ રૂસ્તમને રડતાં ગભરાતાં બે હાથ જોડીને કહ્યું કે "મ્હારી માહીમની વાડી કે જેની કિમ્મત રૂા. ૫૦ હજારની છે તે નાજાં—જેમીના નામ પર ચહાવી આપજે. હીરાજીને પાછું કાંઇ ચેનજ નહી પડે. દમ પાછો જોસથી ચાલુ થયો. હીરાજીથી સુવાયબી નહી અને કુતરાંની માફક હાંફીને રડે અને ખુદા પાસે રડીને મોત માંગે.

"વારૂં તમે ફીકર ના કરો. તમે મને ટ્રસ્ટી બનાવ્યો છે તો હું જરૂરજ મ્હારાથી બનતું કરીશ" કહી બોલતાં રૂસ્તમે એક કાગળ હીરાજીને હીરાજીના કહેવા મુજબ લખીને આપ્યું. તે કાગળમાં

એવું લખેલું હતું કે હીરાજી પોતાની માલીકની વાડી નાજાં-જેમીના નામપર ચઢાવી આપે છે. આ કાગળ ઊપર હીરાજીએ જેમ તેમ સહી કરી. જ્યારે હીરાજી સહી કરતા હતા તે વખતે બધાંની નજર હીરાજી તરફ ખેંચાયલી હતી. જહાંગીર જહાંબોરડીવાલાએ આ સમયનો લાભ લઇને સીફતથી કોઇ નહીં જુએ તેમ હીરાજીની ચેક બુકમાંથી એક સહી કીધેલો ચેક ફાડી નાખ્યો. કમનસીબે કે બારા નસીબે હીરાજીએ આ ચેક ઊપર સહી કરી હતી. એ ચેક પોતાના ગજવામાં જહાંગીરે ઠેસવી દીધો. હીરાજીની તબીયત ખુબ બગડવા લાગી. કેટલીક પારસી વીધવાઓ કે જે લોકાના પૈસા હીરાજી હજમ કરી ગયા હતા, તે લોકો હાય અફસોસ અને ગાળો દેવા મંડી ગયાં. નાજાં રડીને પોતાના બાપની આબરૂ રાખવા કાલાવાલા કરીને પગે પડીને વિવધાઓને શાંત રહેવા સમજાવતી હતી અને વિશેષમાં તે લોકોને ભવિષ્યમાં તે લોકોના પૈસા આપી દેવા તથા મદદ કરવાનું રડતી રડતી કહેતી હતી. પણ અફસોસ ! સઘળી નાજાંની મહેનત બરબાદ જતી હતી. જેને જેમ ગમે તેમ ગાળો દેવા મંડી ગયાં. હીરાજીનો જીવ બહુ ગભરાવા લાગ્યો. મોશનો, પીશાબ, પેટભીછાનામાં થઇ જાએ, અને એક કોરથી બીજી કોરે આ દરદી દુઃખથી કાયર થઇ "માય અને બાપને" યાદ કરે અને ખુબ રડે. આ દેખાવ જોઇને દરેકના હૃદયો પીગળી જતાં હતાં. નાજાંની છાતી પોતાના બાપનું દુઃખ જોઇને ફાટી જતી હતી. એક કરતાં બબ્બે ડોકટરો આવી પહોંચ્યા, અને તેમને પણ આશા છોડી કે ૧૦ કે ૧૫ મિનીટમાં દરદી ખલાસ થઇ જશે. નાજાંને પોતાના બાપનું બહુ લાગતું હતું અને ગભરાઇને તેને ખુબ રડવા માંડયું.

"બાવાજી, બાવાજી, કહાં મરૂં ! મને તહમારા બાગની મરવા દેવ" બોલતાં નાજાંની છાતી ખુબ ભરાય આવી.

હીરાજી રડતાં અને ખુબ તાસ્સવીસ કરતાં અધી' આએ દુનિયામાં અને અધી' પેલી દુનિયામાં હોવા છતાં, પોતાની દીકરીને લયકતી જાણીએ પણ કહ્યું કે "હિ...મ..ત...રા...ખ...જે...મા...દુ...ક...ર...જે...ઓ...શું...ક...રં ! બોલતાં ડચકીઓ ખાવા માંડી, અને આ દુનિયાને છેલ્લી સલામ કરીને હીરામાણેક લોજનો માલેક આ ફાની દુનિયામાંથી ચાલી ગયા.

નાજાંએ ખુબ રડવા કુટવા માંડયું. રૂસ્તમજીની આંખમાંથી પણ આંસુઓ પડવા લાગ્યાં. વિધવાઓએ અને બીજી ગરીબ બાઇ બાયડીઓએ કકળીને ગાળો દેવા માંડી કે "મુવાએ જેવી કરણી કીધી તેવાંજ ફળ આએ દુનિયામાં મેળવ્યાં." હીરામાણેક લોજમાં કકળાટ અને રડવાનું કુટવાનું શરૂં થયું. તેહમીના પોતાની દીકરીઓ વિલી, પ્રીતી, રતી, અને દીકરા જેમી તથા પેલા જહાંગીર જહાંબોરડીવાળા સાથે પોતાને ઘેરેબ્હારે ચાલી ગયાં, કારણ કે એક તો તેવણ મોટે ઘરના અને ઘણા અકલવાળા તેથી આવો કકળાટ તેવણથી અને તેવણના છોકરાંઓથી જોઇ શકાય નહીં. નાજાં ખુબ રડતાં બેશુદ્ધ થઇ ગઇ, અને તેની માવજત કરવા બધાં મંડી ગયાં. કેટલાંક તો તેહમીના અને તેહમીનાની દીકરીઓ માટે જાતજાતનું બોલવા પણ બેઠાં. બીચારા રૂસ્તમ હીરામાણેક પોતાની ધણીઆણીની બીદ્દ લઇને વકીલાત કરવા મંડી ગયા કે "મ્હારાં ધણીઆણી અને મ્હારાં છોકરાંઓની તબિયત એક તો સારી નથી અને એ લોકાનું દીલ એટલું નરમ છે કે આવું જોય તો ખાયપીયે નહીં અને હંમેશાંજ દીલગીર ફર્યાં કરે."

## પ્રકરણ ૨ જું.

### "કુટુંબના કુથળા"

મરહુમ હીરાજી હીરા-માણેકના ભાઈ રૂસ્તમ હીરા-માણેક પોતાના ભાઈથી જુદીજ લાઈન ઉપર ચાલનાર એક ભલા ગૃહસ્થ હતા. રૂસ્તમની ઉમર આશરે ૪૮ વર્ષની હતી. તેવણ દેખાવે મજબુત બાંધાના, ઉંચા સેલર જેવાં, અને તંદરૂસ્ત હતા. પારસી પોશાકમાં તો રૂસ્તમ દીપીજ નીકળતા હતા. રૂસ્તમને પોતાના મરહુમ ભાઈ હીરાજીની માફક ચીલઝપટનો દાવ રમતાં આવડતો ન હતો. રૂસ્તમ તો ખુદાને પીછાનનાર, મનશની, ગવશની અને કુનશનીના જરથોસ્તી ધર્મના કલામો મુજબ ચાલનાર પંચેપંચ એક ભલા ગૃહસ્થ હતા. રૂસ્તમ ગરીબોને ચ્હાતા; વિધવાઓના ગરીબ છોકરાઓને શીખવતા, કેળવતા, અને સુરતની મરહુમ શેઠ રૂસ્તમજી કુકા ઓરફનેજના કામકાજમાં પણ પુષ્કળ રસ લેતા માલમ પડતા હતા. કમનસીબે રૂસ્તમનું ચલણ પોતાના ધણીયાણી બાઈ તેહમીના કે જેવણ એક ૪૨ વર્ષના ઉંચાં, કદાવર, અને મજબુત બાંધાના બાનુ હતાં, તેવણ પાસે ચાલતું હતું નહિ. તેહમીના અદેખાં. તથા મગરૂર હતાં, અને પૈસાને લીધે કાંઈ એવાજ મગજમાં મગરૂરી રાખતાં હતાં કે તેવણના જેવું કોઈ હુસ્યારજ નથી અને તેવણ જે કહે તે થવુંજ જોઈએ. પોતાના ખાવિંદ રૂસ્તમના ગરીબ સગાંવહાલાં કે જે લોકોને રૂસ્તમ સ્હેજસ્હાજ મદદ કરતા હતા, તે બિચારાં બાપડાં ગરીબ અને ઓશિયાળા અવ-

ત્તારના સગાંવ્હાલાંઓ તેહમીનાની ગુલામગીરી કરતાં હતાં, અને તેહમીનાનેજ સાતમે આસમાને ચઢાવતાં, કારણ કે તેહમીનાનો પડતો શબ્દ રૂસ્તમ ઉપાડતા; તેહમીનાના તો રૂસ્તમ તાબેદાર હતા. જો તેહમીનાની કોઇ ઉપર ખફ્ગી ઉતરે તો આ ગરીબ સગાં રખડી મરે, અને જે કાંઇ થોડું ઘણું રૂસ્તમ તરફથી મળતું હોય તે ખોઇ બેસે. ટુંકમાં કહીએ તો બિચારા રૂસ્તમ હીરા–માણેક પોતાની ધણીયાણી તેહમીનાના હાલમાંતો દિવસે દિવસે ગુલામજ થતા જતા હતા. રૂસ્તમ પોતે ઘણીક વખતે જો કોઇને ગેર ઇન્સાફ થતો હોય, તો તેની ધ્રીફ લઇને પોતાની ધણીયાણી સાથે ચર્ચા કરતા, પણ પરિણામ તો મીંડામાંજ આવતું, અને તેહમીનાનીજ ઇચ્છાને રૂસ્તમને તાબે થવું પડતું હતું.

× × × × ×

આજે રૂસ્તમ હીરા–માણેકના દીકરા જેમીની ઇન્ટરની પરિક્ષાનું રીઝલ્ટ આવવાનું હતું. જેમી છ વખત ઇન્ટરની પરિક્ષામાં ફેલ ગયો હતો. જેમી લાડકો હતો. ત્રણ બ્હેનો વચ્ચે એક ભાઇ હતો. તેહમીના તો પોતાના દીકરાને જેટલા લાડ લડાવે તેટલા થોડા. જેમી પોતાની માતાના ખોટા લાડથી બગડીને ધુળ થઇ ગયો હતો. આજે જેમીની ઉમર ૨૪ વર્ષની હતી. જેમી ખુબસુરત હતો. તેહમીનાના જેવુંજ પોપટીયું નાક અને ગોળ મોઢું જેમીનું હતું. જેમી પોતાના મંમાં પપ્પા જેવોજ ઉંચો અને કદાવર હતો. હીરા–માણેક ખાનદાનનો આ નબીરો મોજશોકમાં, રેસમાં અને જીમખાનામાં જવા હંમેશા ઇંતેજાર હતો. રૂસ્તમ પોતાના દીકરા જેમી માટે બળાપો કરતા હતા, અને ઘણીક વખતે તેહમીનાને અને રૂસ્તમને પણ જેમીને માટે ઘરમાં ઝગડો થતો હતો, પણ બિચારા રૂસ્તમનું તેહમીના પાસે

કાંઇપણ ચાલતું ન હતું. તેહમીના પોતાના દીકરા જેમીને હરસે હરસે પૈસા આપતાં હતાં. તે પૈસા જેમી મોજશોકમાં તથા પેલા જહાંગીર જહાંબોરડીવાલા સાથે રેસમાં, નાટકમાં, સીનેમામાં, જીમખાનામાં, અને યુરોપીયન ગલ'સો સાથે ડ્રેન્સીંગ કરવામાં ગુમાવતો હતો. ટુંકમાં કહીએ તો જેમી બધી રીતે બગડતો હતો. આજે તે ઘરમાંથી સહવારનો બ્હાર ગયો હતો, અને તેહમીના પોતાના દીકરાની રાહ જોઇ બેસી રહ્યાં હતાં. પોતાના મન સાથે અનેક વિચારો આ **"તેહમીના કોટેજ"** ના રાણી પોતાના બંગલાની અગાસી ઉપર બેસી દરિયો જોઇ જેમી માટે કરવા લાગ્યાં. ઘડીકમાં તેહમીના આસમાન ઉપર જોઇ બે હાથ જોડી ખુદાની બંદગી કરી પોતાના દીકરા જેમીનું સારૂં રીઝલ્ટ આપજે એવી દુઆ કરતાં, ત્યારે બીજી પળે બંગલાના કમપાઉન્ડમાં જઇ રામાને, આયાને પુછતાં કે "હજી સુધી **જેમી** કેમ નથી આવ્યો ?"

* * * * *

રૂસ્તમ હીરા–માણેક પોતાની મોટરમાં બેસી ઓફીસથી ઘરે આવ્યા. તેહમીના નીચે ઉતર્યાં, અને પુછ્યું કે "જેમીનું શું રીઝલ્ટ છે ?" રૂસ્તમએ માથે ટપલી મારી અફસોસ કરતાં કહ્યું કે "ફેલ, અરે ! વાંચીજ નહિ મરે તે કેમ પાસ થાય ?"

આ શબ્દોથી તેહમીનાને દીલગીરી તો લાગી. છાતી ભરાઇ આવી, પણ પોતાના દીકરાને "મરે" કરીને ગાળ દીધી, એટલે મિજાજ બરખેલાફ થઇ ગયો, અને "ટેમપરેચર" એકદમ ચઢી ગઇ, અને પોતાના ખાવિંદ રૂસ્તમ સાથે આ બાનુએ જંગ શરૂ કર્યું.

"તમે શું વાત લાયાય, રૂસ્તમ ! ખબરદાર જો મ્હારા દીકરાને ગાર દીધીચ તો !" રડતાં પોતાની છાતી કુટતાં અને ગુસ્સાથી તેહમીનાએ રૂસ્તમને કહ્યું.

વ્હાલા વાંચક ! દુનિયામાં સ્ત્રીઓ અજબ જાદુ છે. નારી એટલે નિર વિના ધરતીપર તરનાર, પાંખ વિના આકાશે ફરનાર, જુઠી રડનાર, મોઢામાંથી અમૃતમય બોલી લોકોને ઠગનાર. આ તેહમીનાના રડવા કુટવાથી રૂસ્તમનું દીલ પીગળી ગયું. આ ભોલા ભરથારે પોતાની ધણીયાણીને પટાવવા તેહમીનાના દીલ ઉપર હાથ મુકીને કહ્યું કે "ડીયર તું શું કરવા રડેચ ! એ દુકતાને ખાતર તું ત્હારી તબિયેત બગાડશે."

"હુંબી મુઈ અને તમેબી મુવા. તમે વાત શું લાયાચ ? મ્હારા દીકરાને મ્હારા દેખતાં ગાર દેવચ, પણ જો હું મરી જાઉં તો તહમો શુંબી કરો ?" તેહમીનાએ મિજાજ ખરખેલાફ કરી પોતાના ખાવિંદ સાથે ગુસ્સાથીજ વાત કરવા માંડી.

"મ્હારા પૈસા બગડે છે અને એ દુકતો પાસ નહિ થાયે તોબી શું હું નહિ કહું !"

આ વાતચીત દરમ્યાન "તેહમીના કોટેજ"ના કમ્પાઉન્ડમાં એક ટેકશી આવી. આ ટેકશીમાં જેમી બેઠેલો હતો. આ વખતે આશરે ૭ વાગ્યાનો શુમાર હતો. ટેકશીવાલાએ હાથ પકડી જેમીને પેરના ઉંબર ઉપર ચઢાવ્યો, અને રામાએ જેમીનો હાથ પકડી લીધો. તેહમીના આ જોઈ ગભરાઈ મર્યા. રૂસ્તમ વિચારમાં પડ્યા, અને બંન્ને ધણી ધણીયાણી જેમી પાસે ગયાં. જેમીએ ચીક્કાર દારૂ પીધો હતો. તેને આજે કાંઈપણ બોલવા ચાલવાની શુદ્ધિ રહી ન હતી. તેના પગો જમીન ઉપર ઠરતા હતા નહિ. આજે જેમીને "તેહમીના કોટેજ" તથા તેનું કમ્પાઉન્ડ ગોળ ચકરડીમાં બેસી ચકરડી ફરતું હોય તેવું લાગ્યું. રૂસ્તમે મિજાજ

બરખેલાફ કરી નાખી, જેમીને એક તમાચો માર્યો અને કહ્યું કે "બદમાસ, એકદમ મ્હારા ઘેરમાંથી નીકળ." જેમી પડી ગયો, તે જોઇ તેહમીનાને ખુબ લાગી આવ્યું, અને તેહમીનાને છાતીમાં કોઇ તીર મારતું હોય તેવું હાલમાં થવા લાગ્યું.

"શું કરોચ? મ્હારા દીકરાને જોઇને ત્હમુને શું થાયચ! સુવા તમે બાપ છેવ કે કસાઇ છેવ? મ્હારા દીકરાને જોઇને કેમ ત્હમારા પેટમાં ચુંક ચાલેચ? ત્હમારા બરજોરને તો કાંઇ પણ કહેવાતું નથી." મિજાજ ખોઇ ગુસ્સાથી નેન ફેરવી તેહમીનાએ રૂસ્તમને કહ્યું.

આ વખતે બરજોર કે જે રૂસ્તમ હીરા–માણેકના પહેલ્લાં ધણી-યાણી મહુંમ સુનામાયનો દીકરો હતો તે ભાડાની વિકટોરીયામાં આવી લાગ્યો. આ દેખાવ જોઇને તે પણ ગભરાઇ ગયો. બરજોર જ્યારે ઉડવાદેથી સીધ્ધો ઘેર આવતો હતો, તે વખતે રસ્તામાં જહાંગીર જહાંબોરડીવાલો મળ્યો, અને પોતાના ભાઇ જેમીનું રીઝલ્ટ જાણવાને ઇંતેજાર હોવાથી, અને જહાંગીર જેમીનો ફ્રેન્ડ હોવાથી, જહાંગીરને બરજોરે જેમીના રીઝલ્ટ માટે પુછ્યું. જહાંગીરે બરજોરને મનમાં કપટ રાખી બનાવ્યો હતો કે "જેમી તો પાસ થાય છે." બિચારો બરજોર તો એજ ખ્યાલમાં હતો કે જેમી પાસ થાય છે. જેવો બરજોર "તેહમીના કોટેજ"ના બંગલામાં ચઢે છે, કે તેની નજર જેમી તરફ પડી. જેમીનું ઊકું તેહમીનાના ખોળામાં જોવાથી

બરજોર ગભરાઇ ગયો અને કુદરતી રીતેજ પુછવા લાગ્યો કે "મંમાં જેમી બાબો શું શીક પડી ગયો છે ?"

"મુવા, જોએચ, જાણેચ, તોબી કોરા કાઢી મારા દીકરાની મશ્કેરી કરીને ત્હારા બાપને ઉશ્કેરી પૈરમાં ઝગડો જગાડવા માગે છે ?"

"મંમા, શું છે ? હું કાંઇ જાણુતો નથી. જેમી બાબો શીક થઇ ગયેલો લાગે છે. તમો કહો તો હું ડોકતરને બોલાવી લાઉં."

"દીકરા બરજોર, અંદર જઇને કપડાં કાઢ. એ તો પીધેલો છે." રૂસ્તમે બરજોરને કહ્યું.

"શું એમ ? પપા, આજે પાસ થયો એટલે પીધો હશે, તેમાં તમે ગુસ્સે ના થાઓ." બરજોરે નિર્દોષતાથી અને ભોલાઇથી રૂસ્તમને કહ્યું.

"મુવા બદમાસ બરજોર, મ્હારાં દીકરાની મશ્કેરી કરેચ ? મુવા નીચ, હલકત, બાપને જોઇને લાડકો થાયચ ?" તેહમીનાએ ધીક્કારાથી બરજોરને કહ્યું.

વ્હાલા વાંચક ! આ વખતે બરજોરનું પોઝીશન પણ ઘણુંજ ખરાબ થઇ જતું હતું. તેહમીના વારંવાર રૂસ્તમ હીરા–માણેકના કાનમાં બરજોરની વીરૂદ્ધ ઝેર નાખતાં હતાં. રૂસ્તમ હજી થોડું ઘણું બરજોરપર દીલ રાખતા હતા તે પણ ઉઠી ગયું, કારણ કે રૂસ્તમની પુરેપુરી ખાતરી થઇ કે બરજોર જેમીની અદેખાઇ કરે છે, અને બરજોર આજે જેમી ફેલ થયો તેથી ખુશી થયો છે. જ્યારે ખરી

રીતે જોતાં તો બરજોર ભલો, સદ્ગુણી અને ખુદાથી બીને ચાલનારો એક ભણુનાર ગણુનાર ભલો જવાન હતો. તે આશરે ૨૭ વર્ષની ઉમરનો હતો. દેખાવમાં તે દુબળો અને મોઢા ઉપર લોહીનો છાંટો પણ નહિ હોય એવો તેનો દેખાવ હતો. બરજોરની માતા બરજોરને ૯ મહીનાનો મુકીને આ દુનીયામાંથી ચાલી ગયાં હતાં. બરજોરે અનેક હાડમારીઓ વેઠી હતી. તેહમીનાએ તેના ઉપર દુઃખ પાડવામાં તથા બિચારા બરજોરને લોકોની નજરમાં બદમાસ ચિતરવામાં કાંઇ પણ બાકી રાખ્યું ન હતું. બરજોર મનમાં બળાપો પણ ઘણોજ કરતો હતો, પણ ભ્હાર એવું બતાવતો હતો કે તે તદનજ સુખી હતો.

*　　　　*　　　　*　　　　*

જ્યારે બધાં "તેહમીના કોટેજમાં" દીલગીરથી જેમીની તરફ નજર રાખી ગમગીન વિચારમાં હતાં, તેટલામાં બોયે આવીને એક કાગળ તેહમીનાના હાથમાં મુકયો, અને કહ્યું કે "બાઇ, મને આએ લેટર સાંજનો ચાર વાગ્યાનો રસ્તામાં પોસ્ટમેન મળ્યો તેને આપ્યો હતો, પણ હું દેવળમાં જતો હોવાથી મ્હારી સાથેજ ગજવામાં આએ લેટર રહી ગયો અને હમણા આપું છું તેથી માફ કરજો." તેહમીનાએ બોયને કાંઇ પણ જવાબ આપ્યો નહિ, અને લેટર ઉઘાડી વાંચવા માંડયો. આ લેટર બરજોર ઉપર લખાયો હતો, પણ એડરેસ તેહમીનાનું હતું. લેટર નીચે મુજબ હતોઃ--

"મ્હારા વ્હાલા ને પ્યારા ભાઇ બરજોર,

આશા છે જે તું ઉદવાડેથી આવ્યો હશે, અને ઉદવાડામાં ખુબ મજાહબી કીધી હશે. ત્હારા મળી ગયા પછી તેં કહેલા અને આપે બંન્નેએ મસલહત કરીને સુચવેલા ગૃહસ્થને બધી

ત્હારા દુઃખની અને ત્હારાં સાવકાં મંમાં તેહમીનાના પરાક્રમની વાતો કહી છે. તે ગૃહસ્થ ત્હારા પપાના કાન ઉપર વાત નાખી, એ નમુનેદાર ત્હારી મતરાઇ માયને બરાબર ઠેકાણે લાવશે, અને ત્હારા નામ ઉપરજ બધી ત્હારા પપા રૂસ્તમ હીરા માણેકની માલમત્તા, રોકડું તથા જરઝવેહરાત, વાડીવજીફોહ વિગેરે ચઢશે એવી યોજના આપણે પાછળથી ઘડીશું. તેં રૂ. ૨૦૦) આ બધી યોજના ઘડવા મને આપ્યા છે, તે હમણા તો ઠીક કામ લાગે છે, કારણ કે ત્હારાં સાવકાં મંમાં તેહમીના તથા તેવણુના છોકરાંઓ માટે ખોટા સાક્ષિઓ ઉભા કરવા સાક્ષિઓને પણ આપવું પડશે.

મને આવતી કાલે ગોવાળ્યા તળાવના મેદાનમાં મળજે.

લી. ત્હારો વિશ્વાસુ,

S. R. Ghandhi (એસ. આર. ગાંધી)

"વાંચો, વાંચો, રૂસ્તમ વાંચો કે આએ ત્હમારા કુકતાને મારે માટે તથા મ્હારાં છોકરાંઓ માટે કેવી વળ છે. અરે ! હું તો ભોલી ભાલી છેઉં, તે કોઇનો દગોકપટો સમજી શકતી નથી. અરે ! એ મુવા કુકતાના પેટમાં તો મ્હારે માટે તથા મ્હારાં છોકરાંઓ માટે આવી મોટી છરી છે." બોલી તેહમીનાએરડતાં કાગળ રૂસ્તમના દીલ ઉપર નાખ્યો. રૂસ્તમ હીરા માણેક મોટેથી કાગળ વાંચીને બરજોરના દીલ ઉપર ધસી ગયા, અને લાતો તથા તમાચા પોતાના નિર્દોષ બેટાને મારીને કહ્યું કે "ઓ બદમાશ ! આજસુધી હું એમ સ્હેજસ્હાજ ધારતો હતો કે તેહમીનાને ત્હારી અદેખાઇ લાગે છે, પણ આજે મ્હારી પુરેપુરી ખાતરી થાય છે કે તું લુચ્ચો, અદેખો અને દગાબાજ છે. એકદમ મ્હારા ઘેરમાંથી નીકળ."

વ્હાલા વાંચક ! બરજોર ગભરાઇ ગયો. તે ખુબ રડવા લાગ્યો, અને મોટેથી માત-પિતાને બે હાથ જોડી અરજ કરવા લાગી કહેવા લાગ્યો કેઃ-

"મંમા પપ્પા, હું તદન નીર્દોષ છેઉં. આએ લેટર કોણે લખ્યો તેની મને ખબરજ નથી. આએ લેટર કોઇ મવાલીએ ત્હમો અને મનેને છુટ્ટા પડાવવા કાવતરૂં કરી લખ્યો છે."

રૂસ્તમે પોતાના દીકરાનું કાંઇપણ સાંભળવાની દરકાર કીધી નહિ અને ઘોડાનો ચાબુક લઇને બરજોરને ફટકા લગાડયા. ગરીબ બિચારો બરજોર "માયરે શું કરૂં ?" કહી ખુબ રડવા લાગ્યો. બરજોરને પોતાની મરહુમ સગી માતા આ વખતે ખુબ યાદ આવી. આ કમનસીબ જવાન પોક મુકીને રડવા લાગ્યો, પણ તે બાપડાનું સાંભળે કોણ ? રૂસ્તમે પોતાના નોકરોને બરજોરને ઘેરમાંથી ધક્કા મારી હાંકી કાઢવાનો હુકમ આપ્યો, અને બરજોરના કપડાં તથા બરજોરની કેટલીક ચીજો કમપાઉન્ડમાં નાખી દીધી. બરજોર રડતો હતો, અને પોતાના બાપને આજીજી કરતો હતો તેવામાં એક મોટર આવી. મોટરમાંથી શ્રોતી, વીલી, રતી, અને જહાંગીર જહાંગોરડીવાલો ઉતર્યાં. જહાંગીરને જોઇને બરજોર ખુબ રડી પડયો અને જહાંગીરે Peace-maker થવાનો ડોળ કરી વધારે સળગાવવાનો ટાગરો રચવા માંડયો.

"બરજોર, રડ ના, શું છે ?" જહાંગીરે બરજોરને ધીમેથી પતાવવાનો ડાળ કરતાં કહ્યું.

"કોઇ કમબખ્ત પાજીએ લેટર લખી મને મ્હારાં મંમા, પપ્પા સાથે વેર પડાવવાનું કીધું છે." બરજોરે ડુસ્કે ડુસ્કે રડતાં જહાંગીર પાસે પોતાના દુઃખની વરાળ કાઢવા માંડી.

જહાંગીરે જોયું કે અહીં સળગાવવાનો મજાનો ચાન્સ છે. તેથી તેણે નારદ મુનીનો પાર્ટ ભજવવાનું શરૂ કર્યું.

"જોની દીકરા બરજોર; તું જેમીની અદેખાઇ કર્યાં કરે તે કેમ ચાલે ? સાવકાં મતરયાંપણું નહી ગણીએ. જેમી આજે ફેલ થયો, તો તું મને કહેવા લાગ્યો કે જેમી તો પાસ થાય છે. સ્કોલરશીપ પણ મળે છે." જહાંગીરે તેહમીનાનો વ્હાલો થવા બરજોરને બદમાશ તરીકે ચીતારવા માંડયો.

"શું જહાંગીર મેં એમ કહ્યું છે ? તેંજ મને કહ્યું કે જેમી તો પાસ થાય છે." બરજોરે ખુબ રડતાં અને જરાક ગુસ્સાથી જહાંગીરને કહ્યું.

"અરરરરરરરરરર, તોબાહ ! તોબાહ ! કેટલું બધું જુઠું બરજોર તું બોલે છે ! બે દીવસની દુનીયામાં ભલાઇ કરી લે, અને ત્હારૂં મહારૂં જુઠું સાચું હવે બરજોર તું થોડું કર." જહાંગીરે ભલો થવાનો દાવો કરતાં પોતાની સોનેરી જાળ બીછાવતાં બરજોરને જવાબ આપ્યો.

વ્હાલા વાંચક ! તેહમીના ગમે તેવાં નિંદાખોર, મતલબી અને સ્વાર્થી બાનું હતાં, છતાં પણ, તેઓ જહાંગીરને પીછાણી શક્યાં હતાં નહિ, જહાંગીરના શબ્દોપર સંપુર્ણ વિશ્વાસ રાખીને બરજોરને તેવણ અનેક રીતે હેરાન તથા ગેરઇન્સાફ કરવા લાગ્યાં. જેમી કે જે તેહમીનાના ખોળામાં હતો તેને ખુરસી ઉપર બેસાડયો, અને તેહમીનાએ બરજોરને લાત ને તમાચો મારીને કહ્યું કે "મુવા બદમાસ, એકદમ તું મ્હારા ઘેરમાંથી નીકળ, તું મ્હારી છોકરાઓ માટે પણ જાતજાતનું બોલે છે તેની પણ મને ખબર પડી છે."

તહેમીનાનો જીવ ગુસ્સા અને નાસીપાસીથી ફરી આવ્યો. સર્વની ખફગી હાલમાં બરજોર ઉપર ઉતરી. રૂસ્તમે બરજોરને નોકરો પાસે ધકકા મરાવી કાઢી મુકયો. બિચારો બરજોર ખુબ રડતાં પોતાના બાપનું મકાન છોડીને ચાલી ગયો. બધાં તહેમીનાની માવજત કરવા મંડી ગયાં, જ્યારે નોકરો ડોકટરને બોલાવવા દોડયા. ત્યારે વીલીએ હાથમાં ચાબુક લઇને કમપાઉન્ડમાંથી બહાર જતા બરજોરને ખુબ ગાળો દઇને બરજોરને ચાબુકના આઠ દશ ફટકા લગાવી કાઢયા. દીલ્લાવળા અને ઓશીયાળા અવતારનો કમનસીબ જવાન રડતાં રડતાં મુગે મોઢે પોતાની સાવકી બ્હેનનો માર ખાઇને પોતાના બાપના ઘરની હદ પોતાનું નસીબ અજમાવવા તથા ગુજરાનનું સાધન શોધવા છોડી ગયો. આ વીલીને હાલમાં પૈસાની ગરમીમાં ક્યાં ખબર હતી કે આજનો દિલ્લાવલો ગરીબ અને ઓશિયાળા અવતારનો ભાઇ બરજોરજ ભવિષ્યમાં દુઃખના વખતમાં તેને તથા તેના મંમાં ભાઇ બ્હેનોની મદદે આવશે.

વીલીએ બરજોરની વિરૂધ્ધ પોતાના પપ્પા રૂસ્તમ હીરા માણેકને ઉશ્કેરવા દરેક રીતના પાખંડો કરવા માંડયાં, વીલીને શ્રીતીના મંમાં મીસીસ તેહમીના હીરામાણેક તથા વીલીની બ્હેનો શ્રીતી અને રતીએ પણ બરજોરની વિરૂધ્ધ કહેવામાં કાંઇ પણ બાકી રાખ્યું નહિ. પેલો મીઠો મવાલી જહાંગીર જહાંબોરડીવાળાએ તેહમીનાનો વ્હાલો થવા બરજોર વિરૂધ્ધ જાતજાતનું કહેવા માંડયું, અને આ બધું સાંભળીને રૂસ્તમ હીરામાણેક ન્યુસ પેપરોમાં જાહેર નોટીસ આપીને જાહેર પ્રજાને પોતાનો પોતાના દીકરા બરજોર સાથેનો સંબંધ તુટી ગયો છે એવું જાહેર કરવાના ઇરાદા ઉપર આવ્યા.

# પ્રકરણ ૩ જું.

## "ગરીબ બિચારાં નાજાં—બરજોર."

બરજોરના પપ્પા રૂસ્તમ હીરામાણેકે બરજોરને ઘરમાંથી કાઢી મુકયો, તેને મહીનો થવા આવ્યો. બરજોરને ઘરમાંથી પણ કાઢી મુકયો, અને બરજોર જે પારસી પેઢીમાં કલાર્ક તરીકે નોકરી કરતો હતો તે પેઢી ઉપર પણ તેહમીનાએ કહેવાડી દીધું હતું કે "બરજોર ઘરમાંથી ચોરી કરી બ્હાર રહેવા ગયો છે," તેથી બિચારા બરજોરને નોકરીમાંથી પણ પેંડો ગળ્યો. બરજોર પહેલ્લાં બાલારામ સ્ટ્રીટમાં ૧૦ રૂા. ના ભાડામાં એક ગરીબ જરથોસ્તીના પેટામાં રહેવા ગયો, પણ તે ઘરમાં આગ લાગી. બરજોરના થોડાં કપડાં જે હતાં તે પણ બળીને ખાક થઇ ગયાં, અને તે મકાનમાંથી આ કમનસીબ જવાન સદરા ને લેંઘાભર નાઠો. આ બનાવ પછી એક સખી પારસીએ અંદેરીના "માલકમ બાગમાં" બરજોરને રહેવા એક ઓરડો આપ્યો. બરજોર "નોન મેત્રીક" હતો. બરજોર એક વખત મેત્રીકની પરિક્ષામાં ફેલ થવાથી તેહમીનાએ ગાળગલોચ તથા ધાધલ કરી રડીકુટીને રૂસ્તમ હીરા–માણેકને ઉશ્કેરી મુકેલા, તેથી બરજોરે નાચારીએ અભ્યાસ છોડી દઇને પારસી પેઢીમાં રૂા. ૬૦ ના પગારે કલાર્ક તરીકે રહેલો હતો, પણ નોકરીમાંથી પણ બરજોરની સાવકી માતા મીસીસ. તેહમીના હીરામાણેકે કઢાવી મુકયો હતો. બરજોર નોકરી ચાકરી વગર હાલમાં હતો અને તેની પાસે બહુજ જુજ જેવી રકમ હતી તેમાંથી તે જેમ

તેમ પુરૂં કરતો હતો. નોકરી મેળવવા માટે તે ઘણાં ફાંફાં મારતો હતો, પણ કાંઇ નોકરી મળતી હતી નહિ. હાલમાં તે "માલકમ બાગમાં" રહેતો હતો. બપોરે ખાયે તો રાતરે ખાય નહિ, અને જેમ તેમ કાચ્ચું પાકકું રાંધીને મહામુશ્કેલીએ તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. આજે તેને ઘણું લાગતું હતું, કારણ કે ગુજરાતી વર્તમાન પત્રમાં તેણે નીચે પ્રમાણે વાંચ્યું હતું:-

## "જાહેર-પ્રજાને ખબર"

"હું નીચે સહી કરનાર જાહેર પ્રજાને આ લખા ખબર આપું છું કે મ્હારાં પહેલ્લાં ધણીયાણી મરહુમ સુનામાયનો દીકરો બરજોર રૂસ્તમજી હીરા-માણેક ખરાબ સોબતમાં પડેલો હોવાથી, તથા દારૂ રેસ અને રાંડોમાં પૈસા ગુમાવતો હોવાથી મેં તેને મ્હારા ઘેરમાંથી કાઢી મુકયો છે. મને મ્હારા દીકરા બરજોર સાથે આજપછી કોઇપણ જાતનો સંબંધ નથી. જો કોઇ ધીરધાર મ્હારા દીકરા બરજોર સાથે કરશે, તો તેનો હું જોખમદાર નથી. હું એની સાથે કોઇપણ દિવસ સંબંધ રાખનાર નથી એમ ખાતરી પૂર્વક જાહેર-પ્રજાએ જાણવું.

સી. રૂસ્તમ એમ. હીરામાણેક.

તેહમીના કોટેજ

મુંબાઇ, તા. ૧૬-૧૦-૩૦"

* * * *

આજે બરજોર ખુબ દીલગીર હતો. રાતના આશરે ૮ વાગ્યા હશે. રાતની ઠંડીના લ્હેરી તેના મનને થોડોક વખત શાંત કરતી, પણ

પાછો પીટ્ટો ઉશ્કેરાઇ આવતો અને તે પોતે આપઘાટ કરી પોતાની જીંદગીનો અંત લાવવા ઇચ્છતો હતો. મી. શોહરાબજી એન. પોંચખાનાવાલા કે જેવણુ એક જાણીતા નાણાશાસ્ત્રી અને "સેન્ટ્રલ બેંક"ના મેનેજર છે, અને જેમની જાણીતી કલમથી લખાયલો ઇરાની નાટક "યઝદેગર્દ શેહેરયાર" મુંબાઇમાં સ્ટેજ થઇ ગયો છે, તે "યઝદેગરદ શેહેરયાર"ની ચોપડી પાસેના એક બાકુત આ કમનસીબ જવાને વાંચવા લીધી હતી. તે જરા વાંચીને પોતાનું મગજ શાંત કરવા ચ્હાતો હતો, તેવામાં એ જાણીતા અને લોકપ્રીય નાટક કે જે મી. શોહરાબજી પોંચખાનાવાલાએ પોતાના માતાજી મરહુમ બાઇ ગુલબાઇને અર્પણ કર્યો છે, તે ઉપર નજર પડી, અને તેમાંથી માતા માટે નીચલી લાઇનો વાંચી:—

## MOTHER.

**M—is for the million things she gave me;**
**O—means only that she's growing old;**
**T—is for the tears she shed to save me;**
**H—is for her heart of purest gold;**
**E—is for her eyes with love-light shining;**
**R—means right and right she'll always be.**

**Put them all to-gether they spell MOTHER.**
**A word that means the world to me.**

આ વાંચી રહ્યા પછી બરજોર પોતાની માતાને યાદ કરવા લાગ્યો. બરજોરની છાતી ભરાઇ આવી અને તે બિચારો ન્હાનાં બચ્ચાંની આફક ખુબ રડયો. પોતાની માતાનો ફોટો પેટીમાંથી કાઢી પગે પડી કીસ કરી અને આસમાન ઉપર જોઇ માતાને આ દુઃખી બેટો યાદ કરવા લાગ્યો. દુનિયામાં કમનસીબોની માતા મરે છે, એવા અનેક વિચારો આ કમનસીબ જવાન કે જેને પોતાની માતાનું સુખ ન્હાનપણથીજ ખોયું હતું, તેના મગજમાં હાલમાં આવવા લાગ્યા. ઘડીકમાં તે વિચાર કરતો કે બીજાના સુખ દેખી, પારકું ધનવાન જોઇ, કોઇને સ્વરૂપમાન જોઇને, કોઇના વિર્ય નીહાળી, પરાયાં કુળની મોટાઇ નીહાળી, બીજાના બચ્ચાં છોકરાં દેખી, બીજાંને ભાગ્યવાન દેખી, તમે તેવાં ન હો તો તેની અદેખાઇ કે બળાપો જળાપો કરવો નહિ જોઇએ. માણસ હોય એક ને બતાવે બીજું તે પણ પાપ છે. ડોળ પાદશાહનું અને દુકાન ભાડભુંજાની તે શા કામનું? હાલનો જમાનો બહુ ચકોર અને ચતુર છે. આવા અનેક વિચારો પોતાની સાવકી માતા તેહમીના તથા તેમના છોકરાંઓ માટે પણ આ બિચારા બરજોરને આવતા.

× × × × ×

આશરે રાતના નવ વાગ્યા હશે. અંદરથી બારણું બંધ કરીને પાણીની બે સ્લાઇસ અને એક પૈસાના ભૈયાની પાસેથી લીધેલા ચણા ખાઇને ખુદાની બંદગી કરીને બરજોર સુવા જતો હતો, તેટલામાં કોઇએ બ્હારથી બારણું ઠોક્યું. બરજોર ચમક્યો. અત્યારે કોણ આવ્યું હશે તે માટે વિચાર કરવા લાગ્યો. હિમ્મત પકડી ખુલતું

નામ મોઢા ઉપર લઇને તેને બારણું ઉઘાડયું. બારણું ઉઘાડી જોયું તો બહુજ અજબ થયો, કારણ કે બરજોરે પોતાના મરહુમ કાકા હીરાજી હીરા-માણેકની દીકરી નાજાંને ફાટાંતૂટા કપડામાં જોઇ. બરજોરને જોઇને નાજાંની છાતી ભરાઇ આવી, અને ઓરડામાં આવી ખુબ રડવા માંડયું. એક ઘાટીના ન્હાના છોકરાને અંદેરીથી રાતનો ટાઇમ હતો, તેથી નાજાં પોતાની સાથે લાવી હતી. બરજોરે તે ઘાટીના છોકરાને બે આના આપી વિદાય કર્યો, અને પછી બારણું બંધ કર્યું. નાજાં ખુબ રડી, તે જોઇ બરજોર ગભરાયો, વિચારમાં પડયો, અને પોતે પણ ખુબ રડયો, પણ નાજાંને દિલાસો આપી હિમ્મત આપવાનો વિચાર કર્યો. હિમ્મત પકડવા જાએ પણ હિમ્મત રહેજ નહિ.

"નાજાં, બ્હેન નાજાં, કેમ છેક અત્યારે અહીં આવી! આવી તો ત્હારૂં ઘેર છે. હું ઘણો ખુશી છેઉં, પણ બોલ, ખંખારીને બોલ કે આવા ફાટાંતૂટાં કપડામાં અને વળી ગભરાતી બીતી કેમ તું આવી?" રડતાં રડતાં બરજોરે નાજાંને પુછ્યું.

"બરજોર, ભાઇ બરજોર, મને માફ કરજે કે મેં તુંને તસ્દી આપી છે. અરે! હું મ્હારા દુઃખનું બયાન કયાં જઇને કરૂં? મ્હારા ઉપર તો દુનિયા કરતાં બેવડું દુઃખ છે." ખુબ રડતાં રડતાં નાજાંએ બરજોરને જવાબ આપ્યો.

"નહિ, નહિ, મને કહે કે શું ત્હારા ઉપર દુઃખ છે. જ્યારે દુઃખી માણસ બીજાનું દુઃખ સમજે છે, ત્યારે તેને પોતાનું દુઃખ ઓછું લાગે છે. બ્હેન નાજાં, જેબી ત્હારી મુશ્કેલી હોય તે મને કહે. હું તુંને મદદ કરશ. હું કાંઇ બાયલો નથી. અધીં

રોટલી ખાઇને અધી રોટલી હું મ્હારી બ્હેનને ખવાડશ." નાજાંને દિલાસો અને હિમ્મત આપતાં બરજોરે કહ્યું.

નાજાંની છાતી ભરાઇ આવી. આ જવાન બાનુ ડુસ્કે ડુસ્કે રડી પોતાના દુઃખની વરાળ ખાલી કરતાં બરજોરને કહ્યું કે "ભાઇ, મને કાકી તેહેમીનાએ આજે સાંજના ૬॥ ના ટાઇમે ઘેરમાંથી કાઢી મુકી."

"કારણ?"

"અરે! કારણ શું હોઇ મરે!"

"તોબી કહે નાજાં કે શું થયું?"

"હું એક તો ગરીબ, અને મ્હારા પપ્પાએ મરતી વખતે કાકાજી પાસે વચન લીધેલું કે મને જેમી સાથે પરણાવવી તે કાકીજી તેહેમીનાને નહિ ગમ્યું. મને નર્સ, માસ્તરણી, ટુકડા ખાઉ વીગેરે નામોથી ઘેરમાં કાકીજી બોલાવે, અને મ્હારા પપ્પાના ગુજરી જવા પછી ફક્ત ૭ મહીનાજ હું કાકાજી સાથે રહી, પણ મ્હારા પર અનેક તરેહના ત્હારા ગયા પછી કાકીજીએ જુલમો પાડયા છે. અરે! જેમી તો રોજ દારૂ પીને આવે. રોજની બે દજનો સીગરેટ પીએ છે, અને જીમખાનામાં બીજીઓ સાથે ઠીઠીઠાઠા કરે અને મને કાકીજીએ તથા વીલી, ગ્રીતી અને રતીએ એવી સતાવવા માંડી કે કહેવાની વાતજ નહિ. બિચારા કાકાજીનું તો મારી ઉપર હેત, પણ કાકાજીનું કાકીજી પાસે કાંઇ પણ ચલણ નહિ. કાકીજી કાકાજી સાથે પણ રોજ મરાય કે તમે અમથું વચન આપ્યું! હું કાંઇ મ્હારા દીકરા જેમીને આવી નર્સ

સાથે પરણાવાની નથી." નાજાંએ પોતાના દુઃખનું વર્ણન બરજોર પાસે કરવા માંડયું.

"શું તેથીજ તુને કાઢી મુકી ?"

"નહિ, આજે મ્હારા ઉપર ચોરીનું તોહમત મુકયું કે હું રતીની એક સાડી ચોરી ગઇ છું. બરજોર, તુંને કાકાજીએ કાઢી મુકયો, તે વખતે હું ગુલબાઇ ફુઇને ત્યાં અમદાવાદ હતી, પણ હું જ્યારે આવી ત્યારે ત્હારી ફરિયાદો કાકીજીના મોઢેથી સમજી. બિચારાં આપણા ગુલબાઇ ફુઇને કાકાજી રૂસ્તમજી રૂા. ૬૦ દર મહીને પગાર આપતા હતા. તેબી હાલ છેલ્લા બે મહીના થયા કાકીજીએ કાકાજી સાથ મારામારી કરીને, તથા ગુલબાઇ ફુઇની વિરૂદ્ધ કાન ભંભેરીને ગુલબાઇ ફુઇનો પગાર પણ બંધ કરાવ્યો છે."

"ઓ ખુદા ! હું શું સમજુ છુ ? શું મ્હારા પપા ભુલી જાએ છે કે રાજા રાવણની પણ મગરૂરી રહી નથી. અરે ! શેહેનશાહ જમશેદની તકોબરી ટકી નથી, ત્યારે એવણની મગરૂરી કેમ રહેવાની છે ?" ખુબ રડતાં રડતાં બળાપો કરતાં બરજોરે નાજાંને કહ્યું. બંન્ને ખુબ રડયાં, અને બંન્ને પોતાની માતાનું સુખ કે જે ન્હાનપણથી ગુમાવી બેઠાં હતાં, તે માટે પોતાની માતાઓને દુઃખથી યાદ કરીને આગળ વાત ચલાવી.

"મ્હારા પપાએ મ્હારા અને જેમીના નામ ઉપર માહીમની વાડી ચલાવેલી, પણ કાકીજી રોજ કાકાજી સાથે મરાયાં, અને

કહેવા લાગ્યાં કે આપણા રૂા. હીરાજી પાસે નીકળે છે, માટે તમે નાજાં પાસે લખાવી લેવ." ખુબ કકળાટ કરતાં નાજાંએ બરજોર પાસે પોતાના દુઃખની વરાળ ખાલી કરવા માંડી.

"નાજાં, રડવાનું તો હવે રોજનું છે. હિમ્મત રાખ અને મને કહે કે બ્હેન તેં કાંઇ લખી આપ્યું છે કે?" બરજોરે નાજાંને પટાવીને પુછ્યું.

"હા, કાકાજીએ મને ખાનગીમાં કહ્યું કે હું તુંને ખાનગીમાં રૂા. ૩૦ હજાર આપશ, અને તેનું તું બ્યાજ ખાજે. મેં મ્હારો ભાગ જેમીને બક્ષીશ લખી આપ્યો છે, કારણ કે ઘેરમાં રોજ ઝગડો થતો હતો. અરે! હું નોકરી ચાકરી કરી મ્હારૂં જેમ તેમ આબરૂ ઇજ્જતે પુરૂં કરતી હતી, તે શું કરવા કાકાજી કાકીજી સાથે રહીને ઇજ્જતથી બેઇજ્જત થઇ?" નાજાં ચીસ પાડીને બારણા ઉપર પડી જતાં બોલી. બરજોરે નાજાંને પતાવીને હિમ્મત આપીને વાત ઉડાવી નાખતા પુછ્યું.

"હિંમ્મત રાખ, ખુદા સૌ સારૂંજ કરસે, પણ નાજાં બ્હેન તું કાંઇ ખાશે કે?"

"મ્હારી ખાવાની ફીકર ના કર, મને ખાવા પીવા કાંઇપણ ગમતું નહિ."

"નહિ, નહિ, હું હમણા આયો" કહેતાં બરજોર પાસેના પાડોશીના ઘેરમાં ગયો, અને ત્યાંથી એક પાંઉ અને બેકેળાં લઇ આવ્યો, અને નાજાંની પાસે મુકયાં. નાજાંએ ખાવા સારૂ ના કહ્યું, પણ બરજોરે બહોંશ કરી સોગંદ ખાવા માંડયા, તેથી પાઉંની બે

સ્વાધશ. અને એક કેળું નાજાંએ ખાધું, અને પાણી પીને ફર્સ્ત કરીને બરજોર સાથે ખુદાની બંદગી કરવા મંડી ગઇ. બન્ને જણાંએ ખુદાની બંદગી કર્યા પછી સુવાની તૈયારી કરવા માંડી. બરજોરે નાજાંને બહોંશ કરી પોતાનું બીછાણું સુવા માટે આપ્યું, અને પોતે એક ચાદરી ઉપર ચારસો બીછાવી જમીન ઉપર સુતો, બન્ને કમનસીબો ઉંઘમાં પડયાં.

વ્હાલા વાંચક! આ બંને કાકા કાકાના સંતોષી હતાં. નાનપણુથીજ બન્નેએ પોતાની માતાનું સુખ ખોઇ દીધું હતું. માતા! માતા! અરે! દુનિયામાં માતાને જેવું પોતાના ફરજંદોનું લાગે તેવું કોઇને પણ નહિજ લાગે. આજને કાલ તો આ તવંગર પિતાના બન્ને.

"લુખી સુકી ભાખરી, જાડાં ઝીણાં ચીર
ભાવ ધરીને ભોગવે, ઉમદા એજ અમીર."

નો ખ્યાલ ધરી સંતોષથી સુતાં હતાં.

× × × ×

રાતના આશરે બે એક વાગ્યા. નાજાં-બરજોર ભર નિંદ્રામાં હતાં. બન્નેને આ દુનિયાનું ભાન ન હતું. રાત્રી અંધારી હતી. બ્હાર કોઇલાં કુતરાના અવાજ સિવાય બીજો કોઇનો પણ અવાજ સમજાતો ન હતો, તે વખતે બરજોરને સ્વપ્નામાં પોતાના મંમાં મરહુમ સુનામાયે દેખાવ દીધો. સુનામાંય બરજોરને માટે દીલગીર હતાં અને બરજોરને સ્વપ્નામાં સુનામાયે કહ્યું કે "દીકરા હિમ્મત

રાખ, અને ખુદાની બંદગી કર." સુનામાય સ્વપ્નામાં બરજોરને ભેટયાં. બરજોરની આંખ એકદમ ઉઘડી ગઇ. બરજોર મનમાં અનેક વિચાર કરવા લાગ્યો. ઘડીકમાં તે રડવા લાગ્યો અને ઘડીકમાં તે પેટી ઉઘાડી સુનામાયનો ફોટો લઇને ફોટાને કીસ કરીને પેટમાં ચાંપવા લાગ્યો. વ્હાલા વાંચક ! બરજોરને આ વખતે એટલું બધું લાગી આવ્યું કે તે દિવાના જેવો થઇ ગયો. બસ તે કોઇપણ રીતે પોતાની જીંદગી ખતમ કરી પોતાની માતાને મળવા ઇંતેજાર થવા લાગ્યો. જ્યારે નાજાં તરફ આ ગભરાયલો હીણાયણો અને કમનસીબ જવાન નજર નાંખતો ત્યારે તેને ગુંચવાડો પેદા થતો, કારણ કે ચાર પાંચજ કલાક અગાઉ આ દુઃખી બાનુને મદદ કરવાનું બરજોરે વચન આપ્યું હતું. બરજોરે બે હાથ જોડી જરથોસ્તની છબીને પગે પડી, પોતાની માતાના ફોટોને કીસ કરીને, તથા પેટમાં ચાંપીને, ઉંઘમાં પડેલી નાજાં માટે અનેક વિચારો મનમાં લાવીને ખુદાને અરજ કરીને, નાજાંને ખુદાને આધારે સોંપીને, નાજાંના પગના તલીયાં ઉપર ધીમેથી કીસ કરીને આ દીવાના જેવો થઇ ગયેલો બરજોર ઉઘાડા પગે સદરા અને લેંઘાભર ધીમેથી બારણું ઉઘાડી, ઘરમાંથી બ્હાર નીકળી રસ્તા ઉપરના કુવા પાસે આવ્યો. ત્યાં ખુદાની બંદગી કરીને કુવા ઉપર ચઢીને ભણવા લાગ્યો. આજે તે અહીં આપઘાત કરવા આવ્યો હતો. તેને અનેક વિચારો ગાંડા માણસની પેઠે આવવા માંડયા. ઘડીકમાં તે કુવા ઉપરથી નીચે ઉતરતો અને પાછો ચઢતો, કારણ કે તેને લાગતું કે જરથોસ્તી મહઝબ પ્રમાણે આપઘાટ કરનારને "રોઝે કયામતને" દીને ઘણુંજ ખમવું પડેછે. તે અનેક વિચારો કરતો હતો, તેટલામાં નાજાં સદરા

ઇજાર અને બદીવન ભર દીવાની જેવી થઇને રસ્તેથી પસાર થવા લાગી. જ્યારે આ દુઃખી બાનુએ દુરથી બરજોરને જોયો ત્યારે તે કોઇ "સ્પીરીચ્યુલ" ચીજ સમજી ગભરાવા લાગી. ખુદાની બંદગી કરતાં નાજાંએ કુવા પાસે આવવાની હિંમત કરી, અને જુએ છે તો બરજોર કુવા ઉપર ચઢી આપઘાટ કરવાને તૈયારી કરતો હતો. બરજોરને જોઇને આ સંકટમાં સપડાયલી બાનુ ગભરાઇ ખુબ રડવા લાગી, અને આ જંગલમાં એવો કકળાટ કરવા લાગી કે જંગલની સ્હેજ અંધારી રાત્રે અજવાળુ નાખી નાજાંની દયા ખાતું હોય એમ બરજોરને લાગ્યું.

"બરજોર, બરજોર, તું શું કરેચ ?" રડતાં અને કકળાત કરતાં નાજાંએ બરજોરને બે હાથ જોડીને કહ્યું.

"મ્હારી જીંદગીનો હવે છેડો હું લાવવા ઇચ્છું છું, કારણકે મ્હારા સગા બાપે મ્હારા માટે ન્યુસમાં જાહેર ખબર આપી મને ઇજ્જતથી બેઇજ્જત બનાવ્યો છે" બરજોરે ડુસ્કે ડુસ્કે રડતાં નાજાંને જવાબ આપ્યો.

"અરે બરજોર ! ત્હારા આશ્રરે મ્હારા જેવી એક દુઃખી બાઇ આવી. અરે ! તો શું તું મને એકલી છોડીને ત્હારી જીંદગીનો અંત લાવવા ઇચ્છે છે ! અરે ! તેં થોડાકજ કલાક અગાઉ મને શું કહ્યું હતું તેનો તું વિચાર કર. બરજોર, વ્હાલા ભાઇ બરજોર, હું તુંને હાથ જોડીને નમ્રતાપૂર્વક અરજ કરીને કહું છું કે મ્હારે ખાતર નહિ પણ ખુદા ને ખાતર આવું એક જરથોસ્તીને ન છાજે તેવું કામ તું ના કર. આપઘાટ કરીને મરવું, તેમાં ખુદા ખુશી નથી. એ આપણને છાજતું નથી. આપઘાત કરીને મરનારનો આએ દુનિ-

યામાં ને પેલી દુનિયામાં પણ છુટકારો થતો નથી." નાજાંએ બરજોરને શિખામણ આપતાં કહ્યું.

નાજાંની આવી નસીહતથી બરજોરને ઘણીજ સારી અસર થવા લાગી. બરજોરને હવે દુનિયાનું ભાન આવવા લાગ્યું, અને હવે મગજ શાંત થવા માંડયું.

"તું કહે છે તે બરાબર છે, પણ વ્હાલી બ્હેન હું કેમ જીવું ! પપ્પાએ આપેલી ન્યુસમાં નોટીશને લીધે કોઇ હવે નોકરીમાં મને રાખશે નહિ. હું મ્હારૂં કેમ પુરૂં કરૂં ? મ્હારી પાસેની જુજ રકમ કે જે મેં મહેનત કરીને પેદા કીધેલી તેબી હવે પુરી થવા આવી છે. અરે ! આખા દિવસમાં એકજ વખત હું ખાઉં છુ, પણ હું આખો જન્મારો હવે કેમ લેવશ ?" ખુબ રડતાં અને કકળતાં બરજોરે પોતાના મનની મુઝવણ ખુલ્લી કીધી.

"બરજોર, બરજોર, શું તું થોડા કલાકમાંજ બદલાઇ ગયો ? થોડા કલાક અગાઉ તું મને શું કહેતો હતો ? તેં મને હિમ્મત આપી, અરે ! હું આઠ આઠ રાતની ઉજાગરી છેઉં, અને જરાક આંખ લાગી તો શું મને બદનામી આપવા આવું નામરદાઇનું કામ કરવા આજે તું તૈયાર થયો છે ? હિમ્મત રાખ, ખુદા પર ભરોસો રાખ. ખુદા સારૂંજ કરશે. ત્હારા રૂપ્યા જશે તો હું વૈતરૂં કરીને તુંને મદદ કરશ, ત્હારા માટે મ્હારો જાન પણ આપશ, અને તુંને હું સુખીજ કરી તેહમીના કાકીને બતાવી આપશ કે સત્યનોજ અંતે જય છે, અને સત્યજ સપાટ ઉપર તરે છે."

નાજાંના આ શબ્દોથી બરજોરને હિમ્મત આવવા માંડી. આ હીણાયલો અને સંકટમાં સપડાયલો જવાન કુવા ઉપરથી ઉતરી

પડયો, અને ગુટણીએ પડી નાઝાંનો આભાર માનવા લાગ્યો. બરજોરની છાતી નાઝાંના આવાં હિમ્મત ભરેલા સુખનોથી ઉપકારની લાગણીથી ઉભરાઇ આવી.

"મ્હારી વ્હાલી બ્હેન નાઝાં, જોકે તું મ્હારા કાકાની દીકરી છે, છતાં પણ તું એક માતા પોતાના ફરઝંદને જેમ હિમ્મત આપે તેમ તું મને હિમ્મત આપે છે, તેથી ત્હારો હું આભાર માનું છું, પણ જો હું ત્હારી મદદ પર જીવું તો લોકો મ્હારે માટે શું બોલે? અરે! મ્હારે લીધે તુંને બદનામ કરશે, અને ત્હારો ઉઠાવ થવો પણ મુશ્કેલ થઇ પડશે."

"બરજોર, ભાઇ બરજોર. જો તુંને એનીજ બીક હોય, તો હું ત્હારી સાથે પરણવા તૈયાર છું. આપણે જો પરણીયે તો બંન્ને નોકરી ચાકરી કરી, આબરૂઇજ્જતથી આપણું ગુજરાન કરી શકીએ. ત્હારી એક વખત નહિ પણ હજાર વખત ખુશી હોય તોજ બરજોર તું "હા" કહેજે. જો તુંને લાગતું હોય કે આપણો સંસાર સુખી થશે તોજ આપણે લગ્નના ગાંઠથી જોડાઇએ."

બરજોરને આ વખતે અનેક વિચારો આવ્યા. તેનું દીલ નાઝાંના આવા શબ્દો સાંભળી ઉપકારની લાગણીથી ઉભરાઇ આવ્યું, અને થોડો વાર રહી આ સદ્‌ગુણી જરથોસ્તી બાનુને જવાબ આપ્યો કે "વ્હાલી નાઝાં, તું આજથી મ્હારી છે. ત્હારા વિચારો મને પસંદ છે. તું ભલી છે, લાગણીવાલી છે, અને ત્હારાથી મ્હારો સંસાર સુખી થશે એવું હું ખાતરીપૂર્વક માનતો હોવાથી ત્હારી સાથે હું શેહાદીના ગાંઠથી જોડાવવા તદન ખુશીજ છેઉં. આવતી કાલેજ આપણે "અદેરાની અગ્યારીમા" જઇને આશીર્વાદ નખાવી લગ્ન કરી નાખીય.

"જરૂર, આ વિચાર મનેબી પસંદ છે."

બરજોરે નાજાંના ગાલ ઉપર આ વખતે એક કીસ લીધી. બંન્ને બેટયાં, અને સંસારના વિકટ સાગરમાં પોતાની નાવ હંકારવાની શરૂઆત કરવા માંડી. આ બંન્ને ભવિષ્યના ધણી ધણીયાણીએ ખુદાની બંદગી કરતાં પોતાના ઘર તરફ ચાલવા માંડયું. અંધારી રાત્રીમાં સ્હેજ અજવાળું પડતું. આસમાનના ઉપર હજી અનેક દેખાવો થતા, તેથી કોઇ પણ અનુમાન કરી શકતું કે હજી પણ "નાજાં-બરજોર" ઉપર આફતના વાદળાં ધુરકીને ઉભાં રહ્યાં હતાં. ખુદાની કુદરત શું છે તે તો ખુદા સિવાય બીજો કોણ જાણી શકે ?

× × × × ×

ઘર નજદીક આવવાનો રસ્તો આવ્યો. આ વખતે નાજાં-બરજોરે કેટલાક ચોરોને ન્હાસતા જોયા, અને પાછળ કેટલાક પારસીઓ "ચોર, ચોર" કહી બૂમો મારતા પાછળ દોડતા હતા. બરજોર પણ ચોરોને પકડવા પાછળ પડયો પણ રાત્ર અંધારી હોવાથી બરજોર પડી ગયો. પારસીના છોકરાઓ સમજ્યા કે ચોર પડી ગયો, તેથી બધાએ બરજોરને ઘેરી લઇને ગુંદરપાક જમાડવા માંડયો. બરજોર કાલાવાલા કરવા લાગ્યો, તો પણ પારસીના છોકરાઓ કહેવા લાગ્યા કે "તેંજ ચોરી કરાવી છે." કેટલાકો બરજોરને બરજોરના પપ્પાએ જાહેર ન્યુસપેપરોમાં આપેલી નોટીસ માટે ટાણાટપલા મારવા લાગ્યા; જ્યારે બીજાઓ નાજાંને જોઇને બરજોર માટે ખરાબ વિચાર બાંધી બરજોરને ખુબ મારીને અપમાન કરવા લાગ્યા. કેટલાકો બરજોરને "આલકમ આગમાંથી" કહાવવા માટે કહેવા લાગ્યા. બિચારા બરજોરનો દિવસ

આજકાલ વધ્યો હતો. આજે બરજોરને જમીનનો પોપડો પણ ફાટીને વાગતો હતો. "દુશ્મન દંડે તે તો દુનિયા જાણે, પણ દહાડો દંડે તે તો કોઇજ નહિ જાણે." આ વાત સાચીજ છે. કેટલાકોએ બરજોરને દોરડાંથી બાંધ્યો, અને બરજોરને અંદેરીથી આવેલી પોલીસને સ્વાધીન કર્યો. નાજાંનું પણ માલ્કમ બાગના પારસી બાનુઓ અને ગૃહસ્થો અપમાન કરવા લાગ્યાં. નાજાં માટે પણ લોકો જાતજાતનું બોલવા લાગ્યાં. નાજાં રડતી કુટતી બરજોરના ઓરડામાં ગઇ, અને હવે "માલકમ બાગ" માં રહેવામાં શોભા નથી એવો ઇરાદો કર્યો. નાજાં ઘરમાં જઇને ખુબ રડી, કકળી, અને અંતે ખુદાની બંદગી કરવા લાગી કારણ કે નાજાં બરાબર સમજતી હતી કે દુઃખમાં જેઓ ખુદાની બંદગી કરે છે તેમને કુદરતીજ રાહત મળે છે.

# પ્રકરણ ૪ થું.

## "રૂસ્તમ હીરા-માણેક આટલે."

દુનિયામાં જાતજાતના માણસો હોય છે. કેટલાકો ફેશનમાંજ દિવાના થઇ ગયાં હોય છે. કેટલાકો પોતાની તારીફો કરાવવાજ ઇંતેજાર હોય છે. જ્યારે બીજાંઓ ગરીબસગાં સ્નેહીઓને દબરાવીને ગુલામી કરાવવામાંજ પોતાની મોટાઇ સમજે છે. આવાં માણસો ખરેખર દુનિયાની અંદર જરૂરજ ખતા ખાય છે. ઘણું ખરૂં આપણી સ્ત્રીઓના મન પુરૂષો કરતાં ઘણા સાંકડાંજ હોય છે. મનની ચોખ્ખાઇ અને રીતભાતની પવિત્રાઇ એજ મુખ્યત્વે સ્ત્રીઓનો શ્રંગાર છે, પરંતુ આજે બૈરાંઓની ફેશને અને પશ્ચિમની વાંદર નકલે ઉલટાં આચરણને સ્ત્રીનો શ્રંગાર બનાવી દીધો છે. વ્હાલા વાંચક! સોનાને ઢોળ કેવો શોભે? નારંગીને રંગ કેવો આપવાનો હોય? ગુલાબ ઉપર અત્તર છાંટવાની શું જરૂર છે? સદાચરણ, સદ્‌ગુણ અને સદવતંનથીજ ખાત્રી નીકળાય છે. રાણી ઓસેલ્ડા, અને મહમદ ગઝનીનો પ્યારો ગુલામ અયાઝ ગમે એટલી દોલતના ધણી થયાં તોયે પોતાનો ફાટોતુટો પોશાક પહેરતાં હતાં!

આવી વાત જો તેહમીના હીરા-માણેકને અને તેવણુની દીકરીઓને કહી હોય તો તે કહેનારને તેહમીના મોઢા ઉપરજ કહે કે "મુવાં જંગલી ગામના લોકો. મુત્રાં ભરૂચાંજ આવા વિચારો રાખે.

તેહમીના જેવાં તચાક હતાં, તેવીજ તેવણની દીકરીઓ પણ હતી. વીલાં જહાંગીર જહાંબોરડીવાલાના એક મિત્ર નરીમાન નગરવાલા સાથે થોડો વખત થયાંજ પરણી ગઇ હતી. વીલાં આશરે ૨૩ વર્ષની, ઉંચી, સારા મોડલની, પોપ્ટયા નાકની, એક દેખાવલી બાનુ હતી. મિજાજમાં અને ફેશનમાં પોતાના મંમાં તેહમીનાથી ચાર ચંદા ચઢે તેવી હતી. વીલાં જેને પરણી હતી તે કેવો ગૃહસ્થ અને ભણેલો હતો તે આપણે પાછળથી જોઇશું, પણ આજ ને કાલ તો વીલાં અને વીલાંના મંમાં તેહમીના લોકો પાસે જાતજાતની છટિ મારતાં હતાં. કે આ બન્ને માય–દીકરીની મનસ્ની પ્રમાણે ફીરેસ્તા જેવો જમાઇ તેમને હાથ લાગ્યો હતો.

× × × ×

આજ લગભગ બેથી અઢી મહીના થયા રૂસ્તમ હીરા માણેક ખાટલે પડેલા હતા. તેવણને લકવો થયો હતો, અને સાથે સાથે મીઠી પીશાબનો પણ રોગ હોવાથી બહુજ હેરાન થતા હતા. બિચારા રૂસ્તમ હીરા માણેક રોજ ખુદા પાસે મોત માંગતા, કારણ કે તેવણના ધણીઆણી તેહમીના બિચારા રૂસ્તમને મારતાં, "મુવા કેહરે મરશે!" કહી ગાળો દેતાં, અને રૂસ્તમ હીરા માણેકની છોકરીઓ વીલી, શીતી અને રતીએ પણ પોતાને બાપને એક ખુણામાં નાખી રાખ્યો હતો. કોઇ બ્હારનું રૂસ્તમને જોવા આવે તો લોકલાજે માય–દીકરીઓ–તેહમીના, વીલી, શીતી અને રતી બિચારા રૂસ્તમ પાસે જતાં હતાં. રૂસ્તમના એક સગાં વિધવા બ્હેન નામે ગુલબાઇ હતાં. ગુલબાઇ વિધવા હતાં, ચાર છોકરીઓ અને એક ૧૨ વર્ષનો છોકરો તેવણનો હતો. ગુલબાઇ એક પણ

સાદાં ઢાવકાં અને પરગજુ હતાં. આ ભલી બાનુનું હાલની પરીસ્થિતીએ શરીર મુકવી નાખ્યું હતું. તેહમીના તથા રૂસ્તમના તેઓ ઓશીયાળાં હતાં. તેમનું આનંદી અને દયા ઉપજાવે એવું મુખ જોઇ ભલભલાનું દીલ પીગળી જતું. ગુલબાઇના ખાવિંદ તો કરજ મુકીને મરી ગયેલા, અને ગુલબાઇ તદ્દન નિરાધાર થવાથી રૂસ્તમ દરમહીને ગુલબાઇ બ્હેનને પગાર આપતા હતા. દરમહીને બ્હેન ગુલબાઇને રૂસ્તમ ૬૦) રૂા. આપે તે તેહમીનાથી કેમ જોઇ શકાય? તેહમીના જ્યારેબી ગુલબાઇ આવે, ત્યારે તેવણુના કાનો બોલે કે "હવે અમારો વખત નથી." બિચારાં ગુલબાઇ ઓશિયાળાં પડેલાં હોવાથી તેહમીનાને એ હાથ જોડી કાલાવાલા કરી. સાતમે આસમાને ચઢાવી જાએ, પણ અંતે જેનું નામ તેહમીના–તે તેહમીનાના. પોતાની નરણુંદના રૂા. ૬૦ બંધ કરાવ્યા ત્યારેજ આ સત્તાના મદમાં પડેલી બાનુને નિરાંત થઇ. બિચારાં ગુલબાઇ જેમ તેમ લોકોને ત્યાં વહીતરાં કરીને કસ્તી કટેરીનો ધંધો કરીને મહામુશ્કેલીએ પોતાનું પુરૂં કરે; જ્યારે "હવે અમારો વખત નથી' એવું ગુલબાઇને કહેનારાં બોજાઇ તેહમીના વર્ષોવર્ષ નવા મોડલની મોટર લે; વર્ષોવર્ષ બ્હાર ગામ હવા ખાવા જાએ; જીમખાનામાં જાએ; પીકનીક જાએ અને મોજ મજાહ કરે. ગરીબ સગાંવહાલાંને બતાવવા થોડી દેશી સાડીઓ તેહમીનાએ ખરીદી હતી, તે પોતાની દીકરીઓને પહેરાવે, અને ગરીબ સગાંવ્હાલાંને કે જે લોકોને સ્હેજસ્હાજ આપવું પડે, તે લોકોને તેહમીના કહે કે "અમારાથી હવે પુગી વળાતું નથી; અમારો હવે વખત નથી, તેથી મ્હારી હીરા જેવી હજારો ઓવઇનવાઇની દીકરીઓબી હવે દેશી સુતરાઉ સાડીઓ પહેર છે."

તેહમીના એક મકરબાજ બાનુ હતી. હથેળીમાં ચાંદ બતાવે તેવી ચાલાક હતી. પવન જોઇને પીઠ ફેરવે તેવી ખબરદાર હતી. પોતાના દીકરા જેમીને ખોટા ગાંડાઘેલા લાડ લડાવી, તે જેમીનું ખરી રીતે નખ્ખોદ વાળતી હતી, તેનું આ પૈસાની ગરમીમાં અમન ચમન રહેનાર બાનુને ભાન જ નહિ હતું. જેમી પણુ પોતાના ખાટલે પડેલા બાપને મારે, અને ઇન્ટરમાં વારંવાર ફેલ થયા પછી તેને અભ્યાસ કરવો પણુ છોડી દીધો હતો. હાલમાં તે પોતાના પપ્પા રૂસ્તમની ઓફીસમાં જતો હતો. રૂસ્તમ હીરા માણેક તો ખાટલે પડેલા. તે ગમે તેમ કાળુ ધોળું જેમી ઓફીસમાં પણુ કરતો, અને પોતા ના બનેવી નરીમાન નગરવાલા અને જહાંગીર જહાંબોરડીવાલા સાથે મોટરમાં રખડી, શરાબ પી, અને રેસમાં ઘોડા દોડાવી પૈના ગુમાવતો. જેમીનો નરીમાન મિત્ર થતો હતો. મોટી મોટી વાતો કરીને જેમીએ પોતાના મંમાં તેહમીનાને સમજાવીને વીલી સાથે નરીમાનને પરણાવ્યો હતો. નરીમાન ૨૮ વર્ષનો, હેન્ડસમ, ઉંચો સારા મોડલનો એક ખુબસુરત જવાન હતો. નરીમાનની ખુબસુરતીએ અનેક બૈરાંઓને પોતાની તરફ ખેંચ્યાં હતાં, અને વીલી પણુ એમજ ખેંચાઇને નરીમાન સાથે પરણી હતી. નરીમાન અમદાવાદના એક ખાનદાની કુટુંબનો નબીરો હતો. તેના હાલમાં માતપિતા કે બીજું કોઇપણુ નહિ હતું. તે બ્હારથી ફીરેસ્તો પણુ અંદરથી ઝેરી સાપ હતો.

× × × ×

રૂસ્તમ હીરા માણેક ખાટલે પડેલા હતા. એ બિચારા રોજ ખુદા પાસે પોતાનું મોત માંગતા હતા. ખાટલે પડેલા રૂસ્તમને

પોતાની છોકરીઓ તથા ધણીયાણી મારે તે ગરીબ બ્હેન ગુલબાઇથી કેમ જોઇ શકાય? ગુલબાઇ પોતાના ભાઇની સારવાર અનેક રીતના તેહમીના તથા તેવણુની દીકરીઓના અપમાન સમજીને પણ કરે. આજે જ્યારે રૂસ્તમ અને ગુલબાઇ એ બંન્ને ભાઇ બ્હેન ઓરડામાં એકલાંજ હતાં, તે વખતે રૂસ્તમે ગુલબાઇને રડતાં કહ્યું કે "ગુલબાઇ, ગુલબાઇ, મ્હારો જીવ હીરાજીભાઇની દીકરી નાજાંમાં તથા મ્હારા દીકરા બરજોરને મળવા ભરાયો છે. અરે! કમબખ્ત તેહમીનાની શીખવણુથી અને કહેવાથી મેં તેહમીનાને મ્હારી તમામ માલમીલ્કત લખી આપી છે, અરે! મેં મ્હારાં છોકરાંઓ બરજોર અને નાજાંને રખડાવ્યાં. અરે! તેહમીનાના ફરેબ અને દગા પાસે હું તદનજ લાચાર થઇ ગયો."

બંન્ને ભાઇબ્હેન ભેટીને ખુબ રડયાં. બંન્ને ભાઇબ્હેનનું પોઝીશન હાલમાં સુરી વચ્ચે સોપારી જેવું હતું. ગુલબાઇની ગરીબાઇ, રૂસ્તમની લાચારી અને તેહમીનાને પહેલ્લેથીજ સાતમે આસમાને ચઢાવી ફુલાવી દીધેલી હોવાથી, તેહમીનાની સામું થવાને આ બંન્ને ભાઇબ્હેન પાસે હાલમાં કોઇ પણ ઇલાજજ ન હતો.

"રૂસ્તમ, થોડા દિવસ ઉપર ન્યુસમાં આયું કે બરજોરને માથે માલ્કમ બાગમાં ચોરી કરાવવાનું તોહમત આવેલું, પણ કોર્ટે બરજોરને માનસહીત છોડી મુકયો હતો. બરજોર અને નાજાંએ અંદેરીની અગીયારીમાં જઇને લગ્ન કીધાં તે પણ મેં વાંચ્યું." ગુલબાઇએ આંખમાં પાણી લાવતાં રૂસ્તમને ખબરઅંતરથી વાકેફ કર્યા.

"શું મારો બરજોર નાજાં સાથે પરણી ગયો? અને મ્હારા બરજોર ઉપર શું ચોરીનું તોહમત? અરે! એક વખત મેત્રીકમાં એ મ્હારો દીકરો ફેલ થયો, તો તેહમીનાએ તોફાન કરવામાં કાંઇ પણ બાકી રાખ્યું નહિ, અને તેથી અભ્યાસ છોડી નાચારીએ એ મ્હારો કમનસીબ દીકરો થોડા પગારની નોકરીમાં કલાર્ક તરીકે રહ્યો. અરે! મ્હારી નાજાં તરફ પણ હું ફરજ બજાવવામાં પાછો પડયો છું. બ્હેન ગુલબાઇ, મને ત્હારીબી બહુ દયા આવે છે. તેહમીનાને મેં તો બધું મારૂં લખી આપ્યું છે, અને તેહમીનાએ તોફાન કરીને ત્હારો પગાર પણ બંધ કરાવ્યો. અરે! સુના તો મ્હારી ખરેખર તાબેદારજ હતી. અરે! બરજોર પણ માય વગરજ હારમાર થયો."

આ વખતે વીલી કે જે પાસેના ઓરડામાં હતી તેના કાન ઉપર પોતાના પપ્પા અને ફુઇની વાતચિતના ચોક્કસ શબ્દો પડયા. પોતાના ખાટલે પડેલા પિતાના છેલ્લા શબ્દો સમજી, ઝેરી નાગણની માફક ફુંફારા કરતી રૂસ્તમના ઓરડામાં તે દાખલ થઇ. ગુલબાઇ ફુઇનું હડહડતું અપમાન કરીને, તથા ફુઇને ધમકાવીને ઓરડો છોડી જવાનો ભત્રીજીએ હુકમ કર્યો. ગરીબ અને ઓશિયાળા અવતારના ફુઇ ભત્રીજીના હુકમને તાબે થઇને ગળે ગાંઠ અને મોઢે ડુચો મારી રડતાં રડતાં ઓરડો છોડી ગયાં. રૂસ્તમની નજર સામું વીલી ગુલબાઇનું આવું અપમાન કરે, તે રૂસ્તમથી કેમ સહન થઇ શકે? અફસોસ! ખાટલે પડેલો રૂસ્તમ ઓશિયાળો અને નાતવાન થવાથી લોહીનો ગોટ ગળીને રડીને ફાર વાળીને સુતો. પોતાની ધણીઆણીની શીખવણથી જે બ્હેનનો

દર મહીનાનો રૂા. ૬૦ નો પગાર પગાર બંધ કર્યો, તેજ બ્હેન રૂસ્તમને દુઃખમાં કામ આવે છે. પોતાની ધણીયાણી તેહમીના કે જે રૂસ્તમની તમામ માલમિલ્કત લખાવી લઇને રૂસ્તમને મંદવાદમાં કુતરાની માફક ગણતી હતી, તે ધણીયાણી માટે રૂસ્તમને ધીક્કાર ઉત્પન્ન થવા લાગ્યો. ખાટલે પડેલો રૂસ્તમ દુનિયાની હસીમાં નહિ આવવા માંગતા હતા, તેથી પોતાના બંધાઇ ગયેલા હાથપગ માટે પરતાવો કર્યા સિવાય બીજું વધારે શું કરી શકે? રાતદિવસ ખડે પગે પોતાની માતાના પેટને લીધે ગુલબાઇ રૂસ્તમનો ખાટલો કરતાં હતાં. રૂસ્તમ પોતાના બ્હેન ગુલબાઇને હરૂસે કાંઇ આપવાનો વિચાર કરતા પણ રૂસ્તમની તમામ માલમિલ્કત તેહમીનાએ પોતાના નામ પર લખાવી લીધેલી હોવાથી રૂસ્તમ પાસે હાલમાં એક પાઇ પણ નહીં રહેલી હોવાથી અને તેહમીનાનો ઓશિયાળો પડેલો હોવાથી આ દરદી મનમાં મુંઝાઇને પોતાની એકજ ભુલને માટે પરતાવો કરતો હતો.

× × × ×

નાજાં સાથે શેહાદીના ગાંઠથી જોડાયલો બરજોર પોતાની ધણીયાણી નાજાં સાથે પોતાના પિતાને મળવા આવ્યો. ગુલબાઇ જે ઓરડામાં બેઠાં હતાં, તેજ ઓરડામાં આ બંને ધણીધણીયાણી બેઠાં. ગુલબાઇએ નાજાં બરજોરને ઓવરણા લઇને આશિર્વાદ આપ્યા. ગુલબાઇનું ઉતરેલું મોઢું જોઇને બરજોરે મનમાં બળાપો કર્યો, અને રહેજરહાજ વાતચિત ઉપરથી આ બંને ધણીધણીયાણી ગુલબાઇ રૂસ્તમની મુશ્કેલી સમજી ગયાં. ગુલબાઇને મળી ભેટીને નાજાં બરજોર હોલમાં આવ્યાં. અહીં બધાં બેઠેલાં હતાં. બરજોર નાજાંએ પણ બધાંને મળી ભેટીને સોફા ઉપર પોતાની બેઠકો લીધી. તેહમીના અને તેહમીનાની દીકરીઓ બરજોરને માથે ચોરી કરાવાનું તોહમત આવ્યું હતું, અને પોલીશ ચોકીમાં બરજોર બેસી આવ્યો હતો, તેથી અંદર અંદર મા—દીકરીઓ બરજોરની મજાક કરવા

લાગ્યાં. વીલાંએ તો બરજોરને મોઢાની ઉપર કહેવાની હિમ્મત પણ કીધી કે "બરજોર, તું જેહજાત્રા જઇ આયો તેથી હું તુંને મુબારકબાદી આપું છું."

નાજાં બરજોર શરમાવા લાગ્યાં, કારણ કે બધાં બ્હારનાના દેખતાં વીલાં આવી રીતે બોલવા લાગી. તેહમીના મનમાં તો હસ્યાં, પણ લોકોને બતાવવા વીલાંને કહેવા લાગ્યાં કે "મુંગી રહે." તેહમીનાએ વાત ફેરવીને બરજોર–નાજાંને કહ્યું કે "બરજોર–નાજાં, તમે પરણ્યાં, તે અમે ન્યુસમાં વાંચ્યું. અમે ઘણા ખુશી છૈએ, પણ લગનમાં હમુને કાંય નહિ બોલાવ્યાં ?"

'વ્હાલા વાંચક ! આ મકરબાજ બાનુએ બ્હારના લોકોને બતલાવવા અને પોતે ભલી થવાજ આવો સવાલ પણ બરજોરને કર્યો હતો. બિચારાં બરજોર–નાજાંએ કાંઇ પણ જવાબ આપ્યો નહિ. તેહમીનાને લોકોના દેખતાં ભલાં થતા આવડતું હતું, અને પેટમાં કરવત રાખીને મીઠી મીઠી વાતો કરવાના હુન્નરમાં પણ તેહમીના ઘણાજ ખબરદાર હતાં, તે આ વખતે લગ્ન કરીને આવેલાં નાજાં–બરજોરને સગન કર્યા વગર કેમ જવા દે ? તેહમીનાએ અંદર જઇને કુંકાંની તીલી કરવાનું વાસણ લાવીને લોકોને બતલાવવા બંન્નેને પાંચ પાંચ રૂપ્યા પહેરાવ્યા. સાકર ખવડાવી અને કહ્યું કે "હમારો હમણા વખત નથી, માટે અમુને માફ કરજો."

"કંઇ નહિ કાકીજી, રૂપ્યા પાંચબી આપ્યા અને તેબી ખરી લાગણીથી, તે લાખો રૂપ્યા કરતાં વધારે છે." નાજાંએ તેહમીનાને વળતો જવાબ આપ્યો.

× × × ×

આ વખતે રૂસ્તમને જોવા આવતાં લોકો પાસે તેહમીના રૂસ્તમની અનેક ફરિયાદો કરતાં હતાં કે "હમે લોકો રૂસ્તમનો ખાટલો કરતાં કરતાં મરવા પડયાં છે, અને હાથે કરીને હમુને સતાવવા રૂસ્તમ પેટપીશ્નાબ લાગે છે, તે પણ અમુને કહેતા નથી." નાજાં–બરજોર અને ગુલબાઇ આ બધું ધીરજથી સાંભળતાં હતાં, પણ કરે શું ? દરેક રીતે ગરીબાઇને લીધે લાચાર હતાં. કેટલાંક ડાહ્યાં અને સમજુ માણુસો કે જેઓ રૂસ્તમને જોવા આવતાં હતાં, તે લોકો તેહમીનાને ખાવિંદને ખુદા ગણી ચાકરી કરવા કહેતાં; જ્યારે બીજાંઓ મુંગે મોઢે તેહમીનાની કિમ્મત કરી લેતાં હતાં. કોઇક ભોલાંઓ તો તેહમીનાના બોલવાને સાચું માની તેહમીનાની દયા પણ ખાતાં હતાં.

રાત્ર પડવા આવેલી હોવાથી બ્હારનાઓએ તેહમીના તથા છોકરીઓને મળીને પોતાને ઘેરેબારે ચાલવા માંડયું. નાજાં બરજોર બધાંને મળી ભેટીને, રૂસ્તમને પગે પડયાં, અને તેવણનું દુ:ખ જોઇ તેવણુને ભેટી પડીને મનમાં બળાપો કરી આંખમાં પાણી લાવી ચાલવા માંડયું. નાજાં–બરજોરથી રૂસ્તમ સાથે કંઇપણ વાત થઇ શકી નહિ, કારણ કે વીલી અને તેહમીના...... મા.........દીકરી.........બંને આખો વખત ચોકીપહેરો રૂસ્તમ પાસે રાખતાં હતાં. બિચારા રૂસ્તમ ઉપર આ મા–દીકરી કેવું કેવું દુ:ખ પાડતાં તે તો ખુદા સિવાય બીજું કોણ બરાબર જાણી શકે ?

નાજાં બરજોર ગયાં અને જેમીની મોટર આવી.

આ વખતે રાતના ૯।। વાગ્યા હતા, અને જેમી લગ્નમાંથી આવ્યો હતો. જેમી સાથે નરીમાન નગરવાલો અને જહાંગીર જહાંબોરઠીવાલો પણ મોટરમાંથી ઉતર્યા. જેમીએ ચીક્કાર દારૂ પીધો હતો, અને શુદ્ધિ પણ હતી નહિ. નરીમાન અને જહાંગીરે દારૂ પીધો હતો, છતાં તેઓ શુદ્ધિમાં હતા. જેમીને હાથપકડીને બે માણુસો બંગલામાં લઇ આવ્યા. બિચારાં ગુલબાઇ આ બધું જોઇને પોતાના ભાઇના દીકરા જેમી માટે બળાપો કરતાં, પણ તેવણ ગરીબ પડેલાં તેથી તેવણનું કાંઇપણ ચલણ હતું નહિ. તેહમીના અને વીલાંએ જેમીને સ્હેજ ધમકાવ્યો. બિચારા રૂસ્તમની નજર જેમી ઉપર પડી ગઇ. પોતાના દીકરા જેમીને આવી હાલતમાં જોઇને આ ખાટલે પડેલા રૂસ્તમને અનેક રીતે પોતાના દીકરા માટે સંતાપ થવા લાગ્યો. સંતાપથી બિચારા રૂસ્તમ ખુબ રડવા લાગ્યા, અને ઘણા ગુસ્સે પણ થઇ ગયા. ગુસ્સાને લીધે આ દરદીના ભેંજાની નેસ તુટી ગઇ, કારણ કે ભેજાંનો લકવો હતો, અને તરત દુનીઆની રોશની પણ જોતા રૂસ્તમ બંધ થઇ ગયા. આ જોઇ ગુલબાઇએ ચીસ પાડી રડવા કુટવા માંડયું. "શું કરૂં? મુવા દીકરાને બરાપે બરાપે રૂસ્તમ ભાઇ તું તો મરી ગયો. અરે! મ્હારા તો બન્ને ભાઇ ખલાસ થઇ ગયા રે! હું શું કરૂં? અરે! ત્હારા દુઃખનું બ્યાન કયાં જઇને કરૂં! કઇ મેનેજ માવજત પણ ત્હારી નહિ થઇરે! હાથ ધરતી નેબી શું કહું? અરે! દીકરીઓ, બૈરી અને દીકરાનો માર ખાઇ ખાઇ તું તો રૂસ્તમભાઇ મરી ગયો રે! ઓ મ્હારા વીરા! ઓ મ્હારા માયના પેટ. અરે! મરી જાઉંની મનેબી સાથે તું લઇ જા. રૂસ્તમ ત્હારી દુઃખી બ્હેનને અહીં રાખીને શું કરવા તું ચાલી ગયો."

"એકદમ મુંગા રહી જાઓ. મ્હારા ઘેરમાં રડવા કુટવાનું હોયજ નહિ. ત્હમારે ઘેરે બ્હારે જઇને રડો કુટો." તેહમીનાએ ગુસ્સાથી ગુલબાઇને ધમકાવ્યાં. વીલીએ ગુલબાઇને ધક્કો મારી ફેંકી દીધાં અને કહ્યું "મુર્વાં અગલી,. કાંઇ મેનરસ તમે સમજતાંજ નથી." ગુલાબાઇએ મોટી બૂમો પાડવા માંડી. બ્હારના લોકો એકઠાં થઇ ગયાં. બરજોર-નાજાને પણ ઘેરે જતાં રૂસ્તમના મોતની રસ્તામાં ખબર પડી, તેથી તે લોકો પણ દોડતાં આવ્યાં. તેહમીનાએ લોકોને બતાવવા પોતાનું દુઃખ રડવા માંડયું.

રતી અને શ્રીતી પણ રડવા લાગી. વીલી ગુપચુપ બેસી રહી, અને દારૂ પીધેલા જેમીને બીજાઓએ ઓરડામાં સુવારી દીધો. બરજોર દોડાદોડ કરવા લાગ્યો: ન્યુસ પેપરમાં પાયદસ્ત છપાવવા, તારો કરવા, તથા ખાંધ્યા નસેસાલોનો બંદોબસ્ત કરવા આ એક વખતનો હીણાયલો ગરીબ અને ઓશિયાળા અવતારનો દીકરો દોડયો.

વ્હાલા વાચક! અહીં ગમગીની પુષ્કળ ફેલાઇ. બિચારાં ગુલબાઇ પોતાનો જીવ રડીકુટીને કાઢી નાખે. લોકો પણ અંદર અંદર વાતો કરવા લાગ્યાં કે "બિચારા રૂસ્તમે બહુ દુઃખ જોયું."

# પ્રકરણ ૫ મુ.

## “કાસમ બરજોરને ઘેર”

બરજોર અને નાજાં પરણ્યા પછી પોતે આબરૂ ઇજ્જતથી પોતાનો સંસાર ચલાવતાં હતાં. તેઓ સંતોષી હતાં અને બરાબર સમજતાં હતાં કે સુકી રોટલી અને ફાટી ગોદડી ઉપર સંતોષ પકડવો એજ બહેતર છે, કારણ કે દુનિયાના લોકોના ઉપકાર, આભાર અને એહસાનનો બોજો શીર ઉપર ખેંચવા કરતાં આપ મેહેનતનો બોજો ખેંચવો એજ ભલો છે. સંતોષ, સાદાઇ અને સદ્દગુણ જો ખીલવ્યા હોય તો જરૂરજ દુનિયાના વિકટ સાગરના સંસારમાં ફતેહ મળે છે. વ્હાલા વાંચક! મોટાં ખાનદાની ગૃહસ્થ લોકોનો જો પડતો દિવસ આવે તો તેમનો વહેવાર નબળો પડે, તો તમે એમ નહિ સમજશો કે તેમનો મોટો દરજ્જો પણ નબળો પડી ગયો છે. “સાદી” કહે છે કે જો કદાપિ એક યાહુદી રૂપાંની દેવડી બનાવીને તેને સોનાની મેખો વડે કાં નહિ સંગારે, તોય તમે એવું ગુમાન કદી નહિ લઇ જશો, કે તેમ કીધાથીજ તે યાહુદી મોટો સભ્ય ને વિવેકી પુરૂષ બની ગયો! પૈસાવાલાને હાથે પીતળનું કડું તે સોનાનું લેખાય એવો દુનિયાનો રિવાજ છે. દુનિયા અજબ છે. તેના ખેલો પણ અજબ છે, અને જેમ બને તેમ કરકસર કરીનેજ રહેવામાં ફાયદો છે, કારણ કે વહેવાર ચલાવનારી દેવી એ લક્ષ્મીદેવી છે. સંસારનું મુખ્ય સાધન

તેજ છે. દ્રવ્ય બહુ કરકસરથી વાપડવું કારણ કે દીલ્હીના દીવાન થઇ ફરનારાઓને પણ પાછળથી અન્ન અને દાંતને વેર પડયાના દાખલાઓ ઇતિહાસમાં મોજુદ છે.

વ્હાલા વાંચક! નાજાં-બરજોરે લીલીસુકી જોઇ હતી. તેઓ બંન્ને પરણ્યા પછી બંન્ને જણા આબરૂથી પોતાનો ધંધો કરી પોતાનું ગુજરાન કરતાં હતાં. નાજાં સ્કુલમાં મીસ્તરેસ તરીકે નોકરી કરીને તથા ટયુશનો આપીને રૂા. ૨૦૦) કમાતી; જ્યારે બરજોર ગોદીમાં નોકરી કરીને તથા રાતરે નાટકશાળામાં વાયોલીન વગાડીને આશરે ૧૫૦) થી ૧૭૫) રૂા. કમાતો હતો. આ બંન્ને ધણીધણીયાણી પોતાની કમાઇમાંથી પોતાના ગરીબ ફુઇ ગુલબાઇને પણ દર મહીને રૂા. ૫૦) આપતાં હતાં. ધોબી તળાવ ઉપર બે ઓરડા અને એક રાંધણીવાલું મકાન ભાડે રાખી આ સંતોષી જોડું પોતાનો વખત આબરૂ ઇજ્જતથી કાઢતું હતું. ધોબીતળાવ ઉપર ભાડે રાખેલાં ઘેરમાં નાજાં-બરજોરે એક ઓરડામાં ટેબલ, ખુરસી, કબાટ, સોફા વિગેરે રાખ્યું હતું, જ્યારે બીજા ઓરડામાં નાજાંએ લોબાણ પાણી મુકવા માટે તથા મોબેદ આવી ધર્મની ક્રીયા કરે તે માટે તે ઓરડો "રીઝવર્ડ" રાખ્યો હતો. સુવા બેસવાનું કબાટ ખુરસીવાલાજ ઓરડામાં હતું. ટુંકમાં નાજાં-બરજોર સંતોષથી રહેતાં હતાં. બરજોર બુધ, શની અને રવી તથા વાર તહેવારે રાતના તથા બપોરના એક હિંદુ નાટક કંપનીમાં વાયોલીન વગાડવા જતો હતો, અને ત્યાંથી રૂા. ૧૦૦) દર મહીને લાવતો હતો. ગોદીમાંથી પણ રૂા. ૫૦) કે ૭૫) રૂા. બરજોરને દર મહીને મળતા. એ તો સ્ટીમરની આવજાવ પર બરજોર ઉપર લક્ષ્મીદેવી પોતાનો હાથ લંબાવતી હતી.

× × × ×

રૂસ્તમ હીરામાણેકના ગુજરી ગયા પછી નાજાં-બરજોર પુષ્કળ દીલગીર ફરતાં હતાં. આ સંપીલું જોડું ઘણીક વખતે ન્હાનાં બચ્ચાંની માફક પોતાના બાપ-કાકાને યાદ કરીને રડતું હતું. પોતાનાપુઇ ગુલબાઇને તેહમીના કાકી તથા વીલાંએ જે અપમાનો કર્યાં હતાં તે, તથા પોતાના રૂસ્તમ કાકાને તેહમીના કાકી તથા તેવણુના છોકરાંઓ જ્યારે રૂસ્તમ કાકા ખાટલે હતા ત્યારે મારતાં હતાં તે, આ સદ્‌ગુણી ભલી ભત્રીજી યાદ કરતી ત્યારે પોક મુકીને રડતી હતી

બરજોર એક ભલો, લાગણીવાલો અને એક સદ્‌ગુણી ગૃહસ્થ હતો, તેથી તે પોતાના સાવકાં મ માં તેહમીનાને કેવી રીતે મદદગાર થઇ શકે તે માટે રોજ વિચારજ કરતો હતો. ખુલ્લી રીતે જો તે તેહમીનાને મદદ કરવા જાએ તો તેહમીના લાત મારી બરજોરને કાઢે. પેલો ઉઢાવગીર જહાંગીર જહાંબોરડીવાલો કે જેને બરજોર માટે નનામો કાગળ લખ્યો હતો, અને જેની ખબર બરજોરને પાછળથી પડી હતી, તે મવાલી જહાંગીરની દોસ્તી કોઇપણ હીસાબે જેમી સાથ છોડવવી એમ નક્કી અને ખાતરીથી બરજોર માનતો હતો. જો જહાંગીરની જેમી દોસ્તી છોડે તોજ રૂસ્તમ હીરામાણેકનું કુટુંબ સુખી થાય એવું બરજોરનું પ્રમાણીક મત હતું. બરજોરે રાતદિવસ નાજાં સાથે આ બાબંત માટે મસલત ચલાવ્યા પછી એવા ઠરાવ ઉપર આવ્યો હતો કે તેહમીનાને ત્યાં કાસમ નામનો નોકર હતો તેને હાથમાં લઇને કોઇપણ રીતે કાસમની મદદથી તેહમીના કાકી તથા તેવણુના છોકરાંઓની સેવા કરવી.

× × × ×

કાસમ એક ૨૩ થી ૨૪ વર્ષનો જવાન હતો. કાસમના બાપ બપાવા રૂસ્તમ હીરામાણેકના બાપ બપાવાને ત્યાં નોકરી કરતા હતા. કાસમ પણ પોતાના બાપદાદાના જેવો સદ્‌ગુણી અને ભલો હતો. તે ઠીંગણો, બેઠીબાંધણીનો અને મજબુત હતો. તે એક ઇમાનદાર મુસલમાન હતો. તેહમીના અને તેવણના છોકરાંઓ માટે હંમેશાં આ ભલો સદ્‌ગુણી નોકર બળાપો કરતો હતો કે પોતાના બાઇ અને તેવણના છોકરાંઓની ભવિષ્યમાં કેવી બુરી દશા થશે! કાસમ પોતાના શેઠ રૂસ્તમ હીરામાણેક ગુજરી ગયા, તે વખતે ખુબ ગમગીનીમાં ગરકાવ થઇ ગયો હતો. ૧૦ થી ૧૨ દિવસ તો ખાધું પણ હતું નહિ, અને માંદો પણ પડી ગયો હતો. કાસમના સદ્‌ગુણો માટે બરજોરને પુરેપુરી માહીતી હતી. જ્યારે નાજાં-બરજોર રૂસ્તમ હીરામાણેક સાથે રહેતાં હતાં, તે વખતે નાજાં-બરજોર ઉપર તેહમીના જુલ્મ કરતાં તે જોઇને આ ભલા કાસમનું દીલ પીગળી જતું, અને તે છુપી રીતે નાજાં-બરજોરને પોતાના સગાં ભાઇબ્હેન સમજીને તેમને મદદ કરતો હતો. કાસમ આજ રાતના ૮ વાગે નાજાં-બરજોરને ત્યાં ધોબીતળાવ ઉપર આવનાર હતો, કારણ કે બરજોરે કાસમને બોલાવ્યો હતો. બરજોર કાસમ મારફતે પોતાના સાવકાં માતા અને ભાઇબ્હેનોની સેવા કરવા ઇંતેજાર હતો, કારણ કે બરજોર ચોક્કસપણે માનતો હતો કે કોઇ કાંટાની વાડ રોપે તો પણ આપણે તેને માટે ગુલાબનીજ વાડ રોપી બુરાઇ કરનારને બુરાઇનો બદલો બુરાઇથી નહિ પણ ભલાઇથીજ આપવો જોઇએ.

× × × ×

બરાબર આઠ વાગ્યા, અને કાસમે બ્હારથી ઘંટી વગાડી. નાજાંએ બારણું ઉઘાડયું. કાસમ ઘરમાં દાખલ થયો. બરજોરે પણ કાસમને આવકાર આપી તબિયેત માટે સમાચાર પુછી. કાસમ પાસે અંતઃકરણના અવાજ મુજબ ખુલાસો ખુલ્લો કરવા માંડયો.

"કાસમ, આજે મેં તુંને એક નોકર તરીકે અહીં બોલાવ્યો નથી. જેમ હું મ્હારા એક સગા ભાઇને દુઃખની વાત કહેવા બોલાઉં તેમજ મેં તુંને ભાઇ સમજીનેજ બોલાવ્યો છે. જો અહીંની વાત તુંને પસંદ નહિ પડે તો ફીકર નહિ, પણ આપણી બંન્નેની વાતચિત બ્હાર તો નહિજ જવી જોઇએ."

"બરજોરજી શેઠ એ તમે શું બોલ્યા? મ્હારો જાન પણ જાએ, પણ આપણી વચ્ચેની વાતચિત કદીપણ બ્હાર જશેજ નહિ. તમે તેહમારે ખુશીથી જે કહેવું હોય તે મને કહો." કાસમે બરજોરને વચન આપતાં કહ્યું.

"કાસમભાઇ મ્હારા પપ્પા રૂસ્તમજીના ગુજરી જવાથી અમારો પગદંડો પપ્પાના ઘરમાં જરાકબી હવે રહ્યો નથી. તેહમીનાબાઇએ મ્હારા પપ્પાની તમામ માલમીલ્કત, રોકડા રૂા. જર, ઝવેહરાત, પોતાના નામ ઉપર કરાવ્યું છે. તેની મને જરાક પણ અદેખાઇ નથી, પણ જેમીના કેટલાક મવાલી દોસ્તો મ્હારા પપ્પાને ત્યાં આવે છે, તે લોકો જરૂર મ્હારાં મંમાંને ખલાસ કરીને પાયમાલ કરશે એવી મને બીક છે. ભાઇ કાસમ, કાંઇ એવી હવે તું યોજના મને બતાવ કે આપણે તેહમીના બાઇને પાયમાલ થતાં બચાવીયે.

આ શબ્દો સાંભળી કાસમ અજબ થયો, કારણ કે જે સાવકી માતાએ બરજોરને આટલો આટલો હેરાન કર્યો. જે બાઇએ પોતાના

આપની મિલ્કતમાં બરજોરને એક પાઇ પણ આપવા દીધી નહિ, તે સાવકી માતાને બરજોર મદદ કરે, અને મદદ કરવા કહે તે અજબ અને નવાઇ જેવુંજ કાસમને લાગ્યું.

"બરજોરજી શેઠ, ત્હમારાં સાવકાં માતા બાઇ તેહમીનાએ તો ત્હમારા પપ્પાને શીખવીને ત્હમુને ત્હમારા પપ્પાના ફાલામાંથી સાબુત રખડાવ્યા છે. અરે ! ત્હમારા ઉપર અનેક જાતના જુલ્મો કીધા, છતાં પણ ત્હમો ત્હમારાં સાવકા માતાને મદદ કરવા કહો છો. એ નવાઇ જેવું છે. તમને એક પાઇ પણ ન આપી, તેથી જો બીજો કોઇ હોય તો ત્હમારાં સાવકાં માતાને કોર્ટમાં ઘસડે."

"કાસમ, એમ ના બોલ. મને એક પાઇ પણ નથી આપી તેથી હું સુખીજ છું. મ્હારા પપ્પાએ મને પાઇ પણ ન આપી એવું શીખવ્યું છે કે ખરા પરસેવાના જેઓ પૈસા કમાય છે તે લોકોના જેવું સુખી બીજું કોઇજ નથી. કાસમ, કાસમ, બોલ. કે તું જેમીને જહાંગીર જહાંબોરડીવાલાની દોસ્તી છોડાવવા કાંઇ કરી શકશે ?"

"જરૂર, એ તો મ્હારૂં કામ છે." કાસમે બરજોરને વચન આપતાં કહ્યું.

"કાસમ, તું જરા બારીકીથી જહાંગીર ઉપર નજર રાખજે. જહાંગીર જેમીને ક્યાં ક્યાં લઇ જાએ છે તે તું તપાસજે. જો જહાંગીર કાંઇ જેમીને ફસાવવાનું કાવતરૂં કરે તો તું મને જલ્દીથી ખબર આપજે. આપણે એને કદી પણ ફાવવા નહિ દઇશું."

"પણ કાસમ આ કામ એવી રીતે થવું જોઇએ કે કોઇપણ જાણે નહિ. જરા આટલી મદદ કરજે. ખુદા ત્હારૂં ભલુંજ કરશે."

નાજાં વચમાં બોલી ઉઠી.

"તમે ફીકર ના કરો. હું જરૂરજ જહાંગીર ઉપર નજર રાખીશ. અરે! જે કુટુંબનું મેં અને મ્હારા બાપદાદાએ નીમક ખાધું છે, તે હું હલાલજ કરીશ. તમે મને બબ્બે દિવસે બરજોરજી શેઠ મળ્યા કરજો. એ જહાંગીર જહાંબોરડીવાલો તો પૈસા ખાવાજ ઘરમાં ભરાયો છે. આપણે કોઇ પણ રીતે તેહમીનાબાઇ અને તેમના દીકરા જેમીને ફ્રતાં બચાવીશું."

"જો કાસમ, આએ વાતની ખબર તેહમીના બાઇને નહિજ પડવી જોઇએ. આપણે કોઇપણ ન જાણે તેમ બધું કામ કરવાનું છે."

"બરાબર છે. તેહમીના બાઇ જાણે તો મને પણ લાત મારીને હાંકી કાઢે. તેહમીના બાઇમાં અને ત્હમારા મરહુમ માતાજી સુનામાયમાં બરજોરજી શેઠ આસમાન જમીનનો ફરક એમ બધા લોકો પણ કહે છે. મેં તો ત્હમારાં માતાજીને કાંઇ જોયાં નહિ હતાં, પણ લોકો બહુ તારીફ કરે છે."

કાસમના મોઢેથી પોતાના મરહુમ મંમાં સુનામાયની તારીફ સમજી બરજોરની આંખમાં પાણી આવ્યાં. બરજોરને પોતાનું દુઃખ યાદ આવ્યું, પણ આ ભલા અને સદ્ગુણી જવાને પોતાના રૂમાલથી આંખો નુછીને હિમ્મત પકડીને કાસમ સાથેની વાતચીતમાં જરાક પણ ભંગાણ પડવા દીધું નહિ.

"હા બા, બરાબર છે, પણ મંમાંને કહાં લેવા જઇએ?"

કાસમે બરજોરને દરેક રીતે મદદ કરવાનું વચન આપ્યું. નાજાં બરજોરે કાસમને ખવડાવીને તથા પરોણાગત કરીને કાસમને પોતાને ઘરે જવા દીધો. કાસમના ગયા પછી આજે બુધવાર હોવાથી બર-

જોર નાટકશાળા તરફ પોતાના ધંધા અર્થે નાજાને મળી ભેટીને આવ્યો. આ ટાઇમે ૯–૧૦ (સ. ટા.) થઇ હતી. નાજાંએ ખુદાની બંદગી કીધી અને પછી બારણા બંધ કરીને સુઇ ગઇ.

× × × ×

નાજાં ભર ઉંઘમાં પડી હતી.. રાત્રીનો વખત હતો. આશરે રાતના બે વાગ્યા હશે. ધોબીતલાવ ઉપર ટ્રામ, બસ, ઘોડાગાડી અને બધો વ્હેવ્હાર બંધ હતો. રાત્રી અંધારી હતી અત્યારે ભર ઉંઘમાં પડેલી નાજાંને સ્વપ્નું આવ્યું. નાજાંએ સ્વપ્નમાં પોતાના પિતાજી મરહુમ શેઠ હીરાજી હીરામાણેકને જોયા. હીરાજી ઠંડીમાં ફાંટાંતુટાં કપડાં પહેરીને ખુલ્લા મેદાનમાં બેઠા હતા. આસમાન ઉપરથી બરફનો વરસાદ પડતો હતો. હીરાજી દુઃખથી બેજાર થઇ જઇ ધ્રૂજતા અને પોતાના પાપોની તોબાહ કરતા હતા. વીધવાઓના પૈસા હજમ કરી ગયેલા, તે વીધવાઓની હાયથી તેઓ મીનોઇ જહાનમાં પણ બહુ દુઃખી હતા, એવું પણ નાજાંને સ્વપ્નામાં દેખાયું. વિશેષમાં હીરાજી નાજાંને બે હાથ જોડીને નમ્ર અરજ કરીને કહેતા હતા કે "દીકરી તું કાંઇબી કરીને મેં જે વીધવાઓના રૂપીઆ હજમ કીધા, તે લોકોને તું મદદ કર. અરે! મેં જે માલીમની વાડી તુંને આપેલી, તે વાડી ત્હારી તેહમીના કાકીની શીખવણથી ત્હારા કાકાએ ત્હારી પાસેથી લખાવી લીધી છે, તેથી હું ઘણોજ દીલગીર છું. મને મરતી વખતે રૂસ્તમ કાકાએ તુંને પોતાના દીકરા જેમી સાથે પરણાવવા માટે વચન આપ્યું હતું. અફસોસ! વચન ઉપર પણ પાણી ફરયું. તું બરજોર સાથે પરણી તેથી હું ખુશી છું. દીકરા,

સુખી થજે. દીકરી, તું લોબાનપાણી મુકી આપણી જરથોસ્તી ધર્મની ક્રીયા મ્હારે માટે કરાવે છે, તેથી મને શાંતિ મળે છે. અરે! પેલી જુદદીનો તો ખાઇને ખસી ગઇ. દીકરી નાજાં, મને માફ કરજે, કારણ કે મેં ત્હારા તરફ ફરજ બજાવીજ નથી. ખુદા તુંને સુખી કરે" એમ બોલી ધ્રૂજતા, કાંપતા હીરાજી જતા રહ્યા.

નાજાંની આંખ ઉઘડી ગઇ. સ્વપ્નામાં પોતાના મરહુમ પિતાને આવી ખરાબ સ્થિતિમાં જોયલા હોવાથી, નાજાં ખુબ રડી. પોતાના પપ્પાનો જીવ પેલી દુનિયામાં પણ આ દુનિયામાં નેકીના કામો ન કરેલાં હોવાથી, તથા ગરીબો અને વિધવાઓના ત્રસ્ટી બની પૈસા હજમ કરેલા હોવાથી શાંતિમાં નથી તેથી આસમાન ઉપર જોઇને બે હાથ જોડી ખુદાને અરજ કરવા લાગી. ઘડીકમાં પોતાના મરહુમ પપ્પાના ફોટાને પગે પડીને પેટમાં દાબે તો બીજી વખત બારીએ જઇને હજી સુધી બરજોર કેમ નહિ આવ્યો તેની રાહ આ લાગણીવાલી સદ્ગુણી જરથોસ્તી બાનુ જોઇ રહી હતી. અનેક વિચારો કર્યા પછી નાજાં ખુદાની બંદગી કરવા બેઠી પણ બંદગીમાં પણ ધ્યાન લાગતું હતું નહિ. નાજાંનું મગજ ભમતું, અને બરજોર માટે અનેક વિચારો આ બાનુને આવતા હતા. કાગને ડોળે પોતાના ખાવિંદની રાહ જોતી આ સદ્ગુણી નાજાં અહીં તહીં ગાંડા માણસની પેઠે ફરવા લાગી અને બારીની બ્હાર વારંવાર ડોકયું કરી રસ્તા ઉપર નજર નાખવા માંડી.

આ વખતે ઘડીયાળમાં સાડાચારનો ટકોરો થયો. ઘંટી વાગી.

નાજાંએ ઉત્સાહ અને ઉમંગથી બારણું ઉઘાડ્યું, અને જોયું તો બે ઘાટીઓ બરજોરને હાથ પકડીને લાવતા હતા. નાજાં ગભરાઇ ગઇ, કારણ કે બરજોર લોહીલોહાણ હતો. બરજોરના કપડાં લોહીથી ખરડાઇ ગયેલાં, અને માથે પાટો બાંધેલો હતો. બરજોરનું આખું શરીર ધ્રૂજતું હતું. બરજોરના કહેવાથી નાજાંએ ઘાટીઓને પાંચ રૂપ્યા ઇનામ આપી વિદાય કર્યા. મહામુશ્કેલીએ બરજોર નાજાંનો હાથ પકડી કોચ આગળ આવ્યો, અને કોચ ઉપર સુતો. નાજાં તો બરજોરને જોઇ હેબતાઇજ ગઇ, અને નાજાંએ રડીને બરજોરને પુછ્યું કે "બરજોર આજે એમ કેમ? શું થયું? માથે પાટો કેમ? લોહીથી ખરડાયલો શા માટે છેવ?"

"મને પહેલ્લાં કપડાં બદલાવ, પછી બધી વાત કરૂં. તું ગભરા ના." બરજોરે નાજાંને હિમ્મત આપતાં કહ્યું.

નાજાંએ બરજોરને કપડાં બદલાવ્યાં. આરામ થાય તેમ નર્સીંગ કર્યું, અને પછી પોતાના ખાવિંદ બરજોરને વળગી પડીને કપાલ ઉપર કીસ કરીને આ ભલી બાનુએ પુછ્યું કે "મને કહે ડીયર કે આજે શું થયું?"

બરજોર ન્હાના બચ્ચાંની માફક રડી પડયો. પાણીના રેળા તેની આંખોમાંથી ગયા. તેનું મોઢું લાલ આતશ જેવું થઇ ગયું. તેના હાથો ધ્રુજવા લાગીયા અને મહા મુશ્કેલીએ તે બોલ્યો "વ્હાલી નાજાં, નહિ બોલવામાં અને કહેવામાંજ ફાયદો છે, કારણ કે બોલવાથી અને વાત લંબાવાથી આપણો જીવ વધારે દુઃખી થાય છે."

"નહિ નહિ વ્હાલા બરજોર મને કહો. હું ત્હારી ધણીયાણી છઉં, અને મ્હારી અહીંથી તે ખુદાના ઘરવેરની ફરજ છે કે ખાવિંદને ખુદા ગણુવો, અને તેના દુ:ખસુખમાં હમશરીક થવું."

"અરે! ત્યારે સમજ. હું નાટક પુરો થયા પછી અને મ્હારૂ કામ ખલ્લાસ કરીને ચાલતો ઘેરે આવવા નીકળ્યો. પેલો જહાંગીર જહાંબોરડીવાલો ગ્લોબ સીનેમા આગળના રસ્તા ઉપર બે મવાલીઓને લઇને બેઠો હતો. હું સીનેમા પાસેથી પાસ થાઉં તેટલામાં પેલા જહાંગીરે મવાલીઓને ઇશારત કીધી, અને પોતે મોટરમાં બેસી ચાલી ગયો. એ વાત મને મ્હારી મદદે આવેલા એક ભલા જરથોસ્તીએ કહી."

"શું એમ? અને પછી શું થયું?" નાજાંએ ગભરાતાં, આંખમાં આંસું લાવતાં પોતાનાં ખાવિંદને વધારે જાણવાની ઇંતેજારીથી પુછ્યું

"પેલા મવાલીઓ કે જે લોકે ખોટાં મોઢાં પહેરેલાં હતાં, તે લોકે મને લાકડીના ચાર પાંચ ફટકા લગાવી કાઢયા. એક લાકડીનો ફટકો મને માથામાં પણ લાગ્યો. આ વખતે મ્હારી મદદે એક જરથોસ્તી આવી લાગ્યા. તેમણે મવાલીઓને ખુબ ગુંદરપાક જમાડયો, અને હજી તો તે જરથોસ્તી બીજા મવાલીને પકડવા જાએ છે, તેટલામાં બન્ને મવાલીઓ એક મોટરમાં બેસી વંજો માપી ગયા. મેં પોલીસમાં ફરિયાદ કરવાની ના કહેવાથી મને એક હિંદુ ડોકતરને ત્યાં પેલા મ્હારી મદદે આવનાર જરથોસ્તી લઇ ગયા, અને મ્હારી સારવાર કરીને બે ઘાટીઓને સોંપીને પ્રીન્સેસ સ્ટ્રીટમાંથીજ પેલા બિચારા

જરથોસ્તી ચાલ્યા ગયા." બરજોરે નાજાંની પાસે રડતાં પોતાનાં દુઃખનું બ્યાન કરવા માંડયું.

"મુવા જહાંગીર જહાંબોરડીવાલાને પોલીસમાં કાંય નહિ આપ્યો ! અરે ! જો તેમ થતે તો તેહમીના કાકીનીબી ખાતરી થતે, અને કાકીજીબી એને લાત મારીને પોતાના ઘેરમાંથી હાંકી મુકતે તો આપરા કુટુંબમાંથી એ મુવા બદમાશનો સદાને માટે પગડંદો જતે." નાજાંએ ગુસ્સાથી બરજોરને કહ્યું.

"મરવા દે, પણ હું કાંઇ એ બદમાસ જહાંગીરથી ગભરાઇ જનાર નથી. એ લુચ્ચા જહાંગીર જહાંબોરડીવાલાને કોઇપણ દિવસ હું ફાવવા દેવસ નહિ. નાજાં, મ્હારૂં માથું બહુ દુઃખે છે. જરાક બામ લગાડ."

નાજાંએ બામ લગાડયો. સાડાપાંચ થયા. ઘંટી વાગી. દુધવાલો તથા ઘાટણ આવી. નાજાંએ ઘાટણને પાસેના ડોકતરને બોલાવવા મોકલી નાજાંએ દુધવાળા પાસેથી દુધ લીધું. ડોકટર આવ્યા. નાજાંએ ડોકતરને બધી હકીકત કહી. બરજોર તો ડોકતરને બોલાવવા ના કહેતો હતો, પણ નાજાંનો જીવ ગભરાતમાં પડવાથી ડોકટરને બોલાવીને પુરી ખાતરી કીધી. ડોકતરે નાજાંને ધીરજ આપી, અને કાંઇપણ "સીરપસ" નથી એમ કહ્યું ત્યારેજ નાજાં જરાક શાંત પડી. ડોકતરે પોતાના દવાખાનામાં જઇને દવા બનાવીને ઘાતણ સાથે નાજાંને ઘેર મોકલી નાજાંએ બરજોરને સહવારના પહોરમાં દવાનો એક ભાગ આપી દીધો. બરજોરે દવા પીધી. બરજોરની આંખ લાગી, અને ઉંઘમાં પડયો. નાજાં પોતાના ખાવિંદના પગ આગળજ બેસી રહીને પોતાના ખાવિંદને જલ્દી આરામ આપવા ખુદાને અરજ કરવા લાગી.

# પ્રકરણ ૬ ઠું.

## "રંગમાં ભંગ"

રુસ્તમ હીરામાણેકની વર્ષી' એ દિવસ ઉપરજ ગઇ હતી. મરહુમ રૂસ્તમના મરણ પછી મરહુમ રૂસ્તમની તમામ માલમિલકતની માલીક એકલી તેહમીનાજ થઇ હતી. તેહમીનાના હાથમાં મરહુમ રૂસ્તમ જીવતા હતા તે વખતેબી સત્તા તો હતી, પણ હાલમાં તો તેહમીના એકલાંજ માલેક, એટલે તેહમીનાના મિજાજ, તુંદાઇ અને અભિમાની માટે પુછવુંજ શું ? આ સત્તાના મદ અને પૈસાની ગરમીમાં મસ્ત રહેનાર બાનુ ઉપર કોઇનો કાણુ કે આંકુશ હતો નહિ. પોતાના ખાવિંદના ગુજરી જવા પછી આ બાનુ પોતાની દીકરીઓ, જમાઇ અને દીકરા જેમી તથા ફ્રેન્ડસો સાથે ખાઇપીઇ મજાહ કરતી હતી. પોતાના ખાવિંદના ગરીબ સગાંવ્હાલાંની સાથે તો તદન અસહકારજ કર્યો હતો. પોતાના ખાવિંદનો શોક કે ગમ પણ રાખ્યો હતો નહિ. સોહવાસનની માફક ખાઇ પી, પહેરી, હરી ફરીને ફરનાર "તેહમીના કોટેજ"ના રાણી પોતાનો વખત પુરો કરતાં હતાં. આ બાનુએ પોતાની દીકરીઓને પણ કાંઇ સારી કેળવણી આપી હતી નહિ.

તેહમીનાની ત્રણ દીકરીઓમાંની વીલી વડીલ દીકરી હતી. વીલી હાલ ચોવીસમો ઉન્હાળો જોતી હતી. તેના સૌંદર્યમાં અત્યારે તો ભરતી ચહતી હતી. પાતળી સિંહ સમાન કમર ઉપર અપ-ટુ-ડેટ બ્લાઉસ ખરેખરજ દીપી નીકળતું હતું. બોબ કરેલા કાળા રેશમ જેવા વાળ

તથા કાળી ભમરોની નીચે સમાયેલી બે અણીદાર ચંચળ આંખો સામા માણુસનું ધ્યાન ખેંચતી હતી. જો કે વીલીના શરીરનો વર્ણ ઘઉં વર્ણનો હતો છતાં પણ એનો ચ્હેરો, એના સીધા લાંબા વાળ, અને વળેલા નાક તથા રાતા સખત ભીડાયેલા હોઠને લીધે વધારે આકર્ષક દેખાતો હતો. એની મદભરી ચાલ એનું ગૌરવ તથા કંઇક ગુંડાઇ બતાવી આપતી હતી. એ હસતી ત્યારે દાડમની કળી જેવા દુધીયા દાંતો તથા તેની મસ્તીખોર આંખોથી જુવાનીયાઓના હૃદય વિંધાઇ જતાં હતાં. એનામાં ઉછાછળાપણું તથા અસભ્યતા ઘણી જણાતી હતી. દુર્ગુણનો વારસો એનામાં એના માતા તેહમીના તરફ-થીજ કુદરતી ઉતરી આવેલો જણાતો હતો. બોલવામાં એ ઘણી ચપળ હતી, અને પશ્ચિમની વાંદર નકલ કરવા સદા ઇંતેજાર, તૈયાર અને તલબગારજ હતી.

વીલીની બ્હેન શ્રીતી વીલીથી બે વર્ષ ન્હાની હતી. શ્રીતીમાં પણ ઘણુંખરૂં વીલીને મળતા દુર્ગુણો હતા, પરંતુ તે કાંઇક ભોળી હતી. વીલી જેવી ખોટી ફીશ્યારી અને હુસ્યારી બહુ દેખાડતી ન હતી. પરંતુ "સોબતે અસર" એટલે એનું વર્તન પણ કંઇક વીલીને મળતું આવતું હતું. એનું મોઢું, નાક, કપાલ, વિગેરે વીલીના જેવું જ હતું. તફાવત એટલોજ હતો કે એ વીલી કરતાં સ્હેજ ઉઘડતી હતી. એના ચ્હેરા ઉપર કોઇક વખત નિર્દોષતા માલમ પડતી હતી.

વીલી, શ્રીતીની ન્હાની બ્હેન રતી હતી. એ શ્રીતી કરતાં બે વર્ષે ન્હાની હતી. એ સૌથી ન્હાની હોવાથી માતાપિતાની લાડકી હતી. એનો ચ્હેરો પણ એની બ્હેનોના જેવો જ હતો. તફાવત એટલોજ

કે એ એની બે બ્હેનો કરતાં સ્હેજ ઉંચી હતી. એના ગાલ ઉપર તલ હતો. તલથી મોઢાની ખુબસુરતીમાં વધારો થતો હતો. એ હસ્તી ત્યારે મોઢામાં ખાડો પડતો હતો. માતપિતા ભાઇ બ્હેનની એ લાડ-કવાઇ હતી તે મોઢામાં પડતો ખાડો ગવાહી આપતો હતો.

એ બન્ને મોટી બ્હેનો વીલી, શીતી કરતાં સ્વભાવે બહુ શાંત હતી. એનામાં કપટ તથા ચાલબાજી બીલકુલ ન હતી. એ એના ભોલાભાળા દીલથી સર્વેમાં વિખ્યાતી મેળવતી હતી. એના રૂપમાં કકંશતા ન હતી, પરંતુ નિર્દોષતાનું મિશ્રણ હતું. એનામાં એની માતાના દુર્ગુણોની છાપ જોઇએ તેટલી પડી ન હતી.

× × × ×

મીસીસ તેહમીના હીરામાણેક પોતાના દીકરા જેમીને ધંડેરના એક લક્ષાપતિ શેઠયા શેઠ દોરાબજી માણેકજી દેસાઇની દીના નામની છોકરી સાથે અહરાવ્યો હતો. દીના હાલમાં મુંબઇમાં હતી, અને તેહમીના પોતાની વહુને ખુશ કરવા તથા પોતાની મોટાઇ બતાવવા આજ કેટલાક રવીવારો થયાં જુદે જુદે ઠેકાણેની પીકનીક પાર્ટીઓ ગોઠવતાં હતાં. આજે રવીવાર હોવાથી જુહુ જવાનું નક્કી કર્યું હતું. આજે સહવારના ૬ વાગ્યામાં તેહમીના તથા છોકરાંઓ અને જમાઇ નરીમાન ઉઠયાં હતાં. રોજ આ લોકોને સહવારના ૯॥ કે ૧૦ વાગ્યે ઉઠવાની ટેવ હતી, પણ આજે ફ્રેન્ડસો સાથે સહવારમાં જુહુની સહે-લગાહે જવાનું હતું માટે "તેહમીના કોટેજ"ના ફેમેલી મેમ્બરસોએ જલ્દી ઉઠવાની તસ્દી લીધી હતી.

આ "તેહમીના કોટેજ"ના મેમ્બરો તૈયાર થઇને બેઠાં હતાં, અને આરસીમાં જોઇ પોતે કેવાં સુંદર દીસતાં હતાં તે માટે ચર્ચા

કરતાં હતાં. તેહમીના વિધવા હતી, છતાં આજે સોહવાસનની માફક ડ્રેસ કર્યો હતો. આ બાનુએ પોતાના માથાના વાળો સફેદ થતા હોવાથી રંગ્યા હતા. શરીરમાં સફેદ સુંદર કોરની સાડી પહેરી હતી. ટુંકી બાંયના બદીયન અને ગળામાં કાનમાં તથા હાથમાં હીરામોતીની જનસો પહેરી હતી. તેહમીનાને જોનારને એમજ લાગતું કે ૩૦થી ૩૫ વર્ષની જુવાન બાનુ છે મોઢા ઉપર પાવડરના લેપડા તથા સ્હેજ રંગેલાં હોયો જોઇને કોઇને એમ નહિ લાગતું કે આ બાનુ ચાર મોટાં છોકરાંની માતા હતી.

નરીમાન નગરવાલો પોતાના સાસુ તેહમીનાની બહુ ખુશામત કરતો હતો. તેહમીનાએ નરીમાનને સાથેજ રાખ્યો હતો. નરીમાન હંમેશાં તેહમીનાને સાતમે આસમાને ચઢાવે, અને તેહમીનાનો પડતો બોલ આજને કાલ તો તે ઝીલતો હતો. તેહમીનાના છોકરાંઓમાંથી જો કોઇ તેહમીનાની સામું થાય તો નરીમાન તે છોકરાંને શિખામણ આપે, અને તેહમીના મંમાંની તાબેદારીજ કરવામાં ખુદા ખુશી હતી. એવી વાયેજ કરે. નરીમાન પણ જહાંગીર જેવોજ "રમતો–પંચી" હતો. સબ બંદરનો વેપારી હતો, શરાબ, રેસ અને શેરબજારનો તો ખરો તે શોખીન હતો. તે પોતાની બોલીદરાજીથી સામા માણસને આંજી નાખ્તો હતો. હાલમાં તો તે તેહમીનાનો જમણો હાથ હતો.

× × × × ×

ઘડીયાલમાં આઠનો ટકોરો થયો. તેહમીના કોટેજમાં બેલ થયો. વીલીએ જઇને બારણું ઉઘાડયું. બારણું ઉઘાડીને જુએ તો પોતાની

બોનાઇ દીના પોતાની આયા સાથે આવી હતી. વીલાએ દીનાને આવકાર આપ્યો. તેહમીનાએ આવીને દીનાને સેકહેન્ડ કરી. નરીમાન, રતી અને શ્રીતીએ પણ તેહમીના અને વીલી સાથે દીના દેસાઇને આવકાર આપવામાં પોતાનો સહકાર આપ્યો. જેમીએ દીનાને હસીને સેકહેન્ડ કરી, અને બધાં દીનાને લઇને હોલમાં બેઠાં.

* * * *

દીનાની ઉમર આશરે હાલમાં ૧૯ વર્ષની હતી. તેનું દીલ ભરાવદાર હતું. ચ્હેરો સીમેટ્રીકલ હતો. દીનાનો ચ્હેરો હસતોજ હતો. તેના ચ્હેરામાં ભોલાઇપણુ જણાતું હતું. લક્ષાપતિ બાપની એ દીકરી હતી. લક્ષ્મીના લાડમાં ઉછરેલી હતી, છતાંપણુ ગરીબો માટે રહેમ અને દયા રાખતી હતી.

મીસ દીના દેસાઇને હજી આવ્યાને ૧૦ મિનિટબી નહિ થઇ હશે તેટલાં મી. જહાંગીર જહાંબોરડીવાલો તથા તેની બ્હેન મીસ જર જહાંબોરડીવાલા તેહમીનાનાં બે ફ્રેન્ડસો મી. પેસી ડુબાશ અને મીસ કુંવર કરાકા સાથે આવી પહોંચ્યા. એકએક સાથે સેકહેન્ડ અને ઓળખ થઇ. બધાં તેહમીનાને પુછવા લાગ્યાં કે "તેહમીના જેમીના લગ્ન ક્યારે ખવાડશો ?" તેહમીના બધાંને હસીહસીને કહે કે "થોડાજ વખતમાં."

વ્હાલા વાંચક ! વીલી અને શ્રીતી તો ઇંગ્રેજીમાંજ પોતાની બોનાઇ સાથે વાત કરે. કોઇક વખતે દીના તો પોતાની નણંદોની વાતો સમજી મનમાં હસતી પણ હતી. અરે! જેવી તેહમીના તેવીજ દીકરીઓ પણ હતી.

પેલા જહાંગીર જહાંગીરડીવાલાંની બ્હેન મીસ જરે પોતાની હુસ્યારી બતાવવામાં કાંઇપણ બાકી રાખ્યું હતું નહિ. મી. પેસી ડુબાશે વીલીને પ્યાનો વગડાવો કહ્યો. વીલીએ જરા અકડીને કહ્યું કે "મ્હારો હાથ દુઃખે છે." વીલીએ પ્યાનો વગાડવા ના કહ્યું, તો શું થયું ! જર તો તૈયારજ હતી. જરે પોતે બધાંને નમીને અરજ કીધી કે "excuse me, મને ઘણાં સરસ "પીશીશો" હાલમાં આવડે છે. બધાંની મરજી હોય તો હું પ્યાનો વગાડું."

બધાંએ "હા" કહ્યું, એટલે જર પ્યાનો વગાડવા બેઠી, અને પ્યાના ઉપર ઇંગ્રેજીમાંજ ગાયનો ગાવા મંડી ગઇ. જ્યારે જર કોરસ ગાતી ત્યારે જહાંગીર, નરીમાન, વીલી, થ્રીતી, રતી અને તેહેમીના કોરસ ઉચકી લેતાં હતાં. મીસ કુંવર કરાકા તો બધું સમજતી હતી અને પેસી ડુબાસ સાથે ઘણીક વખતે મનમાં હસ્તી પણ હતી.

અહીં આવો રંગરાગ ચાલી રહ્યો હતો તેવામાં તેહમીનાના કાનમાં આયાએ આવીને રૂસ્તમ હીરામાણેકના બ્હેન ગુલબાઇની આવ્યાની ખબર આપી. તેહમીનાના કાનમાં આયાએ ફુંક મારી, તે વીલાંએ સમજી. વીલાંનો મિજાજ પણ તેહમીના સાથે બરખેલાફ થઇ ગયો. આ બંન્ને મા દીકરીઓ સીફ્તથી હોલમાંથી ઉઠી ગયાં અને બ્હાર જઇને જુએ છે તો કોણ ! તેહમીનાના નણંદ બાઇ ગુલબાઇ મુફલેસી હાલતમાં ગંભીર અને દયાજનક મુખે ઉભાં હતાં. પોતાના ભાઇની વર્ષી'ને હજી એજ દિવસ થયા છે, અને આવો રંગરાગ ગરીબ બ્હેનથી કેમ જોઇ શકાય ? અધુરામાં પુરૂં તેહમીનાનો પોશાક જોઇને તો ગુલબાઇ અજબજ થઇ ગયાં. તેહમીનાને જોઇને ગુલબાઇની છાતી ભરાઇ આવી. ગુલબાઇને

કોઇ છાતીમાં તીર મારતું હોય તેમ થવા લાગ્યું. અરે! પણ કરે શું! ગુલબાઇની ગરીબાઇ અને તેહમીનાની શ્રીમંતાઇ!! તેથી જો તે તેહમીનાને રોકડું પરખાવે તો કેવાં ભયંકર અપમાનો ખમવા પડે, અરે! પોતાનો પગદંડો પોતાના ભાઇને ત્યાંથી જતો રહે તેથી ગુલબાઇથી તેહમીનાને કાંઇપણ કહી શકાય નહિ. ગુલબાઇ તો પોતાના મરહુમ ભાઇઓના છોકરાંઓને જોઇને સંતોષ લેતાં હતાં. અરે! ગુલબાઇ જેવાં ભલાં, સદ્‌ગુણી અને લાગણીવાલાં નણુંદની તેહમીના જેવી બાનુ આજને કાલ તો કદર નહિજ કરી શકે.

"કેમ, શું કરવા આયાંચ?" તેહમીનાએ તોરથી ગુલબાઇને પુછ્યું. આ વખતે ગુલબાઇને પોતાનો ભાઇ રૂસ્તમ એટલો બધો યાદ આવ્યો કે કાંઇપણ જવાબ આ દુઃખી બાનુ પોતાની સત્તાના અને પૈસાના મદમાં ભાન ભુલેલી ભોજાઇને આપી શકયાં નહિ.

"ગુલબાઇ ફુઇ, બોલી મરો કે શું કરવા તમે અહીં આવી મુવાંચ! તમે મુવાં આવતાં જંતાં. અમારા ઘેરમાં બધાં મોટે ઘેરનાં આવે, અને તમારાં જેવાં જંગલીને હમારાં ફ્રેન્ડસો જોએ, તો હમારી સાથે પણ વાત નહિ કરે." વીલાં ભત્રીજીએ ગુલબાઇને ધકો મારતાં ધમકાવ્યાં.

"ચાલ, ચપ વીલાં. પણ ગુલબાઇ હમણાં ચાલી જાઓ, હું કામમાં છેઉ." તેહમીનાએ ગુલબાઇને બ્હારનો રસ્તો બતાવતાં કહ્યું.

"તમે વરસીને દહાડે તેહમીના બહુ શીક ઉતાં, એમ મેં અગીઆરીમાં સમજ્યું. હું તો તરતજ તમારી ખબર લેવા આવી.

પણ તમે ઘેરમાં નહિ હતાં. અરે ! બે દીવસ થયા હું શીક હોવાથી આજે તમારી ખબર લેવા આવીચ."

વ્હાલા વાંચક ! તેહમીનાને હંમેશાં લોકોને કહેવાની આદત હતી કે તેમની તબિયેત ઠીક ચાલતી નથી. તેહમીનાએ આવો ગપગોળો કોઇ બ્હારના માણસ પાસે મારેલો અને તેને ખરું માની ગુલબાઇને ખબર આપી. બિચારાં ગુલબાઇ તેહમીનાની માવજત કરવા દોડી આવ્યા તો નમુનેદાર ભોજાઇ તો બ્હાર ફરે હરે. આજે જ્યારે આ ગરીબ નણંદ ભોજાઇની ખબર અંતર પુછવા આવ્યાં તો મંદવાડને બદલે રંગરાગ જોયો. પોતાની ભોજાઇને સોહવાસનની માફક ડ્રેસ કરેલો જોઇને આ દુઃખી બાનુને છાતીમાં કોઇ તીર મારતું હોય તેમ થવા લાગ્યું.

"મંમાં, મીસ દીના દેશાઇ પણ છે, અને આપુને ખરાબ લાગશે; વાસ્તે એવણુને અહીંથી ચાલી જવા કહો. ગેટ અવે યુ ફુલ" કહીને વીલીએ ગુલબાઇને ધક્કો માર્યો. આ વખતે દીના ફરતી ફરતી ત્યાં આવી લાગી. તેહમીના અને વીલાંના દીનાને અહીં આવેલી જોઇને મોઢા ઉતરી ગયાં, કારણ કે ગુલબાઇ ગરીબ હતાં, તેથી જો દીના સાથે ગુલબાઇની ઓળખ થાય અને દીના જાણે કે ગુલબાઇ દીના દેશાઇના ફુવણુ સાસુ છે, તો તેહમીના અને તેવણુના છોકરાંઓના વિચારો પ્રમાણે તે લોકોના પોઝીશનમાં ખામી આવે. ગુલબાઇની સાથે તેહમીના અને દીનાને વાતચિત થતાં જોઇને નિર્દોષ દીનાએ વીલાંને સવાલ કર્યો કેઃ–

"એવણુ કોણુ છે?"

"એવણુ પહેલાં મ્હારે ત્યાં રાંધવાવાળા હતાં. હમણા એવણ પૈસાની મદદ માંગવા આવેલાં છે. વીલાંએ દીનાને બનાવી. તેહમીના દીનાને બનાવીને હોલમાં લઇ ગર્યાં. અહીં હવે વીલી અને ગુલબાઇ એકલાંજ રહ્યાં. વીલાંએ ગુલબાઇને ગાળો દઇને અનેક અપમાનો કર્યાં. પછી આ ભલી ભત્રીજીએ ફોઇને ધકકો માર્યો, અને ગુસ્સાથી બારણું બંધ કરીને હોલમાં ચાલી ગઇ.

ગુલબાઇનેં તો આસમાન અને જમીન એક થતી લાગી. તેવણુનું મગજ ભમી આવ્યું. તેમની આંખે ચક્કરી આવવા લાગી. ભોજાઇ અને ભત્રીજીના અપમાનો સહન કરીને ગુલબાઇ લોહીનો ગોટ ગળીને તેહમીના કોટેજ રડતાં રડતાં છોડી ગયાં. કાસમ કે જે બ્હાર હતો તેને બહુ ગુલબાઇની દયા આવી. આ ભલા નોકરનું દીલ પીગળી ગયું. તેને કોઇ ન જુએ તેમ ગુલબાઇ માટે ભાડાની વીકટોરીયા લાવી આપી, અને વિકટોરીઆના પૈસા પણ પોતાની પાસેથીજ આપ્યા. ગાઉટના દરદથી પીડાતાં અને ખરેખરાં માંદાં ગુલબાઇની આવી સ્થિતિ ઉપર કોણુને દયા નહિ આવે?

* * * *

તેહમીના કોટેજના ધડીયાલમાં બરાબર ૯ નો ટકોરો થયો. બધાંએ મોટરોમાં પોતાની સીટસો લીધી. એક મોટરમાં ખાવાપીવાની તમામ ચીજો જુદ ગઇ હતી. વીલાંએ રાઇડીંગ કરવા પોતાનો ઘોડો પણ જુદ મોકલાવ્યો હતો. તેહમીના કોટેજમાંથી બધા મેમ્બ-

રોને લઇને મોટરો જુહુ તરફ હંકરાઇ. જહાંગીર, નરીમાન પોતે જુદીજુદી મોટરો હાંકતા હતા. ત્રણુ મોટરમાં બધાં બેસીને જુહુને દરીયે આવી પહોંચ્યાં.

*　　*　　*　　*　　*

સહવારના ૯।। કે ૧૦ નો ટાઇમ હશે. જુહુનો દરીયો શાંત હતો. દરીયાની શાંતતા મનુષ્યના વિચારો ઉપર કુદરત માટે અજબ અસર કરાવતી હતી. દરીયા ઉપર કોઇએ ચાદર બીછાવી હોય એવું દરીયો જોનારને લાગતું હતું. જુહુના આજુબાજુના ઉંચા તાડના ઝાડો, તથા થંડો પવન થાકેલા માણસોને ખરેખરજ જુહુને દરિયે નિરાંત આપતો હતો. આજે રવીવાર હોવાથી યુરોપીયન બાનુઓ અને ગૃહસ્થો, હીંદુ સ્રી પુરૂષો, મુસલમાનો, બોજાઓ, તથા મોજીલા પારસી બાનુઓ અને ગૃહસ્થો રવીવાર હોવાથી આખો દિવસ "એન-જોય" કરવા જુહુમાં ઉતરી પડેલાં જણાતાં હતાં. કેટલાક યુરોપીન્સો, અને પારસીઓ તંબુઓમાં "બીયર" પીતા; કોઇકો વીસ્કીની બોટલો ખોલી ઇન્સાફ આપતાં ! જયારે બીજાંઓ પોતે જે ઘરથી લાવ્યાં હતાં, તેને ઇન્સાફ આપતાં હતાં. "રેસ્ટોરામાં" પણુ ધમાલ હતી. પેલી કહેવત છે કે "જંગલમાં મંગળ" તેમજ રવીવારે અને વાર તહેવારે તો અહીં જુહુનો દરીયો મોજશોખના સ્થાનમાં ફેરવાઇ જાએ છે, અને મુંબાઇની આરટીફીશયલ નાટક, સરકસ, સીનેમા અને કારનીવલોની એનજોયમેન્ટ જુહુને દરીયે આવનારને ભુલાવે છે.

વ્હાલા વાંચક ! નમ્રતાનું નીચાણુ સ્વીકારવાથીજ મોટાઈનું મોટપ વધે છે.

અહંકાર અને તુંદાઇ કીધાથી ખુદા પણ આપણી આગળથી નાસી જાએ છે. કીડી નમીને ખાતી હોવાથી કીડીને સાકર મળે છે, જ્યારે તુંડાઇમાં રહેતો હાથી મોઢે માથે ધુળજ ભરે છે. "એલેકઝાંદર પોપ" ખુંધ કાઢીને ચાલતો, અને તોતડું બોલતે હોવાથી ઘણા એરકા મેરકાઓ ખુંધા થઇને ચાલવામાં, અને શબ્દોને ભાંગી ભાંગીને બોલ-વામાં ફેશનની મોટાઇ સમજતા હતા, પરંતુ તે વિદ્વાન પોપની ન્હાની સરખી ખુંધમાં કેટલું મોટું ડહાપણ ભરેલું હતું, તે વાત તો ફેશનમાં ફરનારાઓ અને અપ-ટુ-ડેટના ખાંઓ ભુલીજ ગયા હતા. મીસીસ તેહમીના હીરા-માણેક અને તેમના છોકરાંઓ ફેશનની રીશયારીમાં ફસેલા હતાં. કોઇપણ વાંદર નકલ તેહમીના અને તેની દીકરીઓ કરતી અને Character is like a cloth; if white it can be easily dyed black, but once blackened, can never be dyed white." તે સમજવાની આજ સુધી તો તેહમીના અને છોકરાંઓએ તસ્દી લીધેલીજ નહિં. જો તેહમીના ગંભીર વિચાર કરતે કે નરમ શબ્દો આત્માને નરમ બનાવે છે. ગુસ્સાભર્યા શબ્દો આગમાં તેલ ઉમેરી મોટા ભભુકા ઉઠાડે છે. માયાળુ શબ્દો દુનિયાના લોકોને મળતાવડા બનાવે છે. મમતા વગરના ઠંડા શબ્દો ભાઇબંધોને બરફની માફક ઠરાવીને બાંધી દે છે, તો આ વાર્તા જુદાજ રૂપમાં લખાતે: અને તેહમીના આ વાર્તાની "હીરોઇન" થઇ પડતે. એટલું યાદ રાખવું કે

"નમે તુરી બહુ તેજ; નમે દાતા ધન દેતો,
નમે અંગ બહુ ફુલ્યો, નમે જર હર બરસંતો
નમે સિંહ ગુનવાન, નમે ગજએલ સ્વારી;
નમે સૌ ભારી હોય, નમે કુળવંતી નારી."

આ બધું મીસીસ તેહમીના હીરામાણેક તથા તેવણના કુટુંબ પાસે કહ્યું હોય તો જવાબ મળે કે "નોન્સન્સ, ખાનાર પીનાર ફરનારને ખુદા દેનાર"

× × × ×

વ્હાલા વાંચક! મુંબાઇના "તેહમીના કોટેજ"ના સહેલાણીઓએ જુહમાં એક તંબુ પણ રાખ્યો હતો. હાલમાં તો આ મોજીલાંઓએ મોટરમાંથી ઉતરીને તાડના ઝાડો નીચે પોતાની બેઠકો લીધી. જહાંગીર જહાંબોરડીવાલો આ પાર્ટીમાં હતો એટલે લેડીઓને હસવાની ખુબ મજા પડતી હતી. જહાંગીરને લેડીશોને હસાવવાનો હુન્નર ઘણો સારી રીતે આવડતો હતો. ઘણીક વખતે તો આ રમતો પંચી પોતાની મતલબ કાઢી લેવા શ્રીમંત ઘરના બાનુઓને હસાવવા ગરીઓની સામું કોહેલી રમુજ અને ખોટી ટીકા કરતો હતો. આજકાલ તેહમીના કોટેજના ફેમીલીના મેમ્બરસો તથા બીજાંઓને કયાં ખબર હતી કે જહાંગીર એક નિંદખોર, અદેખો, મતલબી, પવન જોઇને પીઠ ફેરવનાર, ગૃહસ્થના સાળામાં સંપૂર્ણ બદમાશ અને ઝેરી જમાનાનો તે ઝેરી નાગ હતો.

જહાંગીરની બ્હેન જર પણ જહાંગીરના જેવીજ ચાલાક મીઠી, અને ખબરદાર હતી.

જર ખુબસુરત હતી. મોડલ સારો હતો. પારકા પુરૂષોને પોતાના તરફ કેમ ખેંચવા તે હુન્નરમાં પણ ચાલાક હતી. જર પણ વચમાં ટહુકો ટુચકો મુકી બધાંની શાબાશી મેળવતી હતી. તેહમીનાને આ બધું બહુ ગમતું. દારૂની બાટલીઓ પણ અહીં તૈયારજ હતી. દીનાએ દરીયામાં બાથ લેવા જવા ના કહેવાથી તેહમીના બી દરીયામાં બાથ લેવા ગયાં નહિ. દીનાને કંપની આપવા તેઓ દીનાની પાસેજ બેઠાં.

× × × ×

અગીઆરેક વાગ્યા, એટલે આ સહેલાણીઓ દરીયામાં નહાવા ઉતર્યાં. તેહમીના અને દીના દેશાઇ તંબુમાંજ બેઠાં. આ સહેલાણીઓએ પાણીમાં પકડા પકડી રમી. એક એક સામું પાણી ઉડાડી મજાક મશ્કરી કરી. આશરે બપોરના ૧૨ ના ટાઇમે આ લોકો દરીયામાંથી બ્હાર નીકળ્યાં. સૌએ કપડાં બદલીને તંબુમાં વીસ્કી બ્રેન્ડી બીયર ઉપર હાથ લંબાવ્યો અને ખાવા પીવાની ચીજોને પણ ઇન્સાફ આપવા બેઠાં. નરીમાન તથા પેસી ડુબાશે પણ વીસ્કીજ લીધો. જહાંગીર ઉડાવગીર હતો. તે કાંઇ અહીં આજે નિર્દોષ મજાહ કરવા આવ્યો હતો નહિ, પણ આપણે આગળ જોયું તેમ તે અહીં સોનેરી જાળ બીછાવવા આવ્યો હતો. જેમી શરાબનો બહુ શોખીન હતો. આ હીરામાણેક કુટુંબનો નબીરો શરાબ પીતો હતો, તે જોઇ દીના મનમાં બળાપો કરતી હતી. આજે જહાંગીરે શરાબને હાથ પણ નહિ લગાડયો અને પોતે શરાબની વિરૂદ્ધ હોય તેવી વાયેજ પણ આપવા લાગ્યો. બપોરનું ડીનર પણ તૈયાર થયું અને સર્વેએ ડીનર પણ લીધું. જેમી તો દારૂની બાટલી પુરીજ કરતો જતો હતો. કોઇ વખતે કોઇ નહિ જુએ તેમ તેહમીના

જેમીને ચમતો તોડતાં, પણ જેમીને તેહમીનાના ચમતાની કાંઇ પણ અસર થતી હતી નહિ.

વ્હાલા વાંચક ! જેમીને ચીક્કાર દારૂ પીતાં જોઇને દીના તો ગભરાઇ ગઇ. આ નિર્દોષ છોકરીનું મોઢું ઉતરી ગયું. ભવિષ્યમાં આવા છાકટા ખાવિંદ સાથે કેવી રીતે રહેવાશે, અને ભવિષ્યમાં શું થશે તે માટે અનેક વિચારો આ ભોલી છોકરીના મગજમાં આવવા લાગ્યા. તેને અહીં હવે કડવું ઝેર જેવું લાગ્યું. કોઇની વાતચિતમાં પણ તેને રસ પડે નહિ. જહાંગીર અને જરે જોઇ લીધું કે દીનાને જેમી દારૂ પીએ છે તે ગમતું નથી. આ બંન્ને ભાઇ બ્હેન મનમાં હરખાવા લાગ્યાં, અને દીનાને ઉશ્કેરવા માટે મનમાં અનેક યોજનાઓ ઘડવા લાગ્યાં.

ડીનર લીધા પછી બધાંએ આરામ લીધો. આરામ લીધા પછી વીલાંએ ઘોડા ઉપર લેડીસ સેડલ બંધાવ્યું, અને પોતે ઘોડા ઉપર સ્વાર થઇ. વીલાં રાઇડીંગ ઠીક જાણતી હતી. વીલાંએ ઘોડાને દોડાવ્યો. વીલાંને રાઇડીંગ કરતાં જોઇને જહાંગીર જેવાએ વીલાંને સાતમે આસમાને ચઢાવી. હવે વીલાં પોતાની તારીફ પોતાને મોઢેજ કરવા લાગી, અને મોટી મોટી વાતો કરી આ સહેલાણીઓને છક કરી નાખવા લાગી. વીલાં પછી રતી અને શ્રીતીએ પણ રાઇડીંગ કર્યું. તે લોકે પણ પોતાની બ્હેન વીલાંની માફક પોતાના મોઢેથીજ પોતાની તારિફો કરવા માંડી.

તેહમીનાને પણ ઘોડેસ્વારી કરવાનો વિચાર થયો. પહેલ્લાં તો આ તેહમીના કોટેજના રાણીએ થોડાંક વર્ષો અગાઉ કેવું સરસ

"રાઇડીંગ" કરતાં હતાં, અને હમણા કેટલોક વખત થયાં "રાઇડીંગ" કીધું નથી, તેથી રાઇડીંગ કરી શકશે નહિ એવી વાત બધાને કહી. પેલા જહાંગીર જહાબોરડી વાલાનો અને નરીમાન નગરવાલાનો હાથ પકડીને તેહમીના ઘોડા ઉપર તો બેઠાં. ઘોડો હાંકયો. ઘોડો કાંઇ તેહમીના એકલો નહિ હાંકતાં હતાં. જહાંગીર અને પેસી કુબાસ ઘોડાની મોઢા આગળથી લગામ પકડતા, અને તેહમીના ઠરસામાં તે મુંગા ગરીબ જાનવરને ચાબુકથી ફટકાવતાં, અથવા તો પેટમાં લાતો મારતાં હતાં. એક વખત ઘોડો ચમકયો, તેથી તેહમીના બુમ મારીને ગભરાઇ પણ ગયાં. બધાં વિચારમાં પડયાં કે તેહમીના તો પોતે ઘણું સરસ રાઇડીંગ જાણનાર છે અને આજે એમ કેમ ઘોડા ઉપર બેસી કરે છે. ઘોડો ચમકવાથી તેહમીનાને વધારે વખત ઘોડા ઉપર બેસવું સલામતી ભરેલું નહિ લાગ્યું, તેથી ઘોડા ઉપરથી ઉતરી પડયાં. ત્યાર પછી જર જહાં-બોરડીવાલા ઘોડા ઉપર બેઠી. જર બધી વાતે પુરી હતી, અને રાઇ-ડીંગ પણ થોડા વખતમાંજ ઘણું સારૂં શીખી હતી. જરે ઘોડાને ખુબ દોડાવી ઠાકવી નાખ્યો. જરે બધાંની શાબાશી મેળવી. બધાને નમીને "થેંકસ" કહીને જરે પોતાને મળેલી શાબાશીનો વળતો જવાબ આપ્યો. આ સહેલાણીઓમાંના ઘણાખરા એ અહીં રાઇડીંગ કર્યું. પીધેલો જેમી પણ ઘોડા ઉપર બેઠો અને જેમીતો તો અહીં ચોકખો રકાસજ થયો. દીના તો આ બધું જોઇને બળી જળીને ખાક થઇ જતી હતી. મહા મુશીબતે જેમીને ઘોડા ઉપરથી જહાંગીર તથા પેસી કુબાશે ઉતાર્યો.

× × × ×

સાડાચાર થયા હશે. આ સહેલાણીઓએ ટી લીધી, અને એક એક સાથે તંબુમાં બેસીને તથા બીજાંઓએ તંબુની બ્હાર બેસીને વાતચિત કરવા માંડી. તેહમીના હીરા–માણેક અને તેમની નાજુક દીકરીઓ જરા અલેટાઇને આરામ લેવા લાગી, કારણ કે આ મા દીકરીઓને સ્વીમીંગ અને રાઇડીંગને લીધે થાક લાગ્યો હતો. જેમી કુંવર કરાકા સાથે બ્હાર ગપ્પા સપ્પા મારવા લાગ્યો. જેમી પીધેલો હતો; અને ઘણીકવાર ગાંડું ઘેલું પણ બોલતો હતો. મીસ કુંવર કરાકા એક ભલી અને નિર્દોષ બાનુ હતી. તે જેમીને ભાઇ સમજીને શરાબ છોડી દેવા સલાહ આપતી હતી. સામેની બાજુમાં દીના દેસાઇ પોતાની આયાની સાથે બેઠી હતી, અને તેમની નજદીકજ જહાંગીર અને જર બેઠાં હતાં. જેમી કુંવર સાથે હસી હસીને વાતો કરતો હતો તે દીનાને ગમતું હતું નહિ. જર અને જહાંગીર સમજી ગયાં કે દીના વ્હેમાય છે. આ સોનેરી તકનો લાભ લઇને આ બન્ને ભાઇ બ્હેનની જોડીએ દીનાને ઉશ્કેરવા માંડી, પણ તે માટે તેઓ ટક શોધતાં હતાં. આ ટક તે લોકોને હવે મળી કારણ કે દીનાએ પોતાની આયાને કહ્યું કેઃ

"આયા, મને તો અહીંયા નહિ ગમતું. પપ્પાએ મને જેમી જેવા છાકટા સાથે અદરાવામાં બહુજ ભુલ કીધી છે."

"દીના મુંગી રહે. અહીં ખરાબ લાગે. અહીં કાંઇ બોલાય નહિ." આયાએ દીનાને મુંગી રાખતાં કહ્યું.

"મીસ દીના દેશાઇ, ત્હમારૂં કહેવું બરાબર છે. મીસ કરાકા તો એવાં જ છે. મીસ કરાકાથી જેમીને જરા તમે દુરજ રાખજો" જહાંગીરે દીનાને ઉશ્કેરવા માંડી.

"દીના, મીસ કુંવર કરાકાનું તો મ્હારા જહાંગીર સાથે થવાનું હતું, પણ પાછળથી અમુને ખબર પડી કે એ તો બહુજ ચબરાક અને પારકા માટીડાઓની કંપનીની શોખીન છે. એ કુંવરે તો ઘણાકોના ઘેરો બી ભાંગ્યાં છે." જર વચમાં બોલી ઉઠી.

વ્હાલા વાંચક! કુંવર કરાકા તદ્દન ભલી, નિર્દોષ અને એક સારાં ખાનદાનની બાનુ હતી, છતાં પણ આ બન્ને મતલબી ભાઇ બ્હેન જર–જહાંગીર એવી સીફતથી નિંદા, ત્હારી મ્હારી અને જુઠું સાચું કરતાં હતાં કે સામા માણસને જરાક પણ વેહેમ પડતો નહિ. જો કોઇ ખરીખોટી કરીને તે લોકોનું ભોપાળું બ્હારે પાડે તો તે લોકોનો ડબ્બો "સોસાયતીમાંથી" જરૂરજ ઉડી જાએ, અને જેમ લોકો મરકીના ઉંદરોને જોઇને નાસે છે તેમજ તે લોકથી પણ નાસે છે.

"શું એમ છે? અરે! ત્યારે તો હું જેમી સાથે નહિજ પરણુશ." દીનાએ જરને રડતાં અને ડુસ્કાં ખાતાં ખાતાં કહ્યું.

"તમે લોકો એને એવું કહીને રડાવો ના." આયાએ જર જહાંગીરને કહ્યું.

"મુંગી રહે. શું નહિ બોલે? એ લોકો બિચારાં મને ખરી વાત કરે છે, ત્યારે શું તું એ લોકોને ધમકાવે છે?

હમારી વાતમાં આયા તું વચ્ચે ના બોલ." દીનાએ આયાને ધમકાવતાં કહ્યું.

જર અને જહાંગીર મનમાં હરખાયાં. આ બન્ને ચબરાક પવન જોઇને પીઠ ફેરવનાર ભાઇ બ્હેન તરતજ સમજી ગયાં કે આગ લાકડાં સળગાવવામાં ઘણોજ ફાયદો છે. આ વખતે તંબુમાંથી તેહમીનાની નજર દીના ઉપર પડી. દીનાને રડતાં જોઇને તેહમીના વિચારમાં પડી ગયાં. આ સમયે જર ફરતી ફરતી તેહમીના પાસે આવી. તેહમીનાએ તેને પુછ્યું કે "જર, દીના શું કરવા રડે છે?"

"નહિ બોલવામાંજ અને કહેવામાંજ ફાયદો છે." જરે દીલગીર થવાનો ઢોંગ કરીને જવાબ આપ્યો.

"નહિ નહિ જર, મને તું કહે." તેહમીના એમ બોલતાં જરનો હાથ ધરીને જરને તંબુમાંથી બ્હાર લઇ ગયાં.

"તેહમીના મને માફ કરો. એકની વાત બીજાને કહેવાનું કાંઇ મ્હારું કામ નથી. હું કહું અને કાંઇ ખોટું થાય તો તમો કહો કે જરે ત્હારું મ્હારું કીધું." જરે તેહમીનાને વહેમમાં નાખવા માંડી. તેહમીના વેહમી થતાં ગયાં, અને વાત જાણવા માટે વધારે અને વધારે દર પળે ઇંતેજાર થતાં ગયાં. તેહમીના જરને હવે દબાણ કરવા લાગ્યાં. વ્હાલા વાંચક! તેહમીના ગમે તેવાં મતલબ્યાં, સ્વાર્થી, અને લોભી હતાં, છતાં પણ તેહમીનાને પાનને ચુનો લગાડે તેટલાંજ બનાવી દે તેવી જર હુસ્યાર હતી. ખબરદાર હતી. ઝેરી ઝમાનાની તે ઝેરી નાગણ હતી.

"નહિ, નહિ, જર મ્હારા સમ, બસ મને કહે. હું કોઇપણ દિવસ ત્હારૂં નામ કોઇ આગળ પણ નહિ દેવસ."

"શું એમ ? અરે ! હજુ મને માફ કરો. મને કોઇની પાછળ નીંદા કરવા નથી ગમતી."

"જર, જર, તું મને હવે વધારે ના બોલાવ. બસ હવે કહે." જરે આનાકાની કર્યાં પછી તેહમીનાને કહ્યું કેઃ—

"તેહમીના, ત્હમારાં વહુમાય દીનામાયને તો હવે જેમી ગમતો નથી, એવણ તો મી. પેસી ડુબાશ ઉપર ખુશ થઇ ગયાં છે. ત્હમારા વેવઇને કહીને એવણનો તો ત્હમારા જેમી સાથે કાજ તોડી નખાવા કહે છે. જેમીને તો મુવો ભસ્તે ગયો છાટકો છે એમ કહી ગાળો દે છે. મેં તો એને બહુ સમજાવી કે જેમી તો ભોલો પાદશાહ છે, પણ એ તો સમજતીજ નથી."

"શું એમ ? અરે ! એ મ્હારી સાથેબી બરાબર વાત કરતી નથી."

"વાત શું કરે ? તમે ઘોડા ઉપર બેઠાં ત્યારે તો એ બોલવા બેઠી કે એ બાઇનો ધણી મરી ગયો ને મોજશોક કરે છે. ધણીની એ જ્યારે નહિ થઇ ત્યારે મ્હારી તો એ શું થશે ?"

"મુઇ એ, હું કાંઇ એની સાથે હવે મ્હારા દીકરા જેમીને પરણાવસ નહિ. કાલે ને કાલેજ હુ તો કાજ ભાંગી નાખસ." તેહમીનાએ મિજાજ જરાક બરખેલાફ કરીને જરને કહ્યું.

"નહિ નહિ. એમ કાંઇ હોય ? તેહમીના, એવું હોજખનું કામ કરવાનું આપણા જરથોસ્તી ધર્મમાં નારવા છે. હું ત્હમુને પગે પડીને કાલાવાલા કરીને કહું છું કે ખુદા ખાતર તમે જેમીનું દીના સાથે કાજ ના ભાંગતાં." જરે તેહમીનાને ભલી થવાનો દાવો કરતાં કહ્યું.

આ વખતે પેલો જહાંગીર જહાંબોરડીવાલો અહીંતહીં આંટા મારીને ચેંગોમેંગો થઇને ચુંચી આંખો રાખીને ધ્યાનથી જર–તેહમીના વચ્ચેની વાતચિત સાંભળતો હતો. જહાંગીર પોતાની અને પોતાની બ્હેનની ફતેહ થતી જોઇને મનમાં હરખાવા લાગ્યો. પોતે કેટલો ભલો હોય તેવું ડોળ કરીને તેને "તેહમીના–જર" પાસે આવીને કહ્યું કે "તેહમીના, અવાય કે ? કાંઇ ત્હમારાં વહુ તો મ્હારા પર આશક પડી ગયાં છે. બસ, મનેજ કાલાવાલા કરે છે કે જહાંગીર તુંજ મ્હારી સાથે લગ્નના ગાંઠથી જોડા, કારણ કે મને તો જેમી જેવો છાટકો વર, અને "ધરડી ગોરી ને લાલ લગામ" જેવી સાસુ નથી ગમતી."

જહાંગીરના આ શબ્દોથી તેહમીના એટલાં બધાં ઉશ્કેરાઇ ગયાં કે દીનાને લાત મારીને કાઢી મુકવાનું તેમને મન થયું. જર–જહાંગીરે તેહમીનાને ઠંડાં પાડયાં, અને અહીં જે વાતચિત થઇ તે દીનાને નહિ કહેવાનું આ ભાઇ બ્હેને તેહમીના પાસેથી વચન પણ લીધું.

× × ×

પાંચ એક વાગ્યાહશે. બધાં તૈયાર થઇને ફરવા જવા નીકળ્યા. ચીલી તો ઘોડા ઉપર સ્વાર થઇને રાઇડીંગ કરવા નીકળી પડી. ઘોડો

એટલો દુર ગયો કે વીલાં ક્યાં ગઇ છે તે કોઇથી પણ કહી શકાતું નહિ. પેસી ડુબાશ, રતી, શીતી, નરીમાન નગરવાલો અને જેમી કપડાં બદલીને દરીયામાં તરવા જવા તૈયાર થયાં.

જર જહાંગીરની દીના માટેની વાતથી તેહમીના તો તદનજ નારાજ થઇ ગયાં હતાં. તેમને આજે ફરવા જવા પણ ગમ્યું નહિ. આ સહેલાણીઓએ તો તેહમીનાને સાથે ફરવા આવવા માટે ખુબ બહોંશ કરી, છતાંપણ તેહમીના પોતાનો વિચાર ફેરવી શક્યાં નહિ. જહાંગીર અને જર પણ ફરવા ગયાં નહિ. આ બન્ને ભાઇબ્હેન પાસેજ ચોકી પહેરો ભરતાંજ બેસી રહ્યાં, કારણ કે તે લોકોને એવી બીક હતી કે જો દીના સાથે કાંઇ તેહમીનાને વાતચિત થાય તો ખરૂં ખોટું બ્હાર આવે. જ્યારે ખરૂં ખોટું બ્હાર આવે ત્યારે જર-જહાંગીર જેવાં પવન જોઇને પીઠ ફેરવનારાઓનું ભોપાળું બ્હાર નીકળે. જ્યારે ભોપાળું બ્હાર નીકળે ત્યારે "જર-જહાંગીર" શેહશાયતીમાંથી ઉખડી જાએ અને મફતની મજાહ કરવાનો અંત આવી જાએ.

તેહમીના દીના સાથે ઉંચે મોઢે હતાં, તેથી તેહમીનાએ તો દીનાને ફરવા જવા કહ્યું નહિ. આ સહેલાણીઓએ તો દીનાને પણ બહોંશ કરી, પણ તેને તો ટુંકોજ જવાબ આપ્યો. આવા દીનાના ટુંકા જવાબથી તેહમીનાના વેહેમમાં ઉમેરો થયો. તેહમીનાના વેહમના વધારામાંજ જર-જહાંગીરની ફત્તેહ હતી.

દીનાને એક ખુણામાં બેઠેલી જોઇને જેમી બી દીના પાસે એકલો ગયો ને કહેવા લાગ્યો કે "ડીયર ચાલોની. તમે આજે ફરવા આવવા બધાંને ના શા માટે કહો છો?"

"મને ત્હમારી સાથે આવવું નથી."

"કારણ?"

"ત્હમારા અંતઃકરણને પુછો."

"અરે! શું છે? તમે ચાલો ડીયર, મને ત્હારા વગર ગમતું નથી."

"બધું ગમશે. ત્હમારા ફ્રેન્ડ મીસ કુંવર કરાકા છે, એટલે તો ત્હમુને ઘણુંજ ગમશે."

"અરે! પણ તમેબી ચાલો."

દીનાએ કાંઇપણ હવે જેમીને જવાબ નહિ આપવાથી, શરાબની સ્હેજ મસ્તીમાં મસ્ત બનેલો જેમી ત્યાંથી ચાલી ગયો. આ બિચારાને કયાં ખબર હતી કે દીના તેને માટે વેહેમાતી હતી.

આ બધાં સહેલાણીઓ તેહમીનાને તથા જર—જહાંગીરને મળી ભેટીને હસતાં રમતાં દરિયા બાજુ ગયાં. તેહમીનાએ આ સહેલાણીઓને કહ્યું કે "જેમીને દરિયામાં ના ઉતારતાં."

"મંમાં, હું દરિયામાં ઉતરવાનોજ નથી. મેં તો ખાલી કપડાં બદલ્યાં છે." જેમીએ તેહમીનાને જવાબ આપ્યો

"ઠીક ત્યારે. જોજે હું. તું જે કહે છે તેજ કરજે."

× × × ×

આ સહેલાણીઓના દરિયા તરફ જવા પછી દીના પોતાની આયા સાથે રેતીમાં ચાલવા લાગી. હવે તંબુ આગળ જર–જહાંગીર અને તેહમીના એકલાંજ હતાં. દીનાના જવા પછી તેહમીના દીનાને ગાળો દેવા લાગ્યાં. જ્યારે જર અને તેહમીના–અહીં તહીં ફરવા લાગ્યાં, ત્યારે પેલા જહાંગીરે શું કર્યું ?

જહાંગીરે નરીમાન નગરવાલાનો બેગ ઉઘાડયો. તેમાંથી સોનાનું ઘડીયાલ છેડા સાથેનું કાઢી લીધું. બારીકીથી અહીં તહીં જોઇ તપાસીને તે ઘડીયાલ તેને દીનાની આયાનો બેગ ઉઘાડી આયાના બેગમાં મુકી દીધું. અઝીઝ વાંચનાર એમ કરવાનું શું કારણ હશે ? કારણ એજ કે જહાંગીરને દીનાની આયા બહુજ ચબરાક લાગી, અને ભવિષ્યમાં નડે એવી બીક હોવાથી તેને આયાને ફસાવવાનુંજ આ કાવતરૂં રચ્યું હતું.

× × × ×

સવા છ વાગ્યા હશે. આ ટાઇમે આખા જુહુમાં ખબર ફેલાઇ કે જુહુના દરીયામાં બે પારસી બાનુઓ અને એક પારસી ગૃહસ્થ ડુબી ગયાં. જુહુને દરીયે ફરનારે ઘણા લોકો એકઠાં થઇ ગયાં. તેહમીના પણ બીધાં, અને પોતાના છોકરાંઓ માટે વિચાર કરવા લાગ્યાં.

તેહમીનાનું મગજ હવે ફરવા લાગ્યું. કુદરતી તેમને પેટમાં ફાળ પડવા લાગી. કુદરતી રીતેજ તેહમીનાને ઇશારો થવા લાગ્યો કે કાંઇ ગંભીર બનાવ બન્યો છે. જર-જહાંગીર તેહમીના સાથે દરીયે કીનારે ઝડપથી દોડી ગયાં. કીનારા ઉપર હીંદુ-પારસીઓ, યુરોપીયન્સો, ખોજાઓના બાનુઓ અને ગૃહસ્થોનું એક મોટું ટોળું એકઠું થયું હતું. આ વખતે કેટલાએક માછીઓ દરીયામાંથી લાશો કાઢવા શોધખોળ કરતા હતા. રતીને રેતીમાં સુવાડી કેટલાક પારસીઓ શરીરમાંનું પાણી બ્હાર કાઢતા હતા. પુછપરછ કરતાં પોતાના જમાઇ નરીમાન તરફથી તેહમીનાએ જાણ્યું કે "પેસી ડુબાશ અને કુંવર કરાકા ડુબી ગયાં છે, અને તે લોકોનો અર્ધો કલાક થયો પત્તોજ નથી. રતીને બચાવી છે."

"ઓહ! મ્હારી રતી કહાં છે?" ગભરાતથી તેહમીનાએ નરીમાનને પુછ્યું.

"રતી, થીતી અને જેમી તદન સલામત છે. મંમાં તમે ફીકર ના કરો." નરીમાને પોતાના સાસુને ધીરજ આપતાં કહ્યું. તેહમીના રતીને જોઇને રતીને ભેટવા દોડયાં. બધાંએ તેહમીનાને પકડીને અટકાવ્યાં. ગમે તેવી સ્વાર્થી, મતલબી અને લુચ્ચી બાનુ હોય, છતાં તેને પણ પોતાના પેટના કાદવ-પોતાના છોકરાંઓ માટે-અજબ જાતની દયા કુદરતીજ આવે છે. તેહમીનાને રડવું આવ્યું. તેમની છાતી ભરાઇ આવી. પીધેલો જેમી આ વખતે અહીં તહીં લથેરા ખાતો હતો, તેને જોઇને મીસ દીના દેશાઇ કે જેઓ અહીં દોડી આવી હતી તે બળી-જળીને ખાક થઇ જતી હતી. મીસ દીના દેશાઇ પણ આ બનાવ જોઇને ગભરાઇ ગઇ. જહાંગીર જહાંબોરડીવાલો તથા જર પોતે કેટલાં બધાં

"ઓબલાઇજીંગ" અને "પરદુઃખભંજન" હોય તેમ દોડધામ કરવા લાગ્યાં, અને લોકો ઉપર પોતાને માટે આ બાઇબ્હેનની જોડી સારી છાપ પાડવા લાગ્યાં. તેહમીનાની છાતીમાં તીર વાગે એમ થવા લાગ્યું. કેટલાક પારસીઓ દોડતા આવ્યા અને કહ્યું "કે વીલી નરીમાન નગરવાલા નામના પારસી બાનુ ઘોડા ઉપરથી પડી ગયાં છે, અને તેવણુને બહુ વાગ્યું છે. એ બાનુ લોહીલોહાણુ થઇ ગયાં છે. અમે તેમને મોટરમાં મી. લીમજી લામના બંગલામાં લાવ્યા છીએ."

આ સાંભળી તેહમીના તો ગભરાઇ ગયાં અને બેશુદ્ધ પણુ જેવાં થઇ ગયાં. મહામુશ્કેલીએ આ તેહમીના કોટેજના રાણુી હુશ્યાર થયાં, અને પોતાના જમાઇ નરીમાન, જર, જહાંગીર જહાંબોરડીવાલા, અને શ્રીતી સાથે મી. લીમજી લામના બંગલામાં ઝડપથી ગયાં. ત્યાં જઇને જોયું તો તેહમીનાએ પોતાની દીકરી વીલીને બેશુદ્ધ હાલતમાં એક કોચ ઉપર સુતેલી લોહીથી ખરડાયલી જોઇ. તેને પાટા બાંધ્યા હતા. બે ડૉક્તરો વીલીની માવજત કરતા હતા. તેહમીનાથી ચીસ પડાઇને મોટેથી રડી પડાયું. "અરે! મરેરે આજનો દહાડો! પેલી ગુલબાઇ જતી આવતી મરેરે! અરે! મ્હારી વીલી દીકરી! શું કરૂં? કહાં જાઉં? ઓ ખુદા! તું શું કરવા બેઠો છે? અરે! તું મ્હારી લાજ રાખ."

તેહમીનાને નરીમાને તથા બીજાઓએ શાંત પાડયાં, અને પછી તેહમીનાનો હાથ પકડીને નરીમાન તેહમીનાને બીજા ઓરડામાં લઇ ગયો. શ્રીતી પોતાના મંમા પાસે રડતી ઉભી. બધાં રડે અને અહીં

ગભરાત ફેલાઇ રહ્યો. રતી હુસ્યારીમાં આવતાં કેટલાક ભલા પારસીઓ સારાં ટ્રીટમેન્ટ માટે રતીને મુંબાઇ લઇ ગયા.

× × × ×

આશરે રાતના અગીયાર વાગ્યા. જુહમાં ખબર આવી કે પેશી ડુબાશ અને કુંવર કરાકાની લાશો હાથ આવી છે. મુંબાઇથી પણ ઘણા પારસીઓ જુહ દોડી આવ્યા. કુદરત બધાં તરફ ગુસ્સે થઇ ગઇ હોય.તેમ અધુરામાં પુરો ગાજવીજ સાથનો વરસાદ પડવા લાગ્યો. નાનકડું, શાંત અને રળિયામણું જુહ ગામ ઘોંઘાટથી આજે ગાજી રહ્યું. પોલીશ ઓફીશરો, સિપાઇઓ વિગેરે જુહમાં આવ્યા. સમય અને ટક જોઇ પેલા જહાંગીર જહાંબોરડીવાલાએ ગપ ઉડાવી કે "મ્હારી ૨૦૦ રૂપ્યાની ચોરી થઇ છે." જહાંગીરે પોલીશ પાસે તંબુમાં તથા બીજે કેટલેક ઠેકાણે જડતી લેવડાવી. મીસ દીના દેસાઇની આયાના બેગમાંથી નરીમાન નગરવાલાનું સોનાનું છેડા સાથનું ઘડીયાલ મળી આવ્યું. પોલીશે આયાને પકડી. આયાને લઇને પોલીશ જહાંગીર જહાંબોરડીવાલા સાથે લીમજી લામના બંગલામાં આવ્યા. આયા રડવા કુટવા લાગી. દીના દેસાઇએ પણ રડીને તોફાન કર્યું કે "મ્હારી આયા તો વીસ વર્ષની જુની છે, અને કોઇની ચોરી કદી પણ નહિં કરે." શીતી અને દીનાને આયાને લીધે તકરાર થઇ. દીના આયાની ધીફ લઇને લડે, જ્યારે શીતી આયાને બદમાસ ચીતરવા લાગી. વરસાદ તો વધારે અને વધારે પડવા લાગ્યો. ઘોધમારના વરસાદમાં પોલીશો આયાને વાંદરાની પોલીશ ચોકીમાં લઇ ગયા. દીના પોતાની આયા માટે રડે અને બધાને આયાને છોડાવવા કાલાવાલા કરે, પણ દીનાનું અહીં સમજેજ કોણ?

વીલાની તબીયેત વધારે બગડવા માંડી. તેહમીના જરાક હુસ્યારીમાં આવતાં દીના દેશાઇને ગાળો દેવા માંડી કે "મુઇનું પગલું બરે." થીતીએ પણ માહીતમ પાડવા માંડી. નરીમાન નગરવાલો પણ લોકોને બતાવવા રડવા લાગ્યો. કેટલાંક પારસી ગૃહસ્થો અને બાનુઓ તેહમીનાને ઓળખતાં હતાં. તેહમીના માટે કેટલાંકો અંદર અંદર વાતો કરવા લાગ્યાં "કે બહુ જબરી અને ઉસ્તાદ બાઇ છે. પોતાના ખાવિંદ બિચારા રૂસ્તમ હીરા–માણેક ઉપર પણ એ બાઇએ ખુબ દુ:ખ પાડયું." જ્યારે બીજાઓ આવી માહીતમ જોઇ તેહમીનાની દયા પણ ખાતાં હતાં.

# પ્રકરણુ ૭ મું.

## "શિકાર સપડાયો"

આજથી લગભગ ૬ મહીનાની વાત ઉપર જહાંગીર જહાંબોરડીવાલાએ વાંદરાની હીલ રોડ ઉપર એક ન્હાનો બેઠો બંગલો ખરીદી લીધો હતો. આ બંગલામાં તે પોતાની બ્હેન જર સાથે રહેતો હતો. વ્હાલા વાંચક! જહાંગીર જહાંબોરડીવાલાના પિતા એક થર્ડ કલાસ મીકેનીકલ એનજીનયર હતા. જર જહાંગીરના માતપિતા જ્યારે આ બંન્ને ભાઇ બ્હેન ૭ અને ૧૦ વર્ષની ઉમરના હતાં, ત્યારે આ ફાની દુનિયા છોડી ચાલી ગયાં હતાં. જહાંગીર મેત્રીક પાસ થઇને કોલેજમાં બે વર્ષ ગયો હતો, પણુ જહાંગીરનું બધું ધ્યાન બૈરાંઓમાં અને મોજ શોખમાં હોવાથી તે કાંઇ શીખ્યો હતો નહિ. જર–જહાંગીરને તેમના એક માસીએ મોટા કર્યાં હતાં. માસી પણુ ચાર વર્ષ થયાં ગુજરી ગયાં હતાં. એટલે આ ભાઇ બ્હેન તરફ હવે નજર રાખનાર કોઇ પણુ હતું નહિ. જહાંગીર બહુ ચબરાક હોવાથી રોજ બે ત્રણુ રૂપયા કુટી કાઢતો, અને ગમે તેવો તે લુચ્ચો હતો, છતાં પણુ તે પોતાની બ્હેન જરને પોતાની સાથેજ રાખતો હતો. આ તેનામાં એક સારો ગુણુ હતો. આપણે આગળ પહેલ્લા પ્રકરણુમાં વાંચ્યું કે જ્યારે હીરાજી હીરા–માણેક માંદગીને બીછાને હતા, તે વખતે જહાંગીરે હીરાજી હીરા માણેકે પોતાની સહી કરી રાખેલો એક ચેક સીફતથી ચોરી લીધો હતો. આ રમતા–પંખીએ

તે ચેકમાં રૂા. ૧૫૦૦૦) ની રકમ માંડીને બેંકમાંથી રૂા. ૧૫૦૦૦) ઉપાડી લઇને તે રૂા. થી અમન ચમન કરતો, અને ૭ હજારે કંમ-પાઉન્ડ સાથનો એક ન્હાનો બેઠો બંગલો વેચાતો લઇને આજ લગભગ ૭ મહીના થયા વાંદરેજ પોતાની બ્હેન જર સાથે તે રહેતો હતો. જહાંગીરના વાંદરાના બંગલામાં ત્રણ ઓરડા હતા. એક રાંધણી જુદી હતી. એક ઓરડો ડ્રોઇંગ રૂમ તરીકે વપરાતો હતો. બીજો ઓરડો સુવા બેસવા માટે હતો. ત્રીજો ઓરડો લાઇબ્રેરી રૂમ તરીકે ઓળખાતો હતો. બધું "ડીસન્ટ" અને મઝાનું હતું. આજકાલ જહાં-ગીર જરને ખુશ ખબરોજ મળ્યા કરતી, કારણ કે ઓગનીસમી અકટોબરની રવીવારે દીના દેશાઇને તેહમીના હીરા માણેક સાથે સળ-ગાવી, તેથી દીના દેશાઇનું કાજ જેમી હીરામાણેક સાથે તુટી ગયું હતું. દીના દેશાઇના પપ્પા શેઠ દોરાબજી માણેકજી દેશાઇ સાથે જહાંગીરને ઓળખ પડી હતી. વખત જતાં જહાંગીર દીના સાથે અદરાવવાની વેતરણમાં ફાવે એવા થોડાક ચાન્સીસ પણ માલમ પડતા હતા. પોતાની બ્હેન જર પણ હાલમાં ઘણીજ લોકપ્રીય થતી હતી. જુહને દરિયે જે મોટો બનાવ બન્યો હતો તે વખતે જરે બહુ મદદ આપેલી તેથી લોકોની નજરમાં જર એક ભલી સદ્ગુણી અને મહેનતુ છોકરી જણાતી હતી. સો કોઇ આજને કાલ તો જર-નીજ તારીફ કરતાં હતાં. મીસ દીના દેશાઇની આયાને ઘડીયાળ ચોરવા માટે વાંદરાની કોર્ટમાં એક વર્ષની સજા થઇ હતી તેથી પણ જહાંગીર જરને ખુશાલી ઉપજતી હતી. આયા ચબરાક હતી અને ભવિષ્યમાં આ બંન્ને ભાઇ બ્હેનને નડશે એવી તેમને બીક હતી.

× × × ×

સાંજનો સમય હતો. આ વખતે ઘડીયાલમાં સાડા છ નો ટકોરો થયો. જેમી હીરામાણેક જહાંગીરના બંગલાના કમપાઉન્ડમાં દાખલ થયો. બંન્ને બાજુ ગુલાબના અને બીજા ફુલોની સુગંધ લેતો હીરા-માણેક ખાનદાનનો નબીરો જહાંગીરના બંગલામાં આવ્યો. જર -જહાંગીરે જેમીને આવકાર આપ્યો. જેમીએ શુદ્ધ સફેદ કલરનો રેશમી કોટ પાટલુન તથા શુટને શોભે તેજ કલરની "ફેલ્ટ હેટ" ટાઇ અને બુટ પહેરેલાં હતાં. જેમીને ડ્રોઇંગ રૂમમાં આ બંન્ને બાઇ બ્હેને બેસાડયો અને પછી જેમી સાથે હસી હસીને વાત કીધી. જરે જેમીને લલચાવા લટકા અને ઠસ્સા તો એવા કર્યા કે જેમ પાણીમાં નાખેલી ખાંડ પીગળી જાય છે તેમજ આ લક્ષ્મીના લાડમાં ઉછ-રેલો હીરા-માણેક કુટુંબનો નબીરો પીગળી જાએ તો તેમાં નવાઇ નહિ.

"જહાંગીર, ગઇ કાલે તું મુંબાઇ કેમ નહિ આવ્યો?" જેમીએ જહાંગીરને પુછ્યું.

"કેમ કંઇ તુંને મ્હારૂં કામ હતું?"

"નહિ પણ હું તો ખાલી તુંને પુછું છું."

"જરા તબિયેત નરમ હોવાથી મેંજ જહાંગીરને મુંબઇ જવા દીધો નહિ." જર વચમાં બોલી ઉઠી.

'હવે તો જહાંગીર તું ઓલરાઇટ છે ને?"

"Oh yes! તદન ઓલ રાઇટ છેઉં"

"વીલી મહાબળેશ્વરમાં હમણા કેમ છે? ખરેખર વીલીનો અને રતીનો તો નવોજ જન્મ થયો." કહી જરે વાત ઉપાડી.

"ખુદાની મેહેરબાનીથી અને જર ત્હમારી ભલી દુવાથી હમણા વીલી અને રતી બન્ને સારી માફક છે. જર, તે દિવસે ત્હમુને બહુ મહેનત પડેલી." જેમીએ જરનો ઉપકાર માનતાં કહ્યું.

જહાંગીરે જોઇ લીધું કે જર શિકારને બરાબર રીતે પોતાની બિછાવેલી સોનેરી જાળમાં સપડાવે છે, તેથી સીફતથી તે ત્યાંથી ઉઠીને ચાલી ગયો. હવે ડ્રોઇંગ રૂમમાં જર અને જેમી બન્ને એકલાંજ રહ્યાં હતાં.

"જેમી જેમી, મેં જેબી કાંઇ કીધું તે મેં ત્હમારે લીધેજ કીધું હતું. મને કાંઇ ખાલી શબ્દોથી ઉપકાર જોઇતો નથી." જરે લટકો કરતાં જેમીને પોતાની તરફ ખેંચતાં કહ્યું.

આ વખતે જેમીની નજરમાં જર અજબ જણાઇ, પણ પોતાના મંમાં મીસીસ તેહમીના હીરા–માણેક જરને માટે કહેતાં હતાં કે "ગરીબની છોકરી છે, આપણા ઘર લાયક નથી. જો જર વહુ થઇને આવે તો આપણું પોઝીશન નહિ રહે." તે શબ્દો જેમીને યાદ આવ્યા. એક બાજુ જરના શબ્દો તથા લટકો જેમીને જર તરફ ખેંચવા લાગ્યા; જ્યારે બીજી બાજુ જેમીને પોતાના મંમાંના શબ્દો યાદ આવ્યાથી જર પાસેથી તેને દુર થવાનું મન થયું, પણ જર જેમીને દુર થવા દે કેમ? જર તો આજે શિકારને સપડાવવા "સોનેરી જાળ" બીછાવીનેજ અહીં બેઠી હતી.

"ડીયર જેમી, હું તુંને જાનોજીગરથી ચ્હાઉં છું. જો તું મને નહિ પરણશે તો હું આખો જન્મારો કુંવારીજ રહેવશ. ડીયર જેમી,

તું મને નારાજ ના કરતો." બોલતાં જરે જેમી સાથે છુટ લેવા માંડી. જેમીને ભેટવા લાગી, અને આ મકરબાજ બાનુએ જેમીના કપાલ ઉપર તથા ગાલ ઉપર પણ એકેકી કીશ લઇ લીધી.

જેમ પાણીમાં નાખેલી ખાંડ પીગળી જાએ છે, તેમ જેમી પણ પીગળી ગયો. આ મકરબાજ બાનુના સ્રીચરિત્રો તે ન જાણી શકયો. ખરેખર, સ્રીઓ કરે જો ચાળા તે તો ફસે મરદ બિચારા.

"હું પણ તુંને ચ્હાઉં છું, પણ જર તું પૈસે ટકે ગરીબ છે, તેથી મ્હારાં મંમાં મને ત્હારી સાથે પરણાવશે નહિ." કહી જેમીએ જરને ખુલાસો કહો. જેમીના આ શબ્દો સાંભળી જહાંગીર જહાં-ગોરડીવાલો કે જે બારણાની ફાટમાંથી બધું જોઇને કાન ધરીને જેમી જરની વાતચિત સાંભળતો હતો, તે પોતાની બ્હેનને ફ-તેહના ફીનારા ઉપર આવતાં જોઇ ડ્રોઇંગરૂમમાં દાખલ થયો, અને પુછવા લાગ્યો કેઃ-

"કેમ જર-જેમી, શું વાત ચાલે છે?" જેમી-જર-શરમાઇ ગયાં. ઉઠાવગીર જર-જહાંગીરના કામો અને પરાક્રમો માટે લક્ષ્મીના લાડમાં ઉછરેલા જેમીને કયાંથી ખબર હોય?

"જહાંગીર, ડીયર જહાંગીર, ત્હારી બ્હેન મને સાચ્ચા પ્યારથી ચાહે છે, પણ મ્હારાં મંમાં મને લગ્ન કરવા દેશે નહિ. તું ત્હારી બ્હેન જરને સમજાવ." જેમીએ જહાંગીરની મદદ માગી.

"કાંય લગ્ન કરવા દેશે નહિ?" જહાંગીરે હસ્તાં હસ્તાં જેમીને સવાલ કર્યો.

"જોની જહાંગીર, જર ઘણો સરસ પ્યાનો વગાડે છે. રાઇડીંગ કરે છે. બધું કામકાજ કરી જાણે છે. ઇંગ્રેજી પણ ઘણું સારૂં બોલી જાણે છે તેથી મ્હારી બ્હેન થ્રીતીએ એક દિવસ મંમાંને જરને વહુ કરવા કહ્યું, પણ મંમાંએ સાફ ના કહ્યું, કારણ કે જર પૈસે ટકે ગરીબ તેથી મ્હારાં મંમાંનું પોઝીશન નહિ રહે."

"અરે ગાંડા!, એમાં મંમાંને પુછવાનું શું છે? મંમાંને તવંગરની દીકરી પેલી દીના દેશાઇનો કાંઇ ઓછો કડવો અનુભવ મળ્યો છે કે જરને વહુ કરવા હવેબી ના કહેશે? અરે! જરની પાસેબી દોહરયાં છે." જહાંગીરે ગપ લગાવી જેમીને લલચાવ્યો.

"જેમી, ડીયર જેમી, Man proposes and God disposes. ત્હારાં મંમાંએ પૈસાદારની છોકરી શોધી, પણ ત્હારૂં નસીબ મ્હારીજ સાથે જોડાયલું હોવાથી પેલી દીના દેશાઇ સાથે પણ ત્હારૂં તૂટી ગયું. અરે! થોડાક દિવસ અગાઉજ એક પારસી I. C. S. સાથે મ્હારૂં કાજ આવેલું તે પણ મેં ત્હારે લીધેજ ના કહ્યું. બસ, હું તો ત્હારા પરજ દીવાની છેઉં. તુંજ મ્હારો છે, અને હુંજ ત્હારી છેઉં. ડીયર જેમી! Don't act like a milk-horse that goes much, but performs no journey." જરે જેમીને હવે "સોનેરી—જાળમાં" સપડાવવા માંડયો.

"જેમી, જેમી, તું જરને નારાજ ના કર. ત્હારાં મંમાંબી હમણાં મહાબળેશ્વર છે. તું ત્હારે કાલેજ અહીં વાંદરાનીજ અગ્યારીમાં

જઇને લગ્ન કરી નાખ, પછી જરને લઇને મંમાં પાસે મહાબળેશ્વર જા." જહાંગીરે જેમીને સલાહ આપી.

"હા, એ વિચાર મજેનો છે." કહી જરે જહાંગીરને ટેકો આપ્યો.

"પણ મુંગાં મુંગાં લગ્ન કરવાં તે મંમાંને ઠીક લાગશે નહિ. અને મંમાં જાણે તો મ્હારા ઉપર ગુસ્સે થઇ જશે."

"કંઇ ગુસ્સે નહિ થાય. ત્હારાં મંમાંનો ત્હારા ઉપર એટલો બધો દીલ છે કે ત્હારા પર ત્હારાં મંમાં પોતાનો જાન પણ કુરબાન કરી નાખે, કારણ કે તું તો ત્રણ બ્હેનો વચ્ચે એકજ ભાઇ છે." જહાંગીરે જેમીને ચઢાવ્યો.

"જેમી ડીયર, ત્હારા પપ્પા પણ ગુજરી ગયા છે, તેથી ધામધુમ કરવાની કાંઇ પણ હવે જરૂર નથી. આવતી કાલે મજેનો હોરમજ રોજ છે, તેથી કાલેજ આપણે ગુપચુપ અગીઆરીમાં લગ્ન કરી નાખ્યે. જેમી ડીયર, બધી ત્હારા પરથી હું મરી જાઉં. બસ હવે હાજ બોલજે." જરે જેમીનો હાથ દાબીને કહ્યું.

વ્હાલા વાંચક! જેમી પીગળી ગયો. નીર વિના નારી ધરતી પર તરનાર, પાંખ વિના આકાશે ફરનાર, જુઠ્ઠી રડનાર, અને મોઢામાંથી અમૃતમય બોલી લોકોને ઠગનાર, એ વાત જેમી તદનજ ભુલી ગયો. આવતી કાલે હોરમજ રોજ હોવાથી જેમી વાંદરાની અગીયારીમાં સાંઝે ગુપચુપ મીસ જર જહાંબોરડીવાલા સાથે પોતાનાં મંમાં તથા બ્હેનોને જણાવ્યા કે ખબર આપ્યા વગર લગ્ન કરવા તૈયાર થયો. આ વખતે જહાંગીરની ખુશાલીની હદજ નહિ હતી. જર તો હાલમાં

"મ્હારો જેમી ડીયર, મ્હારો વ્હાલો" કહી જેમી માટે જાન અને પ્રાણ પણ કુરબાન કરવાની વાતો કરતી હતી. જર કેવી પોતાના ખાવિંદને ચાહે છે, તે આપણે પાછળ જોઇશું. હાલમાં તો તેને જેમીને રીઝવવા માંડયો. જરે પ્યાનો વગાડયો. પોતાના ભવિષ્યના ભરથારને રાતરે ખવડાવી, ખુબ હસાવ્યો. જરે જેમીને ઘર જતી વખતે રૂ. ૫૧) કંકુનો તીલ્લો કરીને પહેરાવ્યા. જરે જેમીની વીંતી પણ ત્યાંજ બદલી લીધી. પછી ફુલનો હાર ગળામાં પહેરાવી, તોરો હાથમાં આપીને ઓવારણા પણ લીધા. હસીખુશીથી મોડી રાતરે જેમી મોટરમાં બેસીને પોતાના મુંબઇના "તેહમીના કોટેજ" માં ગયો.

જર–જહાંગીર ખુશ થયાં. જર–જહાંગીરની ખુશાલી એટલા માટેજ હતી કારણ કે આ બંન્ને ભાઇબ્હેનની "સોનેરી જાળ" માં જેમી જેવું બોગ્ગું ફસી ગયું હતું.

# પ્રકરણ ૮ મું.

## "પડતીની શરૂઆત."

જુહના દરીયામાં રતી ડુબતાં ડુબતાં બચી ગઇ હતી. જુવીલી ઘોડા ઉપરથી પડી ગઇ હતી. આ બંન્ને બહેનોનો નવોજ જન્મ થયો હતો. ભયંકર માંદગીમાંથી આ બંન્ને બહેનોએ ફરીથી દુનિયાની રોશની જોઇ હતી. આવી ગંભીર માંદગીમાંથી આ બંન્ને બહેનો ઉઠી હતી તેથી તે લોકોને હવા ફેરની જરૂર હતી. તેહમીના હીરા માણેક પોતાની આ દીકરીઓના "ચેન્જ" માટે આજ કેટલોક વખત થયાં ફ્રેની વીલા નામનો બંગલો મહાબળેશ્વરમાં ભાડે રાખી રહ્યાં હતાં. મહાબળેશ્વરની સુંદર હવા આ બંન્ને બહેનોની તબીયતમાં ઝડપથી સુધારો કરતી હતી. નરીમાન અને જેમી મુંબઇમાં રૂસ્તમનું બીઝનેસ ચલાવવા રહ્યા હતા. દર શનીએ આ સાળા બનેવી મહાબળેશ્વર આવતા હતા; અને સોમવારે પાછા મુંબઇ જતા હતા. બીઝનેસ ઉપર ધ્યાન આપવાને બદલે જેમીએ તો પોતાના મંમા તેમજ બહેનોને જણાવ્યા કે ખબર આપ્યા વગર જર સાથે લગ્ન બી કરી નાખ્યાં હતાં. જેમીએ લગ્ન કરીને પોતાના મંમાને તારથી ખબર પણ આપી હતી. વાહ? કેવો ડાહ્યો દીકરો! જેમી, આ બધું આજકાલ તો જહાંગીર જહાંબોરઠીવાળાની સલાહ અને સુચના મુજબજ કરતો હતો. લક્ષ્મીના લાડમાં ઉછરેલા જેમીને ક્યાં ખબર હતી કે તેની પડતીનો પાયો આ બન્ને ભાઇ બ્હેન ચણી રહ્યાં હતાં.

× × × ×

જ્યારે તેહમીનાને તારથી ખબર મળી કે જેમી જર સાથે સાદીના આંઠથી જોડાયો છે, તે વખતે તેમને ખુબ લાગ્યું. દુઃખ, નાસીપાસી, અને જેમી-જર માટે તેમને ધીક્કાર પણ ઉત્પન્ન થવા લાગ્યો, છતાં તેહમીના જેમીની માતા હતી એટલે જેમીનો વાંક કાઢવાને બદલે જરને માટેજ જાતજાતનું બોલી ગાળો દેવા લાગ્યાં. તેહમીનાની દીકરીઓ પણ પોતાની માતાની સાથે જરની વિરૂદ્ધ બોલવામાં અને ગાળો દેવામાં જોડાઇ. જર ખુશામતી હતી; તેથી તેહમીના પહેલાં જરને માટે સારૂં બોલતાં, આપતાં લેતાં, અને સાથે ફેરવી હેરવી મોજ કરાવતાં. તેહમીના જો આ મીઠી મધ ભાઇ બહેનની જોડી જર-જહાંગીરને પહેલ્લેથી ઓળખી શકયાં હોત તો મરકીના ઉંદરની માફક તેમનાથી દુર નાસતે. અરે ઓળખે કયાંથી ? પૈસાદારોને સાન હોય છે, કાન હોતા નથી.

આ મા દીકરીઓ દીલગીર તો હતાં. હવે વધારે દીલગીરી અને નાસીપાસીમાં ઉમેરો થયો કારણકે ગુજરાતી ન્યુસ પેપર વાંચતાં આ મા દીકરીઓની નજર નીચલી લાઇનો ઉપર પડી.

"પારસી ગૃહસ્થનું પલતાતું કીશ્મત."

અમને જણાવતાં ખુશાલી ઉપજે છે કે બરજોર રૂસ્તમજી હીરામાણેક નામના એક જરથોસ્તીને રા. પાંચ લાખની ડરબીની લોટરી લાગી છે. મી. બરજોર હીરામાણેક હાલમાં ઓફીસમાં કલાર્ક તરીકે કામ કરે છે. રાતના ટાઇમે તેઓ આંટરોકની એક ગુજરાતી નાટક કંપનીમાં વાયોલીન પણ વગાડે છે. ભાઇ બરજોર

હાલમાં પૈસેટકે ગરીબ છે, પણુ એક ખાનદાની બાપના તેઓ બેટા છે. ભાઇ બરજોર હીરા—માણેકનો તથા તેવણુના ધણીયાણી મીસીસ નાજાંમાય બરજોરજી હીરામાણેકનો ફોટો આજે બીજા ભાગ ઉપર અમે આપ્યો છે. ભાઇ બરજોરના "પલતાતાં કીશમતને" માટે અમે તેમને મુબારકબાદી આપ્યે છીએ."

આ વાંચીને તેહમીના તો ઠંડા આઇસક્રીમ જેવાજ થઇ ગયાં. જે બરજોરને સતાવ્યો, ગામેગામ ખોટી નિંદા કરીને બદનામ કર્યો, તે બરજોરનું "પલતાતુ ક્રીશ્મત" જોઇ તેહમીના કદી પણુ ખુશ થઇ શકે કે ? કદીજ નહિ. તેહમીના તથા તેમની દીકરીઓનો અદેખાઇનો આતશ હવે વધારે અને વધારે સળગવા માંડયો. અરે પણ કરે શું ? જેને બધાં વગોવી હેરાન કરે તેનો અંતે કુદરત તો જરૂરજ મદદગાર થાય છે.

વ્હાલા વાંચક ! જેમ ભુખથી અશકત થયેલો સિંહ કદી પણુ ધાસ ખાઇને પેટ ભરતો નથી, તેમજ બરજોર જેવો જવાન પોતાના દુઃખના સમય અને આફતમાં પણુ પ્રપંચી કે અપ્રમાણીક નજ બન્યો. જેમ મેધ વીજલી વાયુ અને ગર્જનાથી પર્વતો કે પહાડો ગભરાતા નથી તેમજ બરજોર જેવો જવાન ચોરીના તોહમતો કે નિંદા અને બીજાઓની તેને બદમાશ ચીતરવાની કળાથી તે ગભરાઇ ગયો નહિ. બરજોર બરાબર સમજતો હતો કે આપણી સાથે બુરાઇ કરનારને બુરાઇનો બદલો બુરાઇથી નહિજ આપવો પણુ ભલાઇથીજ આપવો જોઇએ. "કોઇ આપણે માટે કાંટાની વાડ રોપે તો આપણે સામી તેને માટે ગુલાબની વાડ રોપવી જોઇએ." એવું કહેનાર, માનનાર,

અને કરનાર ઉપર કુદરત ખુશ થઇને રૂા. પાંચ લાખની લોટરીનો વરસાદ વરસાવે તો તેમાં અજબ થવા જેવું શું છે ?

× × × × ×

સહવારના સાડા અગ્યાર થયા હશે. પોસ્ટમેને આવીને લેટરસ આપ્યાં. તેહમીના તથા તેમની છોકરીઓએ પોત-પોતાના લેટરસ વાંચવા માંડ્યાં. પોતાના લેટરસ વાંચવા શરૂ કરે, તે પહેલ્લાં તેહમીનાએ એડ્રેશીશ ઉપર નજર નાખી. આ કરવાનું કારણ એજ હતું કે તેઓ પોતાના માનીતાઓના પત્રો પહેલ્લે વાંચતા હતાં. નરીમાનના અક્ષર ઓળખી પોતાના જમાઇનું લેટર ઉત્સાહથી પહેલ્લે વાંચવાનો તેમને ઇરાદો કર્યો. નરીમાન તો તેહમીનાનો લાડકો જમાઈ હતો એટલે નરીમાનનું લેટર તેહમીના સાસુ પહેલ્લે વાંચે તેમાં નવાઇ શું ? તેહમીનાએ નરીમાનનો લેટર વાંચવો શરૂ કર્યો. નરીમાનનો પત્ર નીચે મુજબ હતો.

મુંબાઇ તા. ૩૦—૧૦—૪૦.

નેકનામ મેહેરબાન મુરબ્બી મ્હારાં વ્હાલાં ને પ્યારાં મંમાં, મ્હારી અતિ વ્હાલી ને જીગરથી પ્યારી વીલી, તથા વ્હાલી ને પ્યારી બ્હેનો શીતી અને રતી,

આશા છે જે ત્હમો લોકો સારી સુખાકારીમાં હશો.
બાઇ જેમી મજામાં છે, અને ત્હમો લોકો પણ મજા કરતાં હશો.

મ્હારા મુરબ્બી મંમાંને લખતાં મને ઘણીજ દીલગીરી ઉપજે છે કે પાછી આએ વર્ષે પણ આપણા બીઝનેશમાં એક લાખ રૂા. ની

ખોટ ગઇ છે. આવી દીલગીરી અને નાસીપાસી ઉપજાવે તેવી બાબત ત્હમુને લખતાં મ્હારી છાતીમાં કોઇ તીર મારતું હોય તેવું થાય છે. સબબ એટલોજ કે એક તો ત્હમો મુરબ્બી મંમાંની તબિયેત નબળી, અને આવું આવું સમજી બળાપા જળાપાથી ત્હમારી તબિયેતમાં વધારે બગાડો થાય. ત્હમારાં જેવાં મુરબ્બીને ખુદા મ્હારા આવરદા-માંથી પાંચ વર્ષ ઘટાડી ત્હમારા આવરદામાં ઉમેરો કરે. સાત મરજો પણ સાતનો પાલનહાર નજ મરજો. ત્હમારાં જેવાં મુરબ્બી-ઓ હોય નહિ તો અમારાથી મુરબ્બા ખાઇ શકાયજ નહિ.

વ્હાલાં મંમાંજી, આ બધું લખી હું કાંઇ ત્હમારી જુઠ્ઠી ખુશા-મત કરતો નથી. મને ખુશામત તો બીલ્કુલ પસંદજ નથી. મને ખુશામતિયાઓ ઉપર તો હંમેસાંજ ધિક્કાર છુટે છે. હું તો સીધી વાત કરનાર છું, અને ત્હમોએ હંમેશા મને દીકરો ગણી માતપિતા પણ નહિ કરી શકે તેવું કરી મને હીણનારાઓના નાક કાપી તમે હાથમાં આપ્યાં છે.

રૂા. એક લાખનો ચેક ભરી મને મોકલી આપજો. હું હવે બીઝનેસને માટે યુરોપ જવાનો ઇરાદો રાખું છું. યુરોપ જઇને નવી એજન્સીઓ લાવી આપણું બીઝનેસ હું સારા ફુટીંગ ઉપર મુકવાનો ઇરાદો રાખું છું. વખત ખરાબ હોવાથી તથા લોકોની નાણા સંબંધી સ્થિતિ કફોડી હોવાથીજ આજ બે વર્ષ થયાં આપણા બીઝનેસમાં ખોટ આવે છે.

હું બીઝનેસમાં આવેલી ખોટ ભરપાઇ કરીને, ખુદા છે તો ત્હમો મુરબ્બી મંમાંને આવતે વર્ષે હું નફોજ બતાવશ. જેમી

મળામાં છે. હું મહાબળેશ્વર આજકાલમાં આવશ. તે વખતે ખુલાસાથી વાત કરશ.

ત્હમારી તબિયેતની સંભાળ રાખજો. ઘરમાં વીલી, રતી, શીતીને તથા બાબાને મ્હારી યાદ આપજો.

લી. તાબેદાર બેટો

**નરીમાન નગરવાલો.**

વ્હાલા વાંચક ! જમ અને જમાઇ બરાબર છે. જમાઇ એટલેજ કસાઇ. જેમ ગોળના સ્વાદ ઉપર માખ બહુ ભાવ રાખે છે. ગોળના લોચા ઉપર બેસીને જેમ તે રસ ચુશે છે, તેમજ દુનિયાના જમાઇઓ તવંગર સાસુ સસરાના ખીસા પાકીટ ખાલી કરીને તેમના શરીરનું લોહી પણ ચુસવાને ઇંતેજાર અને તૈયાર થાય છે.

તેહમીના તો નરીમાનનો પત્ર વાંચીને ગભરાઇ ગયાં. તેહમીનાનું શરીર ધ્રુજવા લાગ્યું. તેના મનમાં અનેક વિચારો આવવા માંડયા.

જ્યારે તેના ખાવિંદ મરહુમ રૂસ્તમ હીરા-માણેક બીઝનેસ ચલાવતા હતા, ત્યારે તો આવી મોટી ખોટો નહિ આવતી હતી. તે વખતે તો નફો થતો હતો, અને હાલમાં કેમ ખોટો આવે છે, એવા વિચારથી તેહમીનાનું મગજ ભમવા લાગ્યું. આ બાનુને પોતાના પોતાના ખાવિંદ મરહુમ રૂસ્તમ ખુબ યાદ આવ્યા. આ બાનુ એક ન્હાનાં બચ્ચાંની માફક પોક મુકીને રડી. રૂસ્તમના વખતમાં તો ધંધો શાંતિથી ચાલતો હતો, અને હાલમાં તો ખોટ, ખોટ અને બસ ખોટજ, એટલેજ આ સ્વાથી' બાનુએ પોતાના ખાવિંદને યાદ કર્યાં.

તેહમીનાને રડતાં જોઇને વીલી, થ્રીતી અને રતી વિચારમાં પડી ગયાં.

"મંમાં, મંમાં, તમે શું કરવા રડો છો?" થ્રીતીએ તેહમીનાને પુછ્યું.

તેહમીનાએ રડતાં રડતાં થ્રીતીને નરીમાનનો લેટર આપ્યો. થ્રીતીએ નરીમાનનો લેટર મોટેથી વાંચ્યો. વીલાં અને રતી પણ લેટર સમજી રડવા લાગ્યાં. નરીમાને વીલાં ઉપર એક જુદો લેટર લખ્યો હતો. તે લેટર વીલાંએ હજી વાંચ્યો નહિ હતો. વીલાંએ પણ ગભરાઇને પોતાના ખાવિંદનો લેટર હવે વાંચવા માંડયો. વીલાં ઉપર નરીમાનનો લેટર નીચે મુજબ હતો:—

મુંબાઇ, તા. ૩૦–૧૦–૩૦.

મ્હારી વ્હાલી અને પ્યારી વીલી,

આશા છે કે તું ડીયર બાબા સાથે સારી સુખાકારીમાં હશે. હું મજામાં છું. મ્હારી કંઇ તું ફીકર ના કરતી.

ડીયર, હું ખરૂં લખું છું કે આએ દુનિયામાં તું અને ત્હારાં મંમા ભાઇ બ્હેન સિવાય મ્હારી કદર ખાનાર બીજું કોઇપણ નથી. મ્હારા દુઃખની વરાળ હું હંમેશાં ત્હારી પાસે ખાલી કરૂં છું, અને આજેબી કરવી પડે છે માટે તું મને માફ કરજે. તું કહેશે કે હું જરાક "ચેન્જ" ઉપર આવી તો ત્યાંબી કંટાળો આપે છે, પણ મામલો ગંભીર થઇ ગયો છે, અને ઇજ્જતનો સવાલ આવવાથી લખવું પડે છે. ડીયર, પપ્પાના બીઝનેસમાં પાછી એક લાખ રૂ.ની ખોટ હાલમાં આવી છે.

બીઝનેસમાં હુંજ આગેવાન ભાગ લેતો હોવાથી, બધીજ જોખ-મદારી મ્હારે માથેજ છે. જેમીને તો કાંઇ પણ ગભરાવાનું નથી.

ડીયર, જો આ વખતે મંમાં રૂપ્યા નહિ આપશે તો મ્હારે જેલમાં જવું પડશે. જેલમાં જવાનું હું પસંદ કરતો નથી, કારણકે જેલમાં જવાથી આબરૂથી બેઆબરૂ થવાય છે. જેલમાં જવા કરતાં તો હું મ્હારી જીંદગીનો આપઘાટ કરીને છેડો લાવવાનું વધારે પસંદ કરૂં છું.

જો હું મ્હારી જીંદગીનો છેડો લાઉં તો તું ગભરાતી ના. ખુદા ઉપર વિશ્વાસ રાખજે, અને એકજ સંતોષ લેજે કે સાસુ સસરાની સેવા કરતાંજ મ્હારો ખાવિંદ આ ફાની દુનિયા છોડી ચાલી ગયો.

મંમાંનો જીવ તું ખુશ રાખજે. મંમાં કહે તેમજ તું કરજે. ડીયર, યાદ રાખજે કે માતપિતાની તાબેદારીથી અને સેવાથીજ ખુદા પણ ખુશી થાય છે.

બાબાને પ્યાર કરજે, હું તુંને એક બે દિવસમાં આવીને મળશ.

લી. દુઃખથી બેજાર બનેલો ત્હારો
નરીમાન નગરવાલો"

પોતાના ખાવિંદનો આવો પત્ર વાંચીને વીલાંનું શરીર ધ્રૂજવા લાગ્યું. વીલાં ન્હાનાં બાળકની માફક રડવા લાગી, અને પોતાના મંમાં તેહમીનાને પગે પડીને નમ્રતાપૂર્વક અરજ કરવા લાગી કે "મંમાં, મ્હારા નરીમાનને બચાવો. મ્હારો વ્હાલો નરીમાન તો આબરૂદાર છે, અને એ તો જે લખશે, બોલશે તેજ બજાવશે."

"અરે! પણ હું શું કરી મરું? ઘડી ઘડી કર્યાથી ખોટ ભરી મરું? અરે! મ્હારા રૂસ્તમ જીવતા હતા, ત્યારે તો ખોટ નહિ આવતી હતી, અને હવેજ કેમ આવે છે?" તેહમીનાએ ખુબ રડતાં રડતાં વીલાંને જવાબ આપ્યો.

વીલાં, થીતી અને રતી મોટે મોટે રડીને તેહમીનાને પગે પડયાં. નરીમાનને રૂા. એક લાખ આપવા તેઓ વિનંતી કરવા લાગ્યાં. તેહમીના બધાંના કહેવાથી પીગળી તો ગયાં. પોતાના ઓરડામાં જઇ કબાટમાંથી ચેકબુક કાઢી, લાખ રૂા. નો ચેક ભરીને નરીમાનને મોકલવા તૈયાર પણ થયાં.

× × × ×

"ફ્રેની વીલામાં" નરીમાન કેવો દગો રમવાની યોજના ઘડી રહ્યો હતો તે હાલમાં એક પુરૂષ સિવાય બીજું કોઇપણ સમજી ગયું હતું નહિ. આ પુરૂષ કોણ હતો? તે ભલો ઇમાનદાર કાસમ હતો. કાસમે તેહમીના અને તેમની દીકરીઓની વાતચિત સાંભળી હતી. નરીમાને તેહમીના અને વીલી ઉપર કેવા પત્ર લખ્યા હતા તેનો સારાંશ પણ તે જાણી ગયો હતો. નરીમાન મુંબઇમાં કેવા ધંધા કરતો હતો, તેની પણ કાસમને ખબર હતી. જ્યારે આ બધી વાતની કાસમને ખબર હોય, ત્યારે તે પોતાના બાઇની આંખો ખોળી ખરી વાત કર્યા વગર રહી શકેબી ખરો કે? કદી નહિ. જ્યારે ભલા અને તે ઇમાનદાર નોકરે જાણ્યું કે તેહમીના બાઇ એક લાખ રૂા. નરીમાનને આપવા તૈયાર થયાં છે, ત્યારે તે પોતાના બાઇના ઓરડામાં ગયો, અને નમ્રતાથી કહ્યું કે "તેહમીના બાઇ, મને માફ કરજો, કારણ કે તમને લખતાં અટકવું પડે છે."

"કંઇ નહિ, પણ મને તું શું કહેવા અહીં આવ્યો છે?".

"તેહમીના બાઇ, મેં ત્હમારી તથા વીલી બ્હેન, શીતી બ્હેન અને રતી બ્હેનની વાતચિત સાંભળી છે, અને હું હાલમાં એટલુંજ કહી શકું છું કે ધણી વિનાના ઢોર સુના."

"એટલે શું કાસમ?" બોલતાં તેહમીનાએ હોલડર ટેબલ ઉપર મુકી દીધું અને ચેક લખવો બંધ કર્યો.

"બાઇ સાહેબ, આજને કાલ તો તમને અને મ્હારા બોબા શેઠ જેમીભાઇના ખીસાં કેમ ખાલી કરાવવાં તેને માટેજ કાવતરાં રચાય છે."

કાસમના આ શબ્દોથી તેહમીનાના મનમાં શક ઉત્પન થયો. આ બાનુએ ધીરજ ખોઇ દેતાં કાસમને પુછ્યું કે "કાસમ, તું જેબી કંઇ જાણતો હોય તે મને ખુલ્લે ખુલ્લું કહે. મનેબી હવે વેહેમ પડે છે."

"તેહમીના બાઇ, મ્હારા બાબા મરહુમ શેઠ રૂસ્તમજીના ધંધામાં એક પાઇની પણ ખોટ ગઇ નથી. જેમીભાઇ તો જહાંગીર જહાં-બોરડીવાલા સાથે ફરીહરીને મોજ કરે છે, અને નરીમાન શેઠ તો નગીનલાલ માણેકલાલ દલાલ નામના એક હિંદુ ગૃહસ્થ મારફતે સટ્ટા રમે છે."

તેહમીના કાસમના આ શબ્દોથી ચોંકયાં. કાસમને ગભરાતાં તેમને સવાલ કર્યો કે "એ તેં કેમ જાણ્યું?"

"મ્હારાં ભલાં બાઇસાહેબ, મેં ઘણે ઠેકાણેથી સમજ્યું છે. નરીમાન શેઠનું નામ તો આજકાલ શેર અને સટ્ટા બજારમાં પણ જાણીતું થઇ ગયું છે."

આ વખતે વીલાં બીજા ઓરડામાંથી કાસમ અને તેહમીના વચ્ચેની વાતચિત સાંભળતી હતી. તે રડતાં રડતાં તેહમીનાના ઓરડામાં દાખલ થઇ. વીલીએ કાસમનું હડહડતું અપમાન કરીને કાસમને તેહમીનાના ઓરડામાંથી કાઢયો. તેહમીનાએ વીલીને નરી-માનને એક પાઇ પણ હવે આપવા ના કહી, તેથી માતા અને દીકરી વચ્ચે ઝગડો થયો.

આજે બપોરે કોઇએ ડીનર પણ લીધું નહિ. તેહમીના અને છોકરીઓ પોતપોતાના ઓરડામાં રડતાં જઇને સુતાં.

× × × × ×

સાડાપાંચ વાગ્યા હશે. "ફ્રેની વીલામાં" ગમગીની હતી. શીતી અને રતી સિવાય બીજાં કોઇએ ચ્હા પણ લીધી હતી નહિ. આજે કોઇ બ્હાર ફરવા પણ ગયું હતું નહિ. તેહમીના અને તેમની દીકરીઓ આજે સાંજના ઘરમાં જુદી જુદી જગ્યાએ બેઠાં હતાં. કોઇ વાંચે તો કોઇ વરન્ડા ઉપરથી કુદરતી સીનેરી જોઇને પોતાના મનને શાંતિ આપવાનું કરે.

ફ્રેની વીલામાં જ્યારે એમ બધાં નારાજ અને ફીકરમાં હતાં, તે વખેતે ફ્રેની વીલાના કમપાઉન્ડમાં એક મોટર આવી. બધાંની અજાયબી વચ્ચે નરીમાન મોટરમાંથી ઉતરી ફ્રેની વીલામાં દાખલ થયો.

નરીમાન તેહમીનાને તથા તેમની છોકરીઓને મળ્યો. નરીમાનને આજે વીલાં સિવાય કોઇએ બરાબર આવકાર પણ આપ્યો નહિ. નરીમાન ચાલાક હતો. તે તો સમજીજ ગયો કે "મ્હારાં લેટરથીજ મામલો બગડી ગયેલો લાગે છે."

નરીમાન બધાંને મલીને વીલાં સાથે વીલાંના ઓરડામાં ગયો. વીલાંએ બધી હકીકત કહી. વીલાંમાં ગમે તેવા દુર્ગુણો હશે, છતાં-પણ તે પોતાના ખાવિંદને ચ્હાતી હતી.

વીલાં તરફથી નરીમાને બધી વાત જાણી અને વીલાંને ખાનગીમાં કહ્યુંબી કે "હું તો એકએ દિવસ રહીને આવનાર હતો, પણ પૈસા લેવાજ અને મંમાંને સમજાવવાજ જલ્દી આવ્યો છું."

× × × × × × ×

રાત્રના ટેબલ ઉપર બધાં જમવા બેઠાં. બધાં શાંતજ હતાં. આજે "ફ્રેની વીલાની" ટેબલ ઉપર વાતચીત અને નિંદા હતીજ નહિ. નરીમાન તો કોઇપણ "ડીશને" આજે હાથ લગાડતો નહિ. તે શાંત રીતે બેસી રહેલો હતો. નરીમાન કાંઇ પણ ખાતો નહિ હોવાથી વીલાંએ પોતાના ખાવિંદને સોગંદ ખાઇને જમવા માટે આગ્રહ કરવા માંડયો. વીલાં બહોંશ કરે, સોગંદ ખાએ, છતાં પણ નરીમાન કોઇપણ ચીજને હાથ નહિજ લગાડે. જ્યારે વીલાંએ સોગંદ ખાઇને નરીમાનને જમવા માટે આજીજી કરવા માંડી ત્યારે તેહમીના જરાક ગુસ્સાથી બોલી ઉઠયાં કે "વીલાં તું એટલા બધા સોગંદ શું કરવા ખાએ છે? એને ભુખ હોશે તો એ ખાશે."

"અરે ! ભુખ એને કહાંથી હોઇ મરે ! પીકરે પીકરે મ્હારો નરીમાન તો અધો થઇ ગયો છે. ત્હમારા ધંધાબી બળે, અને ત્હમારા પૈસાનેબી આગ લાગે." વીલાંએ રડતાં પણ ગુસ્સાથી તેહમીનાને કહ્યું.

"વીલાં, તું શું વાત લાવી છે ? મ્હારા ધંધામાં ખોટ ગઇજ નથી. એ તો ત્હારો ધણી સટ્ટાપંજા કરીને મને ખાલી કરવા માંગે છે. મુવાને દીકરા તરીકે ગણું છું, છતાં બી શું એ મુઓ મ્હારી સાથે દગો રમે છે ?"

"મંમાં, મંમાં, શું હું સટ્ટાપંજા કરૂં છું ?" નરીમાને તેહમીનાને પોતે નિર્દોષ હોય એવો દેખાવ કરીને સવાલ પુછયો.

"હા હા, તું સટ્ટા કરે છે, માટે હું તુંને હવે એક અધીં પણ આપનાર નથી. તું આપઘાટ કરે કે ઝેર ખાઇને મરે તો તેનીબી હવે મને દરકાર નથી. મુવા, તું જમાઇ નહિ પણ કસાઇ જ છે."

"ઓ ખુદા ! હું શું કરૂં ? મંમાં, મને આજે ત્હમો ઘણોજ ગેરઇન્સાફ કરો છો. ત્હમુને કોણે કહ્યું કે હું સટ્ટા કરૂં છું ?"

"કાસમે તો અમુને ખબર આપી." શીતી વચમાં બોલી ઉઠી.

"શું કાસમે ત્હમુને કહ્યું, અને મંમાં તે તમે ખરૂંબી માન્યું ?"

"કાંય નહિ માનું ?"

"શું ત્યારે હવે મ્હારૂં પોઝીશન કાસમ કરતાં પણ ઉતરતું કે ?"

"મુગો મર. મુવા બદમાસ. હવે મને ના સતાવ. મુવા કોરગાઓ મ્હારા ઘેરમાં લેવા ખાવાજ ભરાયા છે." તેહમીનાએ ડીશ ટેબલ ઉપર અફાડીને નરીમાનને ગુસ્સાથી કહ્યું, અને પછી ટેબલ ઉપરથી ઉઠી જઇ રડતાં રડતાં પોતાના ઓરડામાં ગયાં.

નરીમાન વીલાં, થીતી અને રતી પણ ટેબલ ઉપરથી ઉઠી ગયાં, અને રડી તતરીને સૌ સૌના ઓરડામાં જઇને સુતાં.

× × × ×

રાત્રે બે વાગ્યા હશે. મહાબળેશ્વરમાં આ સમયે સખ્ખત ઠંડી હતી. "ફ્રેની વીલા" માં બધાં ઉંઘમાં પડેલાં હતાં. આ રાત્રના જો કોઇને ઉંઘ નહિ આવતી હતી તો તે નરીમાનનેજ હતી. તેને અનેક વિચારો આવતા હતા. કોઇપણ રીતે તે કાસમને ફસાવવા માંગતો હતો. કાસમને ફસાવવા તે અનેક યોજનાઓ પોતાના મનમાં ઘડતો હતો. અનેક યોજનાઓમાંથી તેને એક યોજના સ્હેલી અને સાદી જણાઇ. તે સ્હેલી અને સાદી યોજના અમલમાં મુકવા તૈયાર થયો.

પોતાના પલંગ ઉપરથી ધીમેથી તે ઉઠયો. દ્રેસીંગ ટેબલમાં વીલાંની સાડીની "ગોલ્ડન પીન" પડી રહેલી હતી, તે તેને લીધી. ઓવરકોટ પહેર્યો. હાથમાં બેટરી લીધી. "ફ્રેની વીલાંમાંથી" બેટરીના અજવાળાથી તે બ્હાર ગયો અને કમપાઉન્ડમાં જ્યાં કાસમની ખોલી હતી, ત્યાં આવ્યો. કાસમને બારણું ઠોકી ઉઠાડયો. કાસમ ગભરાઇને ઉઠયો, અને બારણું ઉઘાડી જોયું તો નરીમાનને તેને બ્હાર ઉભેલો જોયો.

"નરીમાન શેઠ, કેમ અત્યારે અહીં આવ્યા ?"

"કાસમ, કાસમ, મ્હારી છાતીમાં દરદ થાય છે, તેથી જરાક આ દવા લગાડ."

ભોળ્યા કાસમે નરીમાનને દવા લગાડી, અને નરીમાન માટે ચિંતા કરવા લાગ્યો. નરીમાનને તે આરામ લેવાની સલાહ પણ આપવા લાગ્યો.

"કાસમ, જરાક પાણીની કોફી નહિ તો મ્હા એ ઘું બનાવી

આપશે ? ઘેરમાં બધાં ઉઠી જઇને ગભરાય, તેથી હું ત્હારી પાસે તુંને મ્હારો ભાઇ સમજી આવ્યો છું."

"અરે નરીમાન શેઠ ! તમે ગભરાવો નહિ. હું ન્હા શું, પણ ત્હમે જે કહેશો તે કરીશ. ડૉકતરને બોલાવી લાવવાની જરૂર હોય તો ડૉકતરનેબી હું હમણાજ બોલાવી લાઉં."

"નહિ નહિ, તું મને પાણીમાંજ કોફી બનાવી આપ."

"તે કેમ પીવાશે ?"

"મને આદત છે."

"ઠીક ત્યારે." કહી કાસમ બ્હાર કોફી બનાવવા ગયો.

નરીમાને અહીં શું કર્યું ? નરીમાને અહીં કાસમના ખિસ્સા-માંથી ચાવી કાઢી, અને કાસમની પેટી ઉઘાડી, પેટીની નીચે "ગોલ્ડન પીન" મુકી દીધી. પેટી બંધ કરીને પાછી ચાવી કાસમના ખિસામાં મુકી દીધી.

કાસમ કોફી પ્યાલામાં લાવ્યો. નરીમાને કાસમ સાથે હસીહસીને વાત કીધી. કાસમનો નરીમાને આભાર માનતાં કહ્યું કે "મીસ્તરીને હું ઉઠાડતે, પણ એ કાંઇ કાસમ ત્હારા જેવો ઠરેલ નથી. મીસ્તરીને ઉઠાડતે તો બધાં ઉઠી જતે અને ગભરાત થતે."

"કંઇ નહિ શેઠ, પણ હાલમાં ત્હમારી છાતીમાં દરદ તો નથી થતુંને ?"

"થોડું થોડું થાય છે."

"સંભાળ રાખો, અને સવારના ડૉકતરને બતાવજો."

નરીમાન ફ્રેનીવીલામાં મનમાં ખુશ થતો થતો ગયો. ભલો કાસમ પોતાની ખોલીમાં ઉંઘાઇ ગયો.

# પ્રકરણ ૯ મું.

## " કાસમની ધરપકડ અને વહુ દીકરાની પધરામણી."

સમય સવારનો હતો. મહાબળેશ્વરમાં ઠંડી હતી. સહવારના સુંદર સમયે મહાબળેશ્વરના પર્વતો તથા આજુબાજુનો દેખાવ મનુષ્યને તાજગી આપતો હતો " ફ્રેની વીલા " માં બધાં ઉઠી ગયાં હતાં. વીલાંએ ચ્હા પીધી. પછી પોતાના રૂમમાં ગઇ. ડ્રેસીંગ ટેબલમાંથી કોઇ ચીજ બ્હાર કાઢવા ગઇ તો ડ્રેસીંગ તેબલમાં "ગોલ્ડન પીન" નહિ જણાઇ. વીલાં ગભરાતમાં પડી. નરીમાને વીલાંને ઉશ્કેરવા માંડી. વીલાં ધરના નોકરો ઉપર બૂમો પાડવા લાગી. તેહમીનાએ પણ વીલાંને સહકાર આપ્યો. નરીમાને તો " ટેલીફોનથી " પોલીશ સ્ટેશન ઉપર પણ ખબર આપી દીધી. પોલીસ આવી. ધરના નોકરોની જડતી લેવાઇ. કાસમની પેટીમાંથી વીલાંની " ગોલ્ડન પીન " નીકળી. પોલીશે કાસમની ધરપકડ કરી. કાસમ ઉપર તેહમીના અને છોકરીઓએ ધીક્કાર અને તીરસ્કારનો વરસાદ વરસાવવા માંડયો. ગરીબ બિચારો કાસમ રડે, અને પોતે નિર્દોષ છે એવું જાહેર કરે, પણ કાસમનું અહીં સમજેજ કોણ ? કાસમે જતાં જતાં તેહમીનાને કહ્યું કે " તેહમીના બાઇ, હું તો તદ્દન નિર્દોષ છું. ભવિષ્યમાં તહમારી ખાતરી થશે કે કાસમ ખરો ચોર હતો કે !

"ચાલ મુવા બદમાશ, મ્હારા નરીમાન માટે પણ ત્હારા પેટમાં ચુક આવતી હતી. મ્હારાં મંમાંના મ્હારા નરીમાન વીરૂદ્ધ કાન

ભંભેરનાર પણ તુંજ મુવો બદમાસ છે." વીલાએ કાસમને ગુસ્સાથી કહ્યું.

પોલીસ કાસમના હાથમાં હાથકડી નાખીને લઇ ગઇ. નરીમાનની ખુશાલીની હાલમાં હદજ નહિ હતી. પાછો નરીમાન તેહમીનાનો લાડકો જમાઇ થયો. "રૂા. એક લાખ હવે તો જરૂરજ મળશે" એવા વિચારો કરી તે હવામાં કીલ્લા બાંધવા લાગ્યો.

× × × ×

તેહમીના અને તેમની છોકરીઓ પાસે નરીમાનનું સન્માન પાછું વધ્યું હતું. "કાસમજ લુચ્ચો હતો. કાસમજ ઘરમાં ઝઘડો કરાવતો હતો." એવું હવે બધાં કહેતાં હતાં. નરીમાન હવે પોતાની સાસુ અને સાળીઓને રમુજો કરી ખુબ હસાવતો. સાસુ અને સાળીઓ સાથે નરીમાને આજે બપોરે તો હસી ખુશીથી ડીનર પણ લીધું. ડીનર પછી બધાંએ પોત પોતાના ઓરડામાં જઇને આરામ લીધો. આરામ લીધા પછી બધાંએ "ટી" લીધી, અને પછી "ફ્રેની વીલા"ના વરન્ડા ઉપર બધાંએ હસીખુશીથી વાતચિત કરવા માંડી.

અહીં જ્યારે ખુશખુશાલ વાતચિત ચાલતી હતી, તેવામાં જેમી-જરની મોટર આવી. તેહમીના જેમીના જર સાથેના લગ્નથી તદન નારાજ હતા, છતાં પણ પોતાના દીકરા વહુને ઓવરણા લીધા, અને વીલીને ચોખા લઇ આવવા કહ્યું. તેહમીના જેમીની માતા હતી, એટલે ગમે તેવો ક્રોધ કે ગુસ્સો હોય તો તેબી પોતાના બેટાને જોઇને દબાઇ જાએ.

માતા એટલે માયા; દુઃખની સાથી; ભુખે રહી ખવાડનારઃ લીલી સુકી જોઇને ફરઝંદોને સુખમાં રાખનાર; પોતાના પેટના કાદવના સુખમાં પોતાનું સુખ માનનાર તે એક બાનુ છે.

વીલાં ચોખા લઇને આવી.

તેહમીનાના કહેવાથી વીલાંએ જેમી–જરને વધાવી ઘરમાં લીધાં. તેહમીના વિધવા હતાં એટલે પોતે દુરજ રહ્યાં, પણ પોતાના દીકરાને ઓવરણા લઇને સેકહેન્ડ કરી ભેટયાં.

પહેલ્લાં જરને માટે તેહમીનાને ઘણો સારો વિચાર હતો, પણ આજે જ્યારે તે તેહમીનાની વહુ થઇને આવી, ત્યારે તેહમીનાને તેને માટે ધીક્કાર ઉત્પન્ન થવા લાગ્યો. જર ચાલાક હતી, તેથી તે તો સમજીજ ગઇ કે તેના જેમી સાથના લગ્નથી તેહમીના તથા તેમની છોકરીઓ નારાજ હતાં. જર મીઠી મીઠી વાતો કરીને બધાંના મન રીઝવવા માંડતી હતી, પણ તેહમીના અને છોકરીઓ તો અંદર અંદર વાતચિત કરતાં હતાં કે "જેમીને એ રાંડેજ હાથ કરી લીધો."

# પ્રકરણ ૧૦ મું.

## "નરીમાનનું તોફાન."

આજે સોમવાર થયો હતો. નરીમાન અને જેમી દર શનીવારે મહાબળેશ્વર આવી સોમવારે પાછા મુંબાઇ જતા હતા. નરીમાન તો આ વખતે હંમેશ કરતાં બે દિવસ અગાઉથીજ મહાબળેશ્વર આવ્યો હતો, કારણ કે એક લાખ રૂા. તે પોતાના સાસુ પાસે કઢાવવા માંગતો હતો. જેમી હંમેશની માફક આજે મુંબાઇ જનાર હતો નહિ. તે ચાર પાંચ દિવસ વધારે મહાબળેશ્વરમાં રહેવાનો ઇરાદો રાખતો હતો.

*   *   *   *

આજે સવારે નાસ્તો કર્યા પછી "ફ્રેની વીલા" માં સૌ સૌ પોતપોતાના ઓરડામાં વાંચતાં લખતાં અને વાતચિત પણ કરતાં હતાં. તેહમીના પોતાના ઓરડામાં સુઇને મુંબાઇનું જાણીતું માસીક "**નવરાસ**" વાંચતાં હતાં. જેમી જર તેહમીનાનાજ ઓરડામાં હતાં. જર તેહમીનાના પગ દાબતી હતી, અને અહીં તહીંની વાતચિત કરીને તેહમીનાને રીઝવતી હતી, પણ તેહમીના કાંઇ હવે જર સાથે બરાબર વાતચિત નહિ કરતાં હતાં. આ વખતે વીલાં તેહમીનાના રૂમમાં દાખલ થઇ અને તેહમીનાને કહ્યું કે "મંમાં, નરીમાન આજે મુંબઇ જવાનો છે. અહીંથી બપોરના ૧૨ ના ટાઇમે જશે."

"હા દીકરા, લાવની એને પેલો ચેક આપું."

"મંમાં શાનો ચેક?" જેમી વચમાં બોલી ઉઠયો.

"તે બી તું નહિ જાણુતો ? અરે ! ઓફીસમાં રૂ. એક લાખની ખોટ ગઇ છે." તેહમીનાએ ગુસ્સાથી જેમીને જવાબ આપ્યો.

"કોણ કહે છે કે આપણી ઓફીશમાં રૂ. એક લાખની ખોટ ગઇ છે ?" જેમીએ પણ જરાક ગુસ્સાથીજ તેહમીનાને કહ્યું.

"નરીમાન કહે છે."

"મંમાં તદ્દન જુઠી વાત છે. પપ્પાની ઓફીશમાં તો આ વખતે ખોટ ગઇજ નથી."

"તે તું શા ઉપરથી કહે છે ?" તેહમીનાએ જેમીને સવાલ કર્યો.

"ખોટ ગઇ હોય તો તે શું હુંજ નહિ જાણું કે ?"

"અરે ! ત્હારૂં તો ઠેકાણુંજ કયાં છે ? તું તો મોજ મજાહ કરે છે. તું ઓફીશમાં જાએ છેજ કયાં ? મ્હારો નરીમાનજ બધું કરે છે." શીતીએ જેમીને કહ્યું.

"હું ઓફીશમાં જતો નથી, અને ત્હારો નરીમાન શું જાએ છે કે ?" જેમીએ ગુસ્સાથી શીતીને પુછ્યું.

"હા હા, જાએ છે. તું તો મંમાં અને અમારી હરસે જરને પરણે છે, અને પેલા જહાંગીર જહાંઓરડીવાલા જેવા બદમાસો સાથે ફરીને અમુને સતાવે છે."

"વીલી, મુગી મર. ત્હારો નરીમાનજ લુચ્ચો છે. જુગારી છે. અને સટોળયો પણ છે." જેમીએ ગુસ્સાથી વીલીને કહ્યું.

"અને તું સાહુકાર છે તે તો હું બરાબર જાણું છે."

નરીમાન કે જે વીલીના ઓરડામાં હતો, તે તેહમીનાના ઓરડામાં આવ્યો, અને ધીમેથી જેમીને કહ્યું કે "દીકરા જેમી, ત્હારા જીવને પુછ કે જુગારી કોણ છે? યાદ રાખજે કે પેલો જહાંગીર જહાંબોરડીવાલો તુંને ખિસ્સે ખાલી કરી નાખશે."

"અને તું પણ યાદ રાખજે કે પેલો હિન્દુ નગીનલાલ માણેકલાલ દલાલ તુંને પાયમાલ કરીને ભીખ મંગાવશે." જેમીએ નરીમાનને ગુસ્સાથીજ કહ્યું.

તેહમીના જેમીના મોઢેથી નગીનલાલ માણેકલાલ દલાલનું નામ સમજીને ચોંકયાં. "કાશમે જે વાત કરી હતી, તે ખરીજ છે." એમ નરીમાનને પાણું તેહમીના કહેવા લાગ્યાં.

"મંમાં, મંમાં, મ્હારી ઇજ્જત ત્હમારાજ હાથમાં છે." નરીમાને તેહમીનાને પગે પડતાં કહ્યું.

"મુવા બદમાસ, તું તો જમાઇ નહિ પણ કસાઇજ છે. એકદમ મ્હારા રૂમમાંથી ચાલી જા. હું તુંને હવે એક પાઇ પણ આપનાર નથી."

"અરે મંમાં! તમે જેમી જેવા લોફર દીકરાની વાત સમજી મ્હારા નરીમાનને ઘણોજ ગેરઇન્સાફ કરો છો. મ્હારા નરીમાનનો તો હવે આપઘાટ કરવાનો વખત આવ્યો છે." વીલીએ ડુસ્કે ડુસ્કે રડતાં તેહમીનાને કહ્યું.

"ત્હારો નરીમાન આપઘાટ કરીને મરે કે ઝેર ખાઇને મરે તેની મને હવે પરવાજ નથી. એ મુવો સટ્ટો કરી, અને મને બનાવીને રૂપીઆ કઢાવ્યાજ કરે તે શું હું આપ્યાજ કરૂં કે?"

"મંમાં, તમે હીસાબ તપાસાવો, અને ઓડીતરો જો કહે કે બીઝનેશમાં ખોટ ગઇ છે તો આપો." જર ડાહી થવા વચમાં બોલી ઉઠી.

"ઓ બદમાશ! લુચ્ચી જર, એક બોલખી જો તું મ્હારી વચ્ચે બોલી છે તો હું ત્હારૂં માથું ભાંગી નાખશ." નરીમાને ઉશ્કેરાઇને જરને કહ્યું.

"ત્યારે શું તમે મ્હારાં તેહમીના મંમાને બનાવીને રૂપીઆ કઢાવ-વાનું કાવતરૂં કર્યા કરો, તે શું અમે જોયા કરીએ કે?" જરે તેહમીનાની વ્હાલી થવા નરીમાનને કહ્યું.

નરીમાન ઉશ્કેરાઇ ગયો, અને જરને એક તમાચો ખેંચી કાઢયો. જરે રડીતતરીને તોફાન કર્યું. સર્વેની દીલસોજી જર તરફ ખેંચાઇ. જેમી અને નરીમાન હાથોહાથ થઇ ગયા. તેહમીનાએ મોટેથી રડીકુટીને તોફાન કર્યું. ફ્રેની વીલામાં ગભરાટ ફેલાયો. મહામુશ્કેલીએ નરીમાન અને જેમી જુદા થયા.

"મુવા બદમાશ, એકદમ મ્હારા ઘેરમાંથી તું ચાલી જા." તેહમીનાએ ગુસ્સાથી નરીમાનને બ્હારનો રસ્તો બતાવતાં કહ્યું.

"ઓ હલકત નીચ કુતરી, ત્હારા ખાવિંદની દોલત પચાવી, તે બિચારાને મારમારીને મારી નાખ્યો તેમ શું તું મને કરવા

માંગે છે ? અરે ! યાદ રાખજે કે ત્હારા ઉપર દુનિયા ઠુંકે છે, કારણ કે ત્હારા ખાવિંદને દગો કરીને મારનાર પણ તુંજ છે."

"મુગો મર મુવા બદમાશ." તેહમીનાએ ઘણાજ ઉશ્કેરાઇને નરીમાનને કહ્યું.

"અરે હલકટ ! ત્હારા ખાવિંદને એક વર્ષબી નહિ થયું, અને તું સોહવાસનની માફક ફરી મરે છે. ત્હારી દીકરીઓનેબી તુંજ બગાડે છે. ત્હારા જેવી બદમાશ ઓરતો ઉપર હું પરી." નરીમાને તેહમીના ઉપર ઠુંકતાં કહ્યું.

"નરીમાન મોઢું સંભાળીને વાત કરજે." જેમી વચમાં બોલી ઉઠયો.

"તમે બધાં મુગાં રહો. એ મુવા બદમાશને હું જેલજાત્રાજ મોકલશ."

"અરે જા ! ઘરડી ઘોડીને લાલ લગામ. મ્હારા મરહુમ સસરાના ગરીબ સગાંવ્હાલાંઓને રખડાવનાર તુંજ છે. મ્હારા સસરા પાસે દગાથી વીલ કરાવનાર પણ તુંજ છે. યાદ રાખજે કે તું મરી જશે ત્યારે તારા મોઢામાં કીડા ચાલશે." નરીમાને તેહમીનાને બીજાજ બરખેલાફ કરતાં કહ્યું.

"ઓ મુવા નીચ હલકત કુતરા ! તુંને મેં દીકરા જેવો ગણ્યો તો તું મને આજે આવો બદલો આપી મરે છે કે ? એકદમ મ્હારા ઘેરમાંથી નીકળ."

"હાહા નીકળું છું. વીલાં તુંબી મ્હારી સાથે ચાલ. ત્હારી આજો હલકત માયે પાસે જો તું રહેશે તો તુંબી એના જેવી બદમાશ થઇ જશે."

"નરીમાન, ખુદા ખાતર તોફાન ના કરો. બાબાની તબિયેત નરમ ગરમ ચાલે છે તેથી હું થોડા દિવસ રહીને આવશ." વીલાંએ ડુસ્કે ડુસ્કે રડતાં રડતાં નરીમાનને કહ્યું.

વીલાંના આ શબ્દો સાંભળીને નરીમાને ઉશ્કેરાઇને વીલાને લાત મારીને ફેંકી દીધી. બાબો રડયો તો બાબાને પણ આયાના હાથમાંથી ઝુંટવી તેને પણ જમીન ઉપર ફેંકયો. બાબો લોહી લોહાણુ થઇ ગયો. આસપાસના બંગલાઓમાં રહેતા બાનુઓ અને ગૃહસ્થો ફેની વીલામાં દોડી આવ્યાં.

ફેની વીલા ચીસો, બૂમો અને કકળાટથી ગાજી રહ્યું. કેટલાક પારસીઓએ નરીમાનને ધક્કાઓ મારીને ફેની વીલામાંથી કાઢી મુકયો. નરીમાને કમપાઉન્ડની બ્હાર ઉભા રહીને પોતાની સાસુ, સાળીઓ, સાળા અને જરને પણ ખુબ ગાળો દીધી.

વ્હાલા વાંચક ! જો આપણે કુતરાને એક ટુકડો નાખ્યે, તો તે મુગું જનાવર પણ ઉપકારનો બદલો ઉપકારથી આપવા, આપણી સેવા કરવા હંમેશાંજ હાજર રહે છે. ગમે તેટલો પણ આ કુતરાને હાંકી પણ કાઢયે, તોએ પણ કુતરો બેવફા થતો નથી. પરંતુ નરીમાન જેવા એક નીચ, કુદ્દતની બક્ષેશો ને ન્યાયમતોનો અનાદર કરનારા નાસ્તિક સાથે જો આપણે આખી જીંદગીભર મોટાં

અહેસાન અને આભાર કર્યે; છતાં પણ જો આપણા તરફથી કાંઈ પણ ઓછું પડે તો આવા માણસો બેવફા, નીમકહરામ, અને અપકારી થઈને લડાઈ જગાડવાને પણ ચુકશે નહિ. નરીમાન જેવા જમાઈઓ ભાગ્યેજ સમજી શકશે કે જીભના રસ જેવું વિષ સરખું ઝેરી વચન, તેના જેવું ઝેર તો દુનિયામાં એકે નથી. વછનાગ, અફીણ, સોમલ, સર્વ ઇત્યાદિ જનાવરોના ઝેરનું બળ તો માત્ર માણસોનોજ વધ કરી નાખે છે. પરંતુ જીભનું વાણીરૂપી વિષ તો ઘૃતરૂપ સ્નેહ તેમજ વ્હાલરૂપ સ્નેહ બંન્નેનો વધ કરે છે. કડવાં અને વાંકાં વચનથી તો ઘ્રત કહેતાં ઘીના ભોજનનો વ્હેવ્હાર પણ ભાગે અને પ્રીતીનો વ્હેવ્હાર પણ તુટે. નરીમાને જો આનો વિચાર કર્યો હતે, તો તેનો પગડંદો તેના સાસુને ઘરથી સદાને માટે જતેજ નહિ.

# પ્રકરણ ૧૧ મું.

## "ધણી–ધણીયાણી"

બરજોર હીરા–માણેકને રૂા. પાંચ લાખની લોટરી લાગી હતી. આ લોટરી આજથી એક વર્ષ ઉપર લાગી હતી. આ લોટરીને લીધે બરજોરનું નસીબ ફરી ગયું હતું. લોટરી લાગ્યા પછી તે ગોદીમાં કે નાટકશાળામાં વાયોલીન વગાડવા જતો હતો નહિ.

હાલમાં લગભગ છ મહીના થયા બરજોર હીરાનું બીઝનેસ કરતો હતો. પેરીસના એક સદ્‌ગુણી જરથોસ્તી જવાનનો તે પાર્ટનર થયો હતો, અને દર વર્ષે લગભગ ૮૦ થી ૯૦ હજાર રૂા. કમાતો હતો.

બરજોરે દાદરમાં એક માળનો કમ્પાઉન્ડ સાથનો રૂા. ૫૦ હજારમાં બંગલો ખરીદયો હતો. હાલમાં તે પોતાની ધણીયાણી નાજાં અને પોતાના ફુઇ ગુલબાઇ સાથે દાદરજ રહેતો હતો. બરજોર પોતાના પૈસાનો સદ્‌ઉપયોગજ કરતો હતો. તે કુટુંબના તથા કોમના ગરીબ છોકરાંઓને કેળવણી આપવામાં બહુ રસ લેતો હતો. બરજોરે પોતાના ગુલબાઇ ફુઇના દીકરાને પણ યુરોપ ઉંચી કેળવણી આપવા મોકલ્યો હતો. ગુલબાઇ ફુઇની છોકરીઓને પણ તેને ગરીબના શીખેલા છોકરાઓ સાથે પરણાવી હતી.

નાજાં પણ પોતાના ખાવિંદને ગરીબોને મદદ કરવા કહેતી હતી. તે પોતે સાદો પોશાક પહેરતી હતી, અને "શોશ્યલ વર્કર" તરીકે

પણ કામ કરતી હતી. આ બન્ને ધણી-ધણીયાણી શ્રીમંતાઇમાં પણ ખુદાની બંદગી કરતાં હતાં, અને સાદી સીધી જીંદગી ગુજારતાં હતાં. નાજાં બરજોરને એક ત્રણ વર્ષનો બાબો પણ હાલમાં હતો.

નાજાં-બરજોરે મરહુમ હીરાજી હીરા-માણેક જે જે વિધવાઓના પૈસા હજમ કરી ગયા હતા, તે દરેક વિધવાઓના પૈસા વ્યાજ સાથે આપી દીધા હતા.

નાજાં બરજોર એવી રીતે રહેતાં હતાં કે તે લોકોના ખાનદાનને સારૂંજ લાગતું હતું.

આ બન્ને ધણી ધણીયાણી તેહમીના અને તેમના છોકરાંઓની ખબર અંતર લેવા જતાં હતાં, પણ તેહમીના અને છોકરાંઓમાં અદેખાઇનો આતશ જળતો હોવાથી, અને નાજાં બરજોર તથા ગુલબાઇને ઘણુંજ ઠંડું ટ્રીટમેન્ટ મળતું હોવાથી આજ કેટલોક વખત થયાં નાજાં-બરજોર અને ગુલબાઇએ તેહમીનાને ત્યાં જવાનું માંડી વાળ્યું હતું.

× × × ×

વ્હાલા વાંચક ! આવતી કાલે શનીવાર હતો. બરજોર પોતાની ધણીઆણી, બાબા અને ગુલબાઇ ફુઇ સાથે "The Viceroy of India" નામની સ્ટીમરમાં **પેરીસ** જનાર હતો. હવે તે પેરીસમાંજ ધંધાને અરથે પોતાના કુટુંબ સાથે રહેનાર હતો, તેથી તેને પોતાનો દાદરનો બંગલો પણ ભાડે આપ્યો હતો.

બરજોર પોતાના કુટુંબ સાથે સુખથી રહેતો હતો. આ જોડું સંપીલું હતું. જેમ માણસ જાતમાં કાંઈને કાંઇ ખામી હોય છે તેમ બરજોરમાં પણ હતી. ખામી શું હતી? આ જવાન વ્હેમીલો હતો. આજ કેટલુંક થયાં તે પોતાની સદ્‌ગુણી બાનુ તરફ કંઇક શકની નજરે જોતો હતો. તેનું કારણ શું હશે? વહાલા વાંચક! પેલો જહાંગીર જહાંબોરડીવાળો આ સુખી સંસારમાં વેર પડાવતો હતો. વેર પડાવવાનું શું કારણ હશે તે જાણવા સર્વ કોઇ ઇંતેજાર થશે. કારણ એટલુંજ હતું કે જહાંગીરે એક સુખી અને માલદાર કુટુંબમાં પોતાની સોનેરી જાળ બીછાવી હતી. તે કુટુંબની છોકરી સાથે તે લગ્ન કરનાર હતો, પણ તેનું કાવતરું નાજાં જેવી તડ ને ફડ બોલનાર હિંમતી બાનુએ ખુલ્લું કર્યું હતું તેથી જહાંગીરની આશા નિરાશામાં ફેરવાઇ ગઇ હતી. નિરાશ થયેલો જહાંગીર શું નાજાંને જંપીને બેસવા દે કે? કદી નહિ. તેણે પોતાની ચાલાકી બતાવવા માંડી. બરજોર ઉપર નનામાં કાગળો નાજાંની વીરૂદ્ધ આ રમતા પંચીએ લખવા માંડયા. બરજોર વ્હેમાયો. નાજાં સાથે ઘરમાં ઝઘડો થયો. સુખી સંસારમાં કુસુંપ થયો. અધુરામાં પુરૂં નાજાં એક સોશીયલ વર્કર હતી, તેથી પુરૂષો સાથે પણ સેવાને માટે કામ કરવું પડતું હતું. જહાંગીર જહાંબોરડીવાલા જેવા બદમાસે આ તકનો લાભ લઇને ખોટા ટેલીફોનો કરીને બરજોરને નાજાંની વિરૂદ્ધ એવો તો ભમાવી મૂકયો કે ડગલે અને પગલે બરજોર તો હાલમાં પોતાની ધણીઆણી માટે વ્હેમાઇ જતો હતો.

આજે બરજોર ઘરમાં ઝગડો કરીને ચાલી ગયો હતો. નાજાં આવતી કાલે યુરોપ જવાની હોવાથી મિત્ર મંડળો તરફથી પુલો

મીઠાઇ અને બીજી પ્રેઝંટો નાજાં માટે ભેટ આવતી હતી. કેટલાકો નાજાંને મળવા પણુ આવતા હતા. રાતના આસરે સાડાસાત થયા હશે. મી. ખરસેદજી મંચેરજી ખરાસ નામના એક પારસી ગૃહસ્થ પણુ નાજાંને મળવા આવ્યા. બરજોર પણ પોતાના ઘરમાં આ સમયે આવી પહોંચ્યો અને બીજા ઓરડામાં બેસી ખરશેદજી અને નાજાંની વાતચીત કાંઇક શકની નજરે સાંભળવા ઇંતેજાર થયો.

ખરશેદજી એક ભલા ગૃહસ્થ હતા. ગરીબોને મદદ કરવા સદા ઇંતેજાર અને તલબગાર હતા. તેઓ ઇંચેઇંચ ગૃહસ્થ હતા. એક "સોશીયલ વર્કર" હોવાથી તેઓ નાજાંને સારી રીતે ઓળખતા હતા. નાજાંને તેઓ આજે (બોન વોયેજ) ઇચ્છવા આવ્યા હતા. ખરશેદજીની ઉંમર આશરે પંચાવન વર્ષની હશે. છતાં પણુ તેઓ એક જવાન માણુસની માફક કામ કરતા હતા અને બીજાઓના કામને સ્પોર્ટીંગ સ્પીરીટથી વખાણુતા પણુ હતા. નાજાં પણુ સખત મહેનત કરનાર એક ભલી બાનુ હતી તેથી ખરશેદજી નાજાંની તારીફ કરે તેમાં કાંઇ નવાઇ નહિ. ખરશેદજીએ નાજાંને ફુલનો હારતોરો આપીને એક "રીસ્ટ વોચ" ભેટ આપ્યું. નાજાંએ ખરસેદજીની ભેટ સ્વીકારી. આનંદથી વાતચિત કર્યા પછી ખરસેદજી નાજાંની રજા લઇને જવા ઉભા થયા. જતી વખતે ખરસેદજીએ નાજાંને કહ્યું કેઃ—

"નાજાં, તમે વ્હેલ્લાં આવજો. ત્હમારાં જેવાં બાનુઓની તો મુંબાઇમાં ઘણીજ જરૂર છે. ત્હમારાં જેવાં hard working બાનુઓ જો મુંબાઇમાં હોય તો ગરીબોની ઘણીજ સેવા થઇ શકે. ત્હમારો હસ્તો ચ્હેરોજ જોઇને ગરીબો પોતાનું દુઃખ ભુલી જાય છે.

મીસીસ હીરામાણેક, ખરેખર તમો તો એક સદ્‌ગુણી સ્ત્રીનોજ અંગાર છેવ."

"મી. ખરાસ, દુનિયામાંથી સાથે શું લઇ જવું છે? ભલાઇ કરીએ તો ખુદાબી ખુશી થાય. તમે આપણું અધુરૂં રહેલું કામ પુરૂં કરજો. ગરીબ વિધવાઓ તથા ઓરફનેજના છોકરાંઓ માટે આપણું મંડળ જે કામ કરે છે, તેને હું ફન્તેહ ઇચ્છું છું."

મી. ખરાસે નાજાંને સેકહેન્ડ કરી, અને છુટાં પડતી વખતે નાજાં અને ખરાસની આંખમાંથી પાણીના રેળા પણ ચાલવા માંડયા. આ બધું બરજોર બારણાની ફાટમાંથી જોઇ રહેલો હતો. તે વધારે વ્હેમીલો બન્યો. મી. ખરાસ સાથે નાજાંને કાંઇપણ સંબંધ હોવોજ જોઇએ, એવો ખ્યાલ તેના મગજમાં વધારે મજબુત થવા લાગ્યો. બરજોર પોતાની નાજાંને પારકા પુરૂષ સાથે સેકહેન્ડ કરતાં જોઇને તથા બન્નેના આંખમાંથી પાણીના રેળા જતાં જોઇને ભાન સાન ભુલી ગયો, અને રાતોપીળો થઇને ગુસ્સામાં બારણું ઉઘાડી ખરાસના દીલ ઉપર ધસી ગયો.

"ઓ બદમાસ! તું શું કરી મરે છે! ચાલી જા, નહિ તો હું ત્હારૂં ખુન કરી નાખશ."

બરજોર એટલા બધા ગુસ્સામાં આવી ગયો કે તે શું બોલતો હતો તેનું પણ તેને ભાન નહિ હતું. ખરસેદજી શરમાઇ ગયા. ગુલબાઇ તથા નોકર ચાકરો પણ ઓરડામાં દોડી આવ્યા. ખરસેદજીનું બરજોરે અપમાન કર્યું અને આ ભલા ગૃહસ્થ વ્હેમાયલા જવાનનું અપમાન શાંતિથી સહન કરીને ચાલી ગયા.

બરજોર નાજાં સાથે ખુબ છેડાયો. ગુલબાઇ બરજોરને શાંત પડવા કહે તો પણ બરજોર શાંત પડે નહિ, અને નાજાંને મારવા પણ લાગ્યો. નાજાં બે હાથ જોડીને બરજોરને શાંત રહેવા અરજ કરવા લાગી, ત્યારે બરજોરે નાજાંનું ગળું દાબીને કહ્યું કેઃ—

“ઓ બદમાસ! લુચ્ચી નાજાં! રાતના ટાઇમે માલ્કમ બાગમાં એકલી આવી મને ફસાવનાર પણ તુંજ છે. ઓ લુચ્ચી! મને ફસાવી હવે તું બ્હારનાઓ સાથે છુટ લેઇ મરે છે?”

“ઓ બરજોર! હું ખુદાને હાજરો હાજર જાણી અને મ્હારા બાબાના સોગંદથી કહું છું કે તહમારા સિવાય દુનિયાના બધા પુરૂષો મ્હારા ભાઇઓ છે.”

“ચુપ, મુગી મર. મ્હારી પાસે પુરાવા છે કે તું પારકા માટીડાઓ સાથે છુટથી ફરી હરી મોજ કરે છે.” બરજોરે નાજાંને તમાચો મારતાં કહ્યું.

“ઓ તદન જુઠું. કોણ મુવું મ્હારી પાછળ લાગ્યું છે? અરે બરજોર! તહમુને જુઠું સાચું સમજાવી આપણા સુખી સંસારમાં કોણ વેર પડાવે છે?”

નાજાં બરજોરને પગે પડીને વ્હેમ દુર કરવા વિનંતી કરવા લાગી, પણ ફોકત. બરજોર તો ક્રોધમાં પોતાની નિર્દોષ, ભલી અને અને સદ્‌ગુણી બાનુને ગેરઇન્સાફ્જ કરવા લાગ્યો. તે નાજાને મારવા લાગ્યો. ગુલબાઇએ મહામુશ્કેલીએ નાજાંને છોડાવી. બરજોર

ખુબ રડી બળીને બારણું બંધ કરીને ભુખ્યો ઉંઘી ગયો. નાજાં અને ગુલબાઇ પણ રડીને ભુખ્યાં સુઇ ગયાં.

× × × ×

રાતના બારનો ટકોરો થયો. રાત અંધારી હતી. આસમાન ઉપર તારાઓ પણ દેખાતા હતા નહિ. બરજોર હીરા–માણેકનું કુંટુંબ આખા દિવસના થાકનો આરામ લેવા અત્યારે ભર ઉંઘમાં હતાં. આ વખતે નાજાં ઉઠી. નાજાંને આજે ઉંઘ બરાબર આવતીજ હતી નહિ. ગઇ રાતનો બનાવ તેની આંખો પાસેજ ઉભો રહેતો હતો. ઉંઘમાંથી ઉઠીને તે અનેક વિચારો કરવા લાગી. તેનું મગજ ભમવા લાગ્યું. આ ગભરાયલી બાનુએ પોતાની જીંદગીનો અંત લાવવાનો નિશ્ચય કર્યો. અરે! ઘડીકમાં તે પોતાની પાસે સુતેલા બાબાને જોઇને રડે, અને બાબાને માટે દુનિયામાં ગમે તેવાં દુઃખો અને અપમાનો ખમીને પણ બાબાને મોટો કરવાનો વિચાર કરે. બીજી વાર તે વિચાર બદલીને પોતાની જીંદગીનો અંત લાવવા માટે તૈયાર થાય. જીંદગીનો અંત લાવવો કે નહિ એ માટે આ સંકટની સોનેરી જાળમાં ફસાયલી બાનુના મગજમાં જંગ થવા માંડ્યું. અંતે તેણે જીંદગીનો અંત લાવવાનો ઠરાવ કર્યો.

આ ગભરાયલી બાનુએ આસમાન ઉપર બે હાથ જોડીને ખુદાની બંદગી કીધી. બંદગી કર્યા પછી તે બીજા ઓરડામાં ગઇ, અને કેરોસીન એક ગ્લાસમાં નાખીને લઇ આવી. પોતાના બાબા તરફ જ્યારે આ બાનુ નજર નાખતી, ત્યારે કેરોસીનનું ગ્લાસ મુકી દેતી, પણ દીવાની જેવી બની ગયલી નાજાં ઘડીઘડીમાં પોતાના વિચારો

બ્હલતી હતી. હાથમાં કેરોસીનનું ગ્લાસ પાણું લઇને તે ખુદાને રડીને કહેવા લાગી કેઃ—

"ઓ ખુદા ! તું કયાં છે ? અરે ! મ્હારો ધણી મ્હારી વીરૂધ એટલો બધો વ્હેમીલો બન્યો છે કે હવે મ્હારે માટે આએ દુનિયામાં જીવવું તદનજ નકામું છે. અરે ખુદા ! તેં જ્યારે પૈસા આપીને અમુને સુખી કીધાં, ત્યારે કજીયો કોણ કરાવે છે ? અરે ! મ્હારા બાબાનું શું થશે ?" બાબાને જોઇને નાજાં રડતી હતી. બાબાના દીલ ઉપર હાથ મુકીને તે ખુદાને અરજ કરીને કહેવા લાગી, કે "ઓ ખુદા ! હું હમણા કેરોસીન પીને મ્હારી જીંદગીનો અંત લાવું છું. અરે ! હવે મ્હારૂં બચ્ચું માય–વગરનું થશે. હુંબી માય વગરનીજ હતી, તેથી હાડમાર થઇને અનેક દુઃખો વેઠીને હું મોટી થઇ. અરે ! તેમજ શું મ્હારૂં બચ્ચું બી થશે કે ? ઓ ખુદા ! ઓ મ્હારા પરવર દેગાર ! તુંજ મ્હારાં બચ્ચાંનો બેલી !" એમ બોલીને "યથાઅષેમના" જરથોસ્તી ધર્મના પાક કલામો ભણી કેરોસીન પીવા ગઇ પણ હજી તો કેરોસીન હોઠ આગળ ધરે તેટલામાં નાજાંનો બાબો જાગી ઉઠયો. બાબાએ પોતાની મંમાને રડતી જોઇને ગભરાઇ ગયો, અને તે બચ્ચાંએ નાજાંને પુછયું કે "મંમાં, તમે રૂડોચ કાંય ? શું હમણા દવા પીઓચ ? શું તમે શીક છેવ ?"

નાજાં પોતાના આ નિર્દોષ બાળકને ભેટી પડી, અને કહેવા લાગી કે "બાબા સુઇ જા." નાજાંએ બાબાને પતાવીને સુવારી તો દીધો. નાજાં પોતાના બાબા તરફ જોઇને મોહ્ડા પાસે કેરોસીનનો ગ્લાસ લે અને મુકી દે. નાજાંને પોતાના બચ્ચાંની આ વખતે ખુબ દયા આવી. ગુલબાઇ નાજાં બાબાની વાતચિતનો અવાજ સાંભળી ઉઠી પડયાં અને નાજાંના રૂમમાં દોડી આવ્યાં. આવીને શું જોયું ? નાજાંના હાથમાં કેરો-

સીનનું ગ્લાસ. ગુલબાઇ ગભરાઇ ગયાં. "શું કરેચ દીકરા ?" કરી બૂમ પાડીને નાજાંને પગે પડીને ગ્લાસ મુકી દેવા તેઓ આજીજી કરવા લાગ્યાં.

"અરે ! મ્હારૂં જીવતર બરે ગુલબાઇ ફુઇ. હું મરી જાઉં તો ત્હમો મ્હારાં બાબાના માય થજો."

"અરે ! શું બકેચ ? એમ કાંઇ હોય ? ઝેર પીને મરે તેનો આગ્રે દુનિયામાંથી છુટકો નહિ અને પેલી દુનિયામાં પણ છુટકો નહિ." કહી ગુલબાઇએ નાજાંને શાંત પાડવા માંડી.

"નહિ, નહિ, ગુલબાઇ ફુઇ મને મરવા દેવ, મને આગ્રે કેરોસીન પીને આપઘાટ કરવા દેવ." નાજાંએ જીદ કરવા માંડી. બરજોર પણ જાગી ઉઠયો. નાજાંના ઓરડામાં જઇને નાજાની પાસેથી ગ્લાસ ઝુંટવીને બરજોરે ગ્લાસ બ્હાર નાખી દીધું. જાગતો સુતેલો નાજાંનો બાબો રડવા લાગ્યો. ગુલબાઇએ રડીને બરજોરને ઠપકો આપવા માંડયો. નાજાંનો જીવ ફરી આવ્યો. ગુલબાઇએ ડોકટરને બોલાવવા માણસને દોડાવ્યો. ડોકતર આવ્યા, અને નાજાં જેમ તેમ હુસ્યાર થઇ. બરજોર પણ મનમાં બળાપો કરવા લાગ્યો. બાબો પોતાની મંમાં નાજાંને જોઇને ખુબ રડવા લાગ્યો. મહામુશ્કેલીએ બરજોરે નાજાંને પતાવી. આ ધણી–ધણીયાણી ખુબ રડયાં, અને મોડી રાત્રે સુતાં. ગુલબાઇએ તો જાગીને નાજાં ઉપર ચોકી પ્હેરો આખી રાત સખ્ખત રાખ્યો.

વ્હાલા વાંચક ! વ્હેમથી સંસારમાં ઝગડા થઇને સુખી કુટુંબના સંસારની નૌકા પણ ખડક સાથે અથડીને દુઃખના અને આફતના ઘેરાયલાં વાદળાંઓને આમંત્રણ કરે છે. સહવારે મુંબાઇનો કીનારો છોડી જનાર બરજોર હીરા–માણેકના કુટુંબમાં ઝગડો કરાવનાર કોણ હતું તે તો હાલમાં ખુદા સિવાય બીજો કોઇ પણ જાણી શકેજ નહિ.

# પ્રકરણ ૧૨ મું.

## "આગમાંથી બચાવ."

સૂર્ય સમુદ્રમાં ડુબકી મારી ક્ષિતિજમાં સમાઇ ગયો. અંધારૂં થયું. કુદરતની રોશની બંધ થઇ, અને ઇલેકટ્રીક રોશનીએ મુંબાઇમાં દેખાવ દીધો. ચોપાટી, હેંગીંગ ગાર્ડન્સ કોલાબા ચર્ચગેટ અને સીનેમાઓના થીએ-તરોમાં જ્યારે મુંબાઇની પ્રજાનો મોટો ભાગ મોજ ઉડાવતો હતો, ત્યારે હીરા–માણેક કુટુંબનો નબીરો જેમી અપ–ટુ ડેટ થઇને પોતાની ધણીયાણી તથા માતા અને બ્હેનોને બનાવીને "તેહમીના કોટજ" માંથી રાતના સમયે બ્હાર પડયો. તે આજે કયાં જનાર હતો તે તો જહાંગીર જહાંબોરડીવાલા સિવાય બીજું કોણ જાણી શકે?

જેમીના જર સાથેના લગ્ન પછી જહાંગીરનો પગડંદો તેહમીના હીરામાણેકના ઘરમાંથી જતો રહ્યો હતો. તેહમીનાને એવી ખબર મળી હતી કે જહાંગીર જેમીને બગાડતો હતો, તેથી તેહમીનાએ જેમીને જહાંગીરથી દુરજ રાખવાનું વાજબી ધાર્યું હતું. તેહમીનાને કયાં ખબર હતી કે જેમી તેહમીનાને હથેળીમાં ચંદ્રમા બતાવી જહાંગીરને હરૂસે પણ મળતો હતો!

વ્હાલા વાંચક! જહાંગીર જહાંબોરડીવાલો જેમી જેવા માલદા-રને છોડી જાએ તેવો કાંઇ ભોલો તો નહિજ હતો. તે તો જેમીને મળતો ભેટતો અને આજે તો ખારમાં સુંદરાબાઇ નામની ગાનારીને ત્યાં પણ લઇ જનાર હતો.

જેમી જવાન હતો. જવાનીના પુર બ્હારમાં જેમી હીરામાણેક-એટલે પુછવુંજ શું ? કારણ કે જવાની એટલેજ દીવાની; જવાની એટલેજ નાદાની, જવાની એટલેજ અભિમાની છે. લક્ષ્મીના લાડમાં ઉછરેલા જવાન જેમીને કયાં ખબર હતી કે તે પોતાની અને પોતાના કુટુંબની પણ પાયમાલીનો પાયો આજે રચી રહ્યો હતો.

× × × × ×

સુંદરાબાઇ નામની ગાનારી ખાર જવાના રસ્તા ઉપર એક બંગલો ભાડે રાખીને રહી હતી. આજ રાતના જહાંગીર જેમી સાથે આ ગાનારીને ત્યાં આવ્યો હતો.

સુંદરાબાઇએ આ બંન્ને જવાનોને આવકાર આપીને દિવાન-ખાનામાં બેસાડયા. બંન્ને જવાનો સાથે હસી હસીને આ બાઇએ વાતો શરૂ કરી.

જેમી–જહાંગીર સાથે મીઠ્ઠી મીઠ્ઠી વાતો કરનાર સુંદરાબાઇ હાલમાં ૩૦ વર્ષની હતી. તેનું સુંદર નાક, ઠુમકું, અને પરવાલાં જેવા પણ પતલા હોઠ તેના મોઢાને વધારે દીપાવતું હતું. રંગેલા ગુલાબી ગાલો તો રાતના સમયે જહાંગીર–જેમી જેવા જવાનોની નજર ખેંચી રહ્યા હતા. સુંદર કાનો, તથા ગંભીર ઠસ્સાના પલકારા મારતી સુંદરાબાઇની આંખોએ જેમી જહાંગીરનું ધ્યાન ખેંચી રાખ્યું હતું. જ્યારે સુંદરાબાઇની આંખોના પાપણની કાલી રેશમી ઝાલર રંગેલા ગાલો ઉપર ઝુમી પડતી ત્યારે તો આ નખરાંવાલી સ્ત્રીનું વર્ણન કરવા કવિ કે લેખકની કલમ પણ સંપૂર્ણ ઇન્સાફ નજ આપી શકે, એવો નજરે જોનારને ખ્યાલ આવતો હતો.

નાજુક કમરપર લચક લેતી લટકાતી ચલણુ અને લટકો તો જેમી-જહાંગીર જેવા જવાનોને તેના ગુલામ થઇને રહેવા પણ લલચાવતો હતો.

આ ગાનારીના સુંદર વાલો માટે તો શું કહી શકાય ? તેના સુંદર લાંબા વાલ હતા. વાલ એટલા મોટા હતા કે જ્યારે તે અંબોડો છોડતી ત્યારે વાલો જમીન ઉપર પણુ પડતા હતા. હાલમાં તો આ સુંદર વાલનો મોટો અંબોડો તેના શરીર તથા મોઢાને વધારે દીપાવતો હતો.

સુંદરાબાઇએ ઘણુાજ ઝીણુા કપડાં પહેરેલાં હતાં. કપડાં ઝીણુા હોવાથી શરીરના કેટલાક ભાગો પણુ દેખાતા હતા. મલહાજા વગરના કપડાં તથા શરીર ઉપર જનસો ન હોય તો જહાંગીર જેમી જેવા જવાનો સુંદરાબાઇની મુલાકાત લેવા લલચાયજ કેમ ?

× × × × ×

સુંદરાબાઇના લટકા અને ઠસ્સા સાથની મીઠીમીઠી વાતોથી જેમી અને જહાંગીરના મનો રીઝવાયાં. તેમને આનંદ થવા લાગ્યો. જ્યારે વાતમાં આવી મજા ત્યારે ગાયનમાં તો કેવી મીઠી મજા હશે ? વાહ ! ગાયનની મોજ સાંભળ્યા વગર આ કંઇ બન્ને જવાનો આજે ઘરે જાય તેમ હતું ખરૂં કે ? કદી નહિ. જહાંગીરે સુંદરાબાઇને ગાયનની મોજ ચખાડવા કહ્યું. સુંદરબાઇએ ગાયનની મોજ બન્ને જવાનોને ચખાડવા માંડી.

સુંદરાબાઇએ સુરીલા કંઠે આલાપ શરૂ કર્યો. સુંદરાબાઇનો મીઠો અવાજ દરેક વાજીંત્રો સાથે ભળી જઇને આ મહેમાનોના મન રીઝવી

રહ્યો હતો. સારંગીના સુર, તબલાની થાપ અને સુંદરાબાઇનો મીઠો સરોદ જેમી જહાંગીરની તબીયત ખુશ કરી રહ્યો હતો.

સુંદરાબાઇ ગાનારી કાંઇ કાચી નહિ હતી. જો શિકાર "સોનેરી –જાળ"માં સપડાય તો શરીરનું ચામડું પણ કાઢી નાખે તેવી તે ખબરદાર હતી. જવાનોના ખીસાં કેમ હલકાં કરવાં તે હુન્નરમાં સુંદરાબાઇ પુરેપુરી કેળવાયેલી હતી, એટલે જેમી–જહાંગીરના ખિસાં પાકીટ હલકાં થાય તો નવાઇ નહિ.

વ્હાલા વાંચક ! જહાંગીર સબ બંદરનો વેપારી હતો. દરેક વાતે તે પુરો હતો, એટલે તે કાંઇ અહીં વધારે પૈસા લઇને આવે એવો કાંઇ ભોલો તો હતોજ નહિ. તેના ખિસામાં તો રૂા. ૫) થી એક પાઇ પણ વધારે નહિ હતી. જ્યારે જહાંગીર રૂા. પાંચની ગંજાવર રકમ લઇને સુંદરાબાઇને ત્યાં આવ્યો હતો, ત્યારે જેમીએ શું કર્યું હતું ? જેમીએ તો જહાંગીરની શિખવણથી ગજવામાં ચેક બુકજ તૈયાર રાખી હતી. જહાંગીરને ભલો થતાં આવડતું હતું, એટલે સુંદરાબાઇનો વ્હાલો થવા જેમીના ખિસાં પાકીટ કેમ ખાલી કરવાં તે માટે કોઇની સલાહ કે સુચનાની કાંઇ પણ જરૂર નહિ હતી.

જહાંગીર–જેમીને માટે સુંદરાબાઇએ "શરાબની" બોટલો પણ તૈયારજ રાખી હતી. જેમીએ તો અહીં પણ શરાબ ખુબ પીધો અને સુંદરાબાઇને રૂા. ૫૦ હજારનો ચેક પણ લખી આપ્યો. અહીં પણ જહાંગીર સુંદરાબાઇ સાથે ચાલાકી વાપરવા ગયો, તેથી સુંદરાબાઇએ જહાંગીરને એક ઓરડામાં પુરી દીધો, અને ખાસડાનો તેને માર પણ માર્યો.

પીધેલો જેમી સુંદરાબાઇને વળગવા જાએ પણ પોતાની મતલબ કઢાવી લેનાર સુંદરાબાઇ કાંઇ હવે જેમીની મહેમાનગીરી કરે કે! સુંદરાબાઇએ જેમીને પણ ધક્કા તથા લાતો મારી ભરૂચી ગુંદરપાક જમાડયો.

અરે! વેશ્યાઓ કયાં સુધી રહે છે? જ્યાંસુધી પૈસા પાસે હોય છે, ત્યાં સુધીજ આ વેશ્યાઓ પારકાને પણ પોતીકા બનાવે છે. અરે! "રંડીકા યાર, સદા ખુવાર, કાંટાકા બિછાના ઔર જુટીકા માર" એ વાત જવાનીના જોરમાં અને શરાબની મસ્તીમાં જેમી-જહાંગીર કયાંથીજ સમજી શકે?

× × × × × ×

મીસીસ તેહમીના હીરા-માણેકનો એક વખતનો લાડકો જમાઇ નરીમાન તેહમીનાનો હાલમાં કટ્ટામાં કટ્ટો દુશ્મન બન્યો હતો. નરીમાનનો પગડંદો તેહમીનાના ઘરમાંથી સદાને માટે જતો રહ્યો હતો. નરીમાન હંમેશાં તેહમીના ઉપર વેર લેવા તથા પોતાની સાસુને લોકોની નજરમાં હલકાં પાડવા ઇંતેજાર હતો.

આજે તેને એવી ખબર મળી હતી કે જેમી જહાંગીરની સાથે સુંદરાબાઇ નામની ગાનારીની મુલાકાત લેનાર હતો. આવી ખબર જ્યારે નરીમાન જેવા બનેવીને મળે ત્યારે શું તે વેરની વસુલાત લીધા વગર રહેબી ખરો કે? કદી નહિ. પોતાની સાસુ તથા સાળા સાળીઓને નરીમાન દુનિયાની નજરમાં બદમાસ ચીતરવા માંગતો હતો એટલે તેને તો આજે સોનેરીજ ટક મળી ગઇ. તે તો આજે સાંજથીજ બારમાં બે મવાલીઓને લઇને આવ્યો હતો. સુંદરાબાઇના

ઘરને આગ લગાડવાનું કાવતરૂં કર્યું હતું, કારણ કે આગ લગાડે તોજ દુનિયા પણ જાણી શકે કે હીરા-માણેક કુટુંબનો નબીરો પણ ગાનારીઓના ઘરોની મુલાકાત લે છે.

હીરા-માણેક કુટુંબનું અન્ન ખાનાર, સાસુ સસરાને પૈસે મોજ કરનાર નરીમાન જેવો જમાઇ જ્યારે હીરા-માણેક કુટુંબનું કાટલું કાઢવા માંગતો હતો, ત્યારે ભલો અને હીરા-માણેક કુટુંબનો વફાદાર નોકર કાસમ હીરા-માણેક કુટુંબની ચઢતી જોવા ઇંતેજાર હતો, અને દુ:ખમાં એક મદદગાર મિત્ર હતો.

કાસમ ઉપર ચોરીનું તોહમત આવ્યાથી કાસમને છ મહીનાની સખ્ખત મજુરીની સજા થઇ હતી. જો કે હીરા-માણેક કુટુંબને લીધે તેને ખોટી રીતે જેલમાં પણ જવું પડયું હતું, છતાં પણ તે કાંઇ હીરા-માણેક કુંટુબનો શત્રુ તો નજ બન્યો. તે તો હીરા-માણેક કુટુંબને સુખીજ જોવા ઇંતેજાર હતો. આજે જ્યારે તેને બ્હારથી ખબર મળી હતી કે જેમી-જહાંગીર સાથે ખારમાં સુંદરાબાઇની મુલાકાત લેનાર છે, ત્યારે તે પોતાનું નામ "રૂસ્તમખાન" રાખીને પઠાનના વેષમાં સુંદરાબાઇના ઘર આગળ ચોકી પહેરો રાખતો હતો.

કાસમે ખોટી દાઢી પહેરેલી હતી. ચોકી પહેરો રાખવાનું કારણ એટલુંજ હતું કે કાસમને એવી બીક હતી કે જો વેસ્યાના ઘરમાં ઝગડો થાય તો ખુનો પણ થઇ જાએ. કાસમ ઇમાનદાર હતો. તેને બરજોરને જે વચન આપ્યું હતું, તે વચન તે બરાબર પાળતો હતો.

આજે જ્યારે આખી રાત તે બ્હાર બેસી જેમી માટે ફીકર રાખી ચોકી પહેરો કરનાર હતો, ત્યારે નરીમાન જેવો પારસી જેમીનું કાટલું કાઢવા અહીં એ મવાલીઓને લઇને આવ્યો હતો.

* * * *

રાતના એક વાગ્યો હશે. કાસમ એક પથ્થર ઉપર બ્હાર ઠંડીમાં બેસી ધ્રુજતો હતો. કાસમે પથ્થર ઉપર માથું મુકી ઝોકો ખાધો, તેટલામાં તો તેને "આગ આગ"ની બુમ સમજી.

જ્યારે કાસમ એમ ઝોકો ખાતો હતો ત્યારે નરીમાને સુંદરાબાઇના ઘરની ભીંત ઉપર એક કપડાનો કટકો સળગાવી નાખ્યો, અને ઉપર કેરોસીન છાંટી પોતાના મવાલી મિત્રો સાથે પોતે વંજો પણ આપી ગયો.

સુંદરાબાઇના મકાનમાં આગે દેખાવ દીધો. સુંદરાબાઇ, જેમી, જહાંગીર અને સુંદરાબાઇના નોકરોએ મોટી મોટી ચીસો મદદ માટે પાડી.

જહાંગીર અને જેમી પણ સુંદરાબાઇ સાથે ગભરાઇ ગયા હતા. પીધેલા જેમીની હાલત હાલમાં દયા ઉપજાવે તેવી થઇ ગઇ.

કાસમ અને આજુબાજુના કેટલાક ભૈયાઓ મદદે દોડી આવ્યા. બંબાઓ અને પાણી માટે પણ દોડાદોડ થઇ રહી.

કાસમ પોતાના જીવના જોખમે સુંદરાબાઇના ઘરની દીવાલ ઉપર ચઢી ગયો, અને પીધેલા જેમીને ઉંચકીને બ્હાર લાવ્યો. ભલા વફાદાર કાસમે પોતાના મરહુમ શેઠ રૂસ્તમજીના બેટાનો પોતાના જીવના જોખમે પણ જાન બચાવ્યો.

જહાંગીર તથા સુંદરાબાઇના કેટલાક નોકરોએ બ્હાર કુદકા માર્યા. જહાંગીરનો તો પગ પણ ભાંગી ગયો. કેટલાક નોકરો કે જેમને જહાંગીર સાથે કુદકા માર્યા હતા તેમને પણ ઇજા થઇ. ભેયાઓએ સુંદરાબાઇ ને બચાવવાનું કર્યું, પણ સુંદરાબાઇની ચારે બાજુએ આગે દેખાવ દીધો. તે ગભરાઇ ગઇ, અને બેશુદ્ધ બની ગઇ. સુંદરાબાઇને બચાવવાનું માણસ જાત માટે હવે અશકત થયું. આ ગાનારી આગમાં બળી મુઇ.

વ્હાલા વાંચક ! નાનકડું ખાર અવાજ અને ઘોંઘાટથી ગાજી રહ્યું. વાંદરાથી મ્યુનીસીપીલીટીના બંબાઓ આવ્યા, અને સુંદરાબાઇના ઘરની આગ બુજાવવા પાણી છાંટયું, પણ ફોકટ. સુંદરાબાઇનું ઘર બળીને ખાક થઇ ગયું.

બીજે દિવસે સહવારના વર્તમાનપત્રોમાં ખારની આગ અને જેમી–જહાંગીરની મુલાકાતનું વર્ણન આવ્યું.

જેમી જેવા મુર્ખ દીકરાએ પોતાને, પોતાના કુટુંબ તથા માતા-પિતાને પણ પોતાની મૂર્ખાઇથી ખરાબ લગાડયું.

# પ્રકરણ ૧૩ મું.

## "બિચારી દીના."

"કોઇ દીન અમૃતહાર, કોઇ દીન લુખી ભાજી;
કોઇ દીન ચાલવું થાય, કોઇ દીન ચઢવા વાજી;
કોઇ દીન સુંદર સેજ, કોઇ દીન ભૂપર પડવું;
કોઇ દીન વીવાહ હોય, કોઇ દીન દુઃખથી રડવું;
કોઇ દીન રળવું રીઝથી, કોઇ દીન ખોવું દામને;
**સામળ હિમ્મત ન હારિયે, સંભારીએ શ્રી રામને."**

વ્હાલા વાંચક! સંસાર એક વિકટ સાગર છે. સંસાર સાગરના કીનારા ઉપર અનેક વ્હાણો ખડક સાથે અથડાઇને નાશ પામે છે. અનુભવે સંસાર સાગરના કીનારા ઉપર જવાય છે. અનુભવ એજ મોટો શિક્ષક છે, અને એના પાઠો કોઇપણ ભુલતું નથી.

ઘણીક વખતે તવંગરોના છોકરાઓને પણ અન્ન મળતું નથી. તેમની મુશ્કેલીઓ વધ્યાજ કરે છે. જેઓ આજના અમીરો છે, તેઓજ કાલના ફકીરો છે.

દુનિયામાં ઘણીક વખતે "એકજ ભુલ" ને માટે જીંદગીના છેડા સુધી પસ્તાવું પડે છે. આવી "એકજ ભુલ" કરતાં પહેલ્લાં આપણને વિચાર આવતો નથી, પણ જ્યારે "એકજ ભુલ" ના પરિણામો સહન કરવાં પડે છે, ત્યારેજ પસ્તાવો થાય છે.

* * * *

ધંડોરના તવંગર શેઠીયા શેઠ દોરાબજી માણેકજી દેશાઇની દીકરી મીસ દીના દેશાઇ લાડમાં ઉછરેલી હતી. તવંગર પિતાની તે લાડકી પુત્રી હતી. જેમી સાથે દીનાનું કાજ તુટી ગયું, પછી જહાંગીર તેને પોતાની મહેરદાર બનાવવાનો ઇરાદો રાખતો હતો.

જહાંગીરે દીના ઉપર તથા દીનાના પિતા ઉપર પણ પહેલ્લાં પોતાને માટે ઘણો સાર છાપ પાડયો હતો. દીનાના પિતા જહાંગીરને દીના સાથે પરણાવવાના હતા, પણ સુંદરાબાઇને ત્યાંના બનાવથી શેઠ દોરાબજી દેશાઇએ જહાંગીર સાથે સંબંધ તોડી નાખ્યો હતો.

શેઠ દોરાબજી દેશાઇ જહાંગીરનો ગમે તેવો પણ બોયકોટ કરે, છતાં પણ જહાંગીર કાંઇ દોરાબજી દેશાઇ અને દીનાનો પીછો મુકે ખરો કે? કદી નહિ. જહાંગીર તો દીનાને પોતાની સોનેરી જાળમાં ફસાવવા ઇંતેજાર હતો. એ ટક શોધતો હતો; અને મળી પણ ખરી.

× × ×

દીના હાલમાં મહાબળેશ્વર આવીને રહી હતી. દીનાની સાથે એક બુઢ્ઢી પારસી બાનુ નોકર તરીકે રહી હતી. જહાંગીર આ સમયનો લાભ લઇને મહાબળેશ્વરમાં દીનાના બંગલાની પાસેજ એક બંગલો આડે રાખી રહ્યો. દીના જહાંગીર સાથે પહેલાં બોલતી નહિ પણ મીઠા જહાંગીરે દીનાને બનાવી, અને સુંદરાબાઇના ઘરની મુલાકાત માટે દીનાને કહ્યું કે "હું કાંઇ સુંદરાબાઇને ત્યાં ગયેલો નહિ. હું અંદેરી રહેતો હતો, અને તે દિવસે મુંબઇ સીનેમામાંથી

પાછા ફરતાં ખારના રસ્તા ઉપર આગના ભડકા જોઇને હું તો મદદ કરવા ગયો, પણ ખાલી બદલામ થયો."

જહાંગીરે આવો ગપગોળો મુકી દીનાને બનાવી. જ્યારે દીનાએ પોતાના પપ્પાને જહાંગીર સાથે પરણવાની ઇચ્છા બતાવી, ત્યારે દીનાના પપ્પાએ તો સાફ નાજ કહ્યું.

દીનાએ પોતાના પિતાની હરૂસે પણ જહાંગીર સાથે સંબંધ રાખ્યો. છુપો સંબંધ રાખતાં તે "પ્રેગનન્ટ" થઇ ગઇ. મી. દોરાબજી દેશાઇને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તેઓ બહુજ દીલગીર થયા. પોતાની આબરૂથી ડરી જઇને દોરાબજી શેઠે પોતાની દીકરીને જહાંગીર જેવા "રમતા-પંચી" સાથે પણ પરણાવી.

સમયનો લાભ લેતાં જહાંગીરને બરાબર આવડતો હતો. તેને પોતાના સસરા પાસેથી લગ્ન પ્રસંગે દોઢથી બે લાખ રૂ. કઢાવ્યા. શેઠ દોરાબજી તો દીનાનું ભવિષ્ય સમજીજ ગયા હતા, પણ કરે શું? તેઓ તો પોતાની આબરૂથીજ બીતા હતા.

પરણ્યા પછી જહાંગીરે દીનાને ખુબ સતાવવા માંડી. જહાંગીર તો સબ બંદરનો વેપારી હતો. રેશ, શેર અને સટ્ટાનો તો તે શોખીન હતો, એટલે પૈસાની તો જરૂરજ પડે. રેશ, શેર અને સટ્ટામાં તેને પોતાના સસરા તરફથી મળેલા લગભગ દોઢથી બે લાખ રૂ. ખોઇ દીધા હતા. દીનાની તમામ જનસો તેને વેચી નાખી હતી. પોતાનો વાંદરાનો હીલ રોડનો બંગલો પણ "મોરટગેજ" મુકેલો હતો. રેશ, શેર સટ્ટામાં હારી આવીને તે શરાબ પીતો હતો, અને

દીનાને માર મારીને શેઠ દોરાબજી દેસાઇ પાસેથી તે દીનાને પૈસા લાવવા કહેતો હતો.

બિચારી દીનાનું પોઝીશન હાલમાં સુરી વચ્ચે સોપારી જેવુંજ હતું. એક તો દીના ઉપર દીનાના પપ્પાનું પણ હવે પહેલ્લે જેવું હેત નહિ હતું. બીજી બાજુથી જહાંગીર દીનાના દેખતાં એંગ્લો ઇંડયન લેડીશોને ઘરમાં લાવે. તે લોકો સાથે હસે, બોલે અને પ્યાનો વગાડે. પોતાની નજર સામું પોતાનો ખાવિંદ પારકી સ્ત્રીઓ સાથે હસી બોલી મોજ કરે, તે "બિચારી દીના" થી કેમ જોઇ શકાય?

દીના પોતાની ભુલને માટે હવે ખુબ પસ્તાતી હતી, પણ હવે તેનો ઉપાય શું હોઇ શકે? તે બિચારીનો સંસાર તદનજ દુઃખી હતો. જહાંગીર તો દીનાને ખુબ માર મારીને નોકરડીની માફકજ ગણતો હતો. અરે! લક્ષાપતિ બાપની બેટીએ પોતાના પિતાની હરસે પણ જહાંગીર જેવા બદમાસ સાથે સંબંધ રાખ્યો, તેનુંજ આ પરિણામ હતું. માતપિતા અને વડીલોની શીખામણો જે જવાનો નહિ માને, તો અંતે દુઃખીજ થવું પડે છે. માતપિતા કે વડીલોની શિખામણ પહેલ્લે કડવી ઝેર જેવી લાગે છે, પણ પાછળથી તો તે ઘણી લાભકારકજ હોય છે.

× × ×

દીનાને જહાંગીર સાથે પરણ્યાને આશરે સાત વર્ષ થઇ ગયાં હશે. આપણે જોયું તેમ દીનાનો સંસાર ઘણેજ દુઃખી હતો. જહાંગીર તો દીનાને ખુલ્લી રીતે હવે કહેતો કે "હું તો બદમાસ,

જુગારી અને દારૂડીયો છું." દીનાના પિતા દીનાને જહાંગીરની હરૂસે મદદ કરતા હતા. જહાંગીર તો હાલમાં એટલો બધો કડકો થઇ ગયો હતો કે તે ઘરમાંનું અનાજ પણ તે વેચી નાખતો હતો, અને દીનાને તથા પોતાના ગુલાબ જેવાં બચ્ચાંઓને ભુખે પણ મારતો હતો.

જહાંગીરને હાલમાં ત્રણ છોકરાં હતાં. બે છોકરીઓ અને એક છોકરો હતો. જહાંગીરની મોટી દીકરી શેહેરાં નામની હતી. શેહેરાંની ઉમર આશરે પાંચ વર્ષની હતી. આ નિર્દોષ બચ્ચું ખે જેવા કાટીલ રોગની જાળમાં ફસી ગયું હતું. શેહેરાં ખેથી પીડાતી હતી, તેથી તેના શરીર ઉપર ફકત હાડકું અને ચામડુંજ હતું. આ નિર્દોષ બાળક હાલમાં બિછાના ઉપરજ હતું. તેને બહુ ઠાંસો થતો હતો, અને છાતીબી એવી દુઃખતી કે આ બિચારૂં નિર્દોષ બાળક પોક મુકીને રડતું હતું. બિચારી દીના પોતાની આ દીકરી પાસે બેસી રહેતી હતી, અને પૈસા વગર કેમ ઇલાજો કરવા તે માટેજ વિચારો કરતી હતી. જહાંગીર તો શેહેરાંને ઝાંખીને જોતો પણ નહિ હતો.

× × ×

રાતના ૯॥ નો ટકોરો ઘડીયાલમાં વાગ્યો હતો. બિચારી શેહેરાંની તબિયેત ખુબ બગડી હતી. તેને ઠાંસો પુષ્કળ થતો હતો. આ બિચારૂં બચ્ચું તાસવીસ કરતું હતું. દીના રડીતતરીને પોતાની દીકરી શેહેરાંને પેટમાં દાબે, અને ખુબ રડે. શેહેરાંના કોચ પાસે દીનાનો શાવક નામનો ત્રણ વર્ષનો બાબો ઉભો રહીને પોતાની દુઃખી બ્હેનને જોઇને રડતો હતો. દીનાની ન્હાની છોકરી કે જેનું

નામ શીરીન હતું, તેની ઉમર હાલમાં ચાર વર્ષની હતી. તે નિર્દોષ બાળક પોતાની ખાટલે પડેલી બ્હેન માટે પાણી લાવે, અને અહીંતહીં ફેરો આંટી ખાય. દીના અને દીનાના આ બે ગુલાબ જેવાં બચ્ચાંઓ–શીરીન અને શાવક–શેહેરાંનું દુઃખ જોઇને ખુબ રડતાં. અરે ! કસાઇને પણ દયા આવે, તેવો અહીંનો દેખાવ હતો.

જ્યારે પોતાની ધણીયાણી દીના અને ગુલાબ જેવાં બચ્ચાંઓ દુઃખથી બેજાર થતાં હતાં. ત્યારે જહાંગીર શું કરતો હતો ? જહાંગીર તો પાસેના ઓરડામાં એક યુરોપીયન ગર્લ ફ્રેન્ડ પાસે બેસી પ્યાનો વગાડતો, અને શરાબ પીને તેને પણ પાતો હતો.

દીનાના છોકરાંઓ પણ ભુખ્યાં હતાં, અને છોકરાંઓ માતા પાસે ખાવાનું માંગે, ત્યારે બિચારી દીના રડે અને જહાંગીરને અરજ કરે. અરે ! દીનાની કાંઇ જહાંગીર અરજ સમજે ખરો કે ? આ જહાંગીર તો દીના અને છોકરાંઓની અરજના જવાબમાં તેમના ઉપર લાત અને મુક્કીઓના વરસાદ વરસાવે.

× × ×

ફેરો આંટો ખાતી દીનાની છોકરી શીરીન ભુખે ભુખે કંટાળી ગઇ, અને તેને પોતાની મંમાં દીના પાસે ખાવાનું માગ્યું.

"મંમાં, મંમાં, મ્હારાથી તો હવે ભુખે પેટે કાંઇ કામ થતું નથી જો. મને તો ભુખ બહુ લાગી છે જો." શીરીને દીનાને કહ્યું.

"મંમાં, તમે તો હવે મને દુધને ધંડાંબી પાવાનું બંધ કીધું. અરે મંમાં ! મને તો પાછું છાતીમાં બહુ દુઃખે છે."

દીનાથી પોતાના બચ્ચાંઓનું દુઃખ સમજી મોટેથી રડાઇ ગયું. તે બિચારીએ પોતાના બચ્ચાંઓને પેટમાં દાબ્યાં, અને ચીસ પાડી રડી પડી, કે "મ્હારાં બચ્ચાંઓ! હું શું કરી મરૂં? ત્હમારા પપ્પા તો ઘેરમાંનું અનાજ બી વેચી નાખી ત્હમુને ભુખે મારે છે."

પોતાની માતાને આવી રીતે રડતાં જોઇને આ નિર્દોષ બચ્ચાંઓ બી પુષ્કળ રડયાં. દીના અને દીનાના બચ્ચાંઓની આંખોમાંથી પાણીના રેલા ચાલવા માંડયા, પણ પેલા જહાંગીર ઉપર કાંઇ અસર થઇ ખરી કે? અરે! જહાંગીર તો ખુશખુશાલ બીજા ઓરડામાં પોતાની યુરોપીયન ગર્લ ફ્રેન્ડ સાથે પ્યાનો વગાડી શરાબ પીતો હતો.

"મંમાં, પપ્પા બહુજ ખરાબ છે. હું મોટો થઇને ત્હમુને સુખીજ કરશ." બાબા શાવકે દીનાને કહ્યું.

"મંમાં, મ્હારી છાતીમાં પાછું બહુ દુઃખે છે. અરે! કાંઇ તો ઇલાજ કરો. અરે! મને તમે પહેલ્લાં કોડલીવર ઓઇલ પાતાં હતાં, ત્યારે મને મજેવું લાગતું હતું. અરે! હવે તો મને આએ દુનિયા ઝેર જેવી લાગે છે." શેહેરાંએ ખુબ રડતાં અને હાંફતાં દીનાને કહ્યું.

દીના પોતાની આ દુઃખી દીકરીને ભેટી પડી, અને ડુસ્કે ડુસ્કે રડવા લાગી.

"મંમાં, કાલે તો દાલ ને રોટલીબી ખવારી, ને આજે શું તેબી નથી કે?" શીરીન વચમાં બોલી ઉઠી.

"શીરીન, બપોરે તેં ચણા ખાધા છે તેથી હવે તું પાણી પીને સુઇ જા." બાબા શાવકે શીરીનને કહ્યું.

"અરે ! મને તો બહુ ભુખ લાગી છે. અરે ! પપ્પાને દારૂ પીવાના પૈસા મળે છે, અને હમુને ખવારવાનાજ પૈસા નથી મળતા કે ?"

"શીરીન, મુગી રહે. પપ્પા સમજશે તો તુંને અને બિચારાં મંમાંને પણ મારશે." શાવકે શીરીનને શિખામણ આપી.

"અરે ! મુંગા રહી મરો. હમુ લોકોને કહાંથી ખાવાનું આપી મરૂં ? અરે ! મ્હારી દીકરી શેહેરાં દુઃખે દુઃખે બેમાર થઇ ગઇ છે, અને મરવા સુતી છે રે." દીનાથી ચીસ પાડીને રડાઇ ગયું.

શેહેરાંની છાતીમાં વધારે દુઃખવા લાગ્યું. દીના ગભરાઇ ગઇ. તે બિચારી શું ઇલાજો ઉપાયો કરે ? અરે ! તે બિચારી પોક મુકીને રડવા લાગી. પોતાની દીકરી શેહેરાંનું માથું પોતાના ખોળામાં મુકીને તે રડે. શાવક અને શીરીનબી ગભરાઇ ગયાં, અને આંખમાં પાણીના રેલા સાથે પોતાની દુઃખી બેન સામું ટગર ટગર જોયા કરે. આ દયાજનક દેખાવ જોઇને કસાઇને પણ દયા આવે.

"જહાંગીર, જહાગીર, જરાક તો દયા ખાઓ અરે જહાંગીર ! મ્હારી દીકરી મરવા સુતી છે તેના કાંઇ ઇલાજ ઉપાય તો કરાવો. અરે ! હવે હમુને વધારે ના સતાવો." દીનાથી મોટેથી ચીસ પાડીને રડાઇ ગયું.

વ્હાલા વાંચક ! આપણે સાંભળ્યું છે કે "જેને મુકી લાજ તેનું ન્હાનું સરખું રાજ." જહાંગીર જેવા બદમાસને દીનાના કકળાટ અને આજીજીની કાંઇ અસર થઇ ખરી કે ? અરે ! આ બદમાસને સ્હેજબી લાગણી હોય તો તે પોતાની ખાટલે પડેલી દીકરીના ઇલા-

જો ઉપાયો કરાવેને ! ભલાજો ઉપાયો કરાવવાને બદલે તો તેને ક્રોધ આવ્યો. ગુસ્સામાં આવવાનું કારણ એટલુંજ કે દીનાની આવી ચીસો અને બુમોથી તેની મોજમાં ભંગાણ પડયું. મોજમાં ભંગાણ પડે એટલે જહાંગીર જેવા તો હાથમાં ચાબુકજ લે. તેને પણ તેમજ કર્યું. હાથમાં ચાબુક લઇને પોતાની બૈરી છોકરાંના ઓરડામાં તે આવ્યો.

જહાંગીરે તો અહીંનો દેખાવ જોઇને પોતાની બૈરી છોકરાંઓના દુઃખમાં હમદર્દ થવું જોઇતું હતું. અરે ! જહાંગીર જેવો દારૂડીયો, જુગારી અને સંપૂર્ણ બદમાસ હમદર્દ થઇ શકે ખરો કે ? આ બદમાસે તો પોતાની ધણીયાણી અને છોકરાંઓ ઉપર ચાબુકના ફટકાના વરસાદ વરસાવવા માંડયા.

"બદમાસ, લુચ્ચી કુતરી, હલકત, ત્હારાં બચ્ચાંઓનેબી શીખવીને મને શું તું ખરાબ લગાડી મરે છે ? મરી જા, તુંબી મરી જા, અને ત્હારાં છોકરાંઓબી મરી જાએ તેની મને હવે પરવાજ નથી."

"ઓ જહાંગીર ! શું કરવા મારો છો ? અરે ! મ્હારો અવતાર તો તમે ધુળ કીધો. અરે ! મ્હારાં છોકરાંઓ ભુખે મરે, મરવા પડે ને તે છતાંબી તમે યુરોપીયન ગર્લ ફ્રેન્ડસો સાથે બેસીને પ્યાનો વગાડી દારૂ પીઓ કે ?"

દીનાના આવા શબ્દોથી જહાંગીરે દીનાનુ ગળું પકડીને ભીંતમાં દાબી દીધું. શરાબમાં ચકચુર બનેલો દીનાનો ખાવિંદ દીનાને લાત અને મુકકીજ મારવા લાગ્યો. પોતાની મંમાને આવી ખરાબ રીતે દુઃખી થતાં જોઇને દીનાના છોકરાંઓએ



પોતાની ધણીઆણી અને છોકરાંઓ ઉપર ચાબુકના ફટકાના
વરસાદ વરસાદવા માંડયા.

[ પા. ૧૫૪ ]

કકળાટ અને રડારોડથી ઘર ગજાવી મુકયું. આવો કકળાટ, ગભરાટ અને રડારોડ જોઇને જહાંગીરની પેલી ગર્લ ફ્રેન્ડ પણ જહાંગીરના ઘરમાંથી ગભરાઇને ચાલી ગઇ.

જહાંગીરના ક્રોધ માટે તો હવે પુછવુંજ શું? દીનાને કેટલોક વખત તેને ભીંતમાં દબાવી દીધી અને પછી લાત મારીને જમીન ઉપર પાડી નાખી. દીનાને માથામાંથી પણ હવે લોહી નીકળવા માંડયું. દીનાના છોકરાંઓ કકલાત કરીને જહાંગીરને અરજ કરે. અરે! પણ શરાબમાં મસ્ત બનેલો બાપ પોતાના ગુલાબ જેવાં બચ્ચાંઓની અરજ સાંભળેજ શાનો?

"અરે! પપ્પા! શું કરો છો? બિચારા મંમાં મરી જશે." અરે! મંમાને લોહી બી નીકળે છે. પપ્પા, હમુને હવે ના સતાવો. શીરીને ચીસ પાડીને જહાંગીરને કહ્યું.

"ઓ ખુદા! હું શું કરૂં? મ્હારી છાતીમાં બહુ દુઃખે છે. પપ્પા, ગરીબ દીકરી શેહેરાંની જરાક તો દયા ખાઓ. મ્હારા ઇલાજો કરાવો. ડોકતરને બોલાવો. હું તમુને પગે પડીને અરજ કરૂં છું કે મ્હારાં દુઃખી મંમાને હવે ના સતાવો." માંદી અને દુઃખી શેહેરાંએ પોતાના પપ્પાને બે હાથ જોડી અરજ કરતાં કહ્યું.

"પપ્પા, પપ્પા, મંમાં મરી જશે તો હું શુ કરશ? મંમાને લોહી નીકળે છે. ડોકટરને બોલાવો." દીનાને વળગી પડી શાવક બાબો જહાંગીરને કહેવા લાગ્યો.

વ્હાલા વાંચક! પોતાના છોકરાંઓની અરજનો આ કસાઇ બાપે શું જવાબ આપ્યો? તેને પોતાના ગુલાબ જેવાં બચ્ચાંઓને પણ

ચાબુક અને લાત મુક્કાથી માર્યાં, અને ખુબ ગાળો દીધી. આ પીધેલો જહાંગીર પોતાની બૈરી છોકરાંઓને ખુબ મારીને બીજા ઓરડામાં જઇને સુઇ ગયો.

દીના અને દીનાના છોકરાંઓ પણ રડી તતરીને ભુખ્યાં સુતાં.

× × × ×

રાતના અગીયાર વાગ્યા હશે. આસમાન ઉપર તારાઓ પણ દેખાતા ન હતા, કારણ કે રાત અંધારી હતી. દીનાની દીકરી શેહેરાંની છાતી ખુબ દુઃખવા લાગી, અને તબિયતમાં વધારે બગાડો થવા લાગ્યો. શેહેરાં તાસવીસ કરતી હતી. દીના અને દીનાના છોકરાંઓ ગભરાઇને શેહેરાં સામું જોઇને રડતાં હતાં. દીના શેહેરાંની મંમાં હતી, એટલે કુદરતીજ શેહેરાંનું દુઃખ જોઇને દીનાને ખુબ લાગી આવતું હતું. અરે! પણ તે કરે શું? દીનાનો ભરથાર ભુંડો હતો, એટલે શેહેરાંના ઇલાજો ઉપાયો પણ થતા હતા નહિ. શેહેરાંએ તો બૂમો પાડીને રડવા માંડયું.

"મંમાં, મંમાં, હવે હું શું કરૂં? મ્હારી છાતીમાં પાછું બહુ દુઃખ થાય છે. અરે! ડોકતરને બોલાવી મ્હારા ઇલાજો કરાવો. ઓ ખુદા! તું શું કરવા મને હજુબી દુઃખ દે છે!"

"દીકરી શેહેરાં, હિમ્મત રાખ. ખુદા સારૂંજ કરશે." દીનાએ રડતાં રડતાં શેહેરાંને દિલાસો આપ્યો.

"અરે મંમાં! મને ના બનાવો. અરે! ડોકતરને બોલાવો. અરે! તમે મંમાં પપ્પા થઇને મ્હારા ઇલાજો નથી કરાવતાં." શેહેરાંએ ફુરકે

ડુસ્કે રડતાં રડતાં દીનાને કહ્યું. દીનાને આ સમયે કોઇ છાતીમાં તીર મારતું હોય તેવું થવા લાગ્યું, પણ તેને પોતાની દીકરીને પેટમાં દાબીને હિમ્મત આપતાં કહ્યું.

"દીકરા, હમણા ડોકતર આવશે. તું બહુ બોલ ના. નિરાંતે સુઇ જા. ખુદા તુંને સારૂંજ કરશે."

"અરે! હું કેમ સુઇ મરૂં? મ્હારી છાતીમાં બહુ દુઃખી મરે છે? અરે! ખુદાએ શું બધું દુઃખ મ્હારેજ વાસ્તે રાખ્યું છે કે?"

દીના ખુબ રડતી રડતી બ્હાર ગઇ અને રામાને ડોકતરને બોલાવી લાવવા કહ્યું.

વ્હાલા વાંચક! આ વખતે રામાએ દીનાને શું જવાબ આપ્યો? અરે! રામાએ તો દીનાને કહ્યું કે "હું તો જહાંગીરજી શેઠનો નોકર છું. મને જહાંગીરજી શેઠે તમારૂં કોઇ પણ કામ કરવા સાફ ના કહ્યું છે."

રામાના આવા કઢંગા જવાબથી દીનાની છાતી ચીરાઇ જવા લાગી. તે ખુબ રડી, અને પોતાની "એકજ ભુલ"ને માટે પસ્તાવો કરવા લાગી. "અરે! જહાંગીર જેવા બદમાસ સાથે પરણીને મેં મ્હારી જીંદગી શા માટે ધુળ કરી?" એવોજ સવાલ તે પોતાના અંતઃકરણને પુછવા લાગી. અરે! ખુદા સિવાય દીનાની દયા ખાનાર બીજું કોઇ પણ હાલમાં હતું કે?

વ્હાલા વાંચક! હીરા–માણેક ખાનદાનનો ભલો મુસલમાન નોકર કાસમ તો હતોજ. કાસમ હાલમાં જહાંગીર જહાંબોરડીવાલાના એક

પાડોશીના ઘરમાં ઇશ્વરીસિંહ નામનું રજપુત નામ ધારણ કરીને નોકરી કરતો હતો. કાસમની મુખ્ય મકસદ એ હતી કે તે જહાંગીર જહાંબોરડીવાલા ઉપર દેખરેખ રાખવા માંગતો હતો. જહાંગીર જેમીને ક્યાં ક્યાં લઇ જાએ છે, અને જેમી માટે જેબી કાંઇ સોનેરી–જાળ બિછાવે, તે આફતમાંથી પોતાના શેઠના દીકરાને બચાવવા આ ભલો મુસલમાન નોકર ઇશ્વરીસિંહનું નામ ધારણ કરીને નોકરી કરતો હતો.

રામાએ દીનાને જે જવાબ આપ્યો, તે જવાબથી કાસમને ખુબ લાગ્યું, અને રામાને સભ્યતાના પાઠો શીખવવાનું પણ તેને ત્યાંજ મન થયું. જો તે રામાને રોકડું પરખાવે, તો બધું ખુલ્લું થઇ જાએ, તેથી તે શાંત રહ્યો, અને ગુપચુપ જઇને તે ડાકતરને બોલાવી લાવ્યો. ડાકતર સાથે કાસમ જહાંગીરના બંગલામાં આવ્યો.

"દીનાબાઇ, હું ડાકતરને લાવ્યો છું." કાસમે દીનાને કહ્યું.

"ભાઈ માફ કરજો, પણ તમે કેમ જાણ્યું કે મ્હારી દીકરી શીક છે?"

"તમે રામાને ડાકતરને બોલાવી લાવવા કહ્યું તેથી."

"ભાઇ, ત્હમારો હું આભાર માનું છું."

ડાકતરે શેહેરાંને તપાસી, અને મોઢું મલકાવી નાખ્યું. કાસમ તો સમજી ગયો કે રૂપ્યો ખોટો છે.

"ડાકતર, કેસ કેવો છે?" દીનાએ ગભરાઇને ડાકતરને પુછ્યું.

"કંઇ કહેવાયે નહિ, પણ ધારતી જેવું નથી." ડાકતરે દીનાને સ્હેજ ધીરજ આપતાં કહ્યું.

ઘરમાં ડૉકતર આવ્યા હતા, છતાં પણ જહાંગીર તો બીજા ઓરડામાં ઉંઘતોજ હતો. તેને કોઇપણ જાતની પરવા નહિ હતી. ડૉકતર અને કાસમ શેહેરાંને હિમ્મત આપતા હતા, પણ શેહેરાંને છાતીમાં પાછું ઘણું દરદ થવા લાગ્યું.

"મંમાં, મંમા, હવે તો હું મરીજ જવશ. ઓ ખુદા! શું કરૂં?" શેહેરાંએ ચીસ પાડીને દીનાને કહ્યું.

"અરે! મરી જાઉંની બધી ત્હારા પરથી. દીકરી શેહેરાં, શું કરૂં? હું કહાં મરૂં? અરે! જરાક તો ત્હારી દુઃખી મંમાંની દયા ખા."

"અરે! દયા કેમ ખાઉં? પહેલ્લાં તો તમે મ્હારા ઉપાયો નહિ કરાવ્યા, તેથીજ મ્હારૂં દુઃખ હવે વધી ગયું."

"બરાબર છે દીકરી મ્હારી. અરે! ત્હારા પપ્પાને દારૂ પીવાના પૈસા મળતા હતા, અને ઇલાજો કરવાના પૈસા નહિ મળ્યા. અરે! શું કરૂં? શેહેરાં, શેહેરાં, ત્હારી દુઃખી મંમાંને હવે વધારે ના સતાવ."

"ઓ મંમાં! મને શું કાંઇ ત્હમુને સતાવવા ગમે છે કે? અરે! હવે તમે ડૉકતરને ફી કેમ આપશો?"

"દીકરા, મને મ્હારી ફી જોઇતી નથી. તું નિરાંતે સુઇ રહે." ડૉકતરે શેહેરાંના દીલ ઉપર પ્યારથી હાથ ફેરવતાં કહ્યું.

"ઓ! શું કરૂં? અરે! ઓ! ઓ! ઓ! મંમાં! મંમાં! ખુદા! ખુદા! શું કરૂં?" કરી શેહેરાં બેભાન થઇ ગઇ, અને આ દુનિયાને છેલ્લી સલામ કરી ગઇ.

શેહેરાંના ગુજરી જવાથી દીનાના દુઃખનો છેડોજ હતો નહિ. પોતાની દીકરીની લાસ ઉપર આ દુઃખી માતા માહીતમ પાડવા લાગી. તે ફસડાઇ પડી. દીલમાંના કપડાં ફાડી નાખ્યા. દીના તો દીવાની જેવી થઇ ગઇ. દીનાની ચીસો અને બૂમોથી આજુબાજુના પાડોશીઓ એકઠાં થઇ ગયાં. જહાંગીર પણ ઉઠી ગયો. તે તો શરાબમાં ચકચુર હતો. શરાબની મસ્તીમાં તે દીનાને મારવા જવા લાગ્યો.

કાસમ તથા બીજા પારસીઓ જહાંગીરને પકડીને બીજા ઓરડામાં લઇ ગયા. જહાંગીર શરાબની મસ્તીમાં બધાંને ગાળો દેવા લાગ્યો. કાસમે જહાંગીરનું ગળું પકડીને કહ્યું કે—

"ઓ બદમાસ! જો તેં દીના માયના શરીરને હાથ લગાડયો છે તો હું તુને મ્હારા ખર્ચે જેલ જાત્રા મોકલીશ."

જહાંગીરના ઘરમાં એકઠા થયેલા પારસીઓ કાસમને કંઇ ઓળખતા હતા નહિ. તેને બધા રજપુત સમજતા હતા. એક પારસીએ ઇંતેજારીથી કાસમને પુછ્યું કે "ભાઇ, તમે કોણ છો ?"

કાસમ જાહેર થઇ ગયો અને જવાબ આપ્યો કે "હું મરહુમ શેઠ રૂસ્તમજી હીરા—માણેકનો નોકર કાસમ છું. રૂસ્તમજી શેઠનું મેં નીમક ખાધું છે, અને આ બદમાસ જહાંગીર જહાંબોરડીવાલો મ્હારા શેઠના દીકરા જેમીભાઇને પણ બગાડે છે. આ જહાંગીર ઉપર દેખરેખ રાખવા, તથા મ્હારા શેઠના દીકરા જેમી ભાઇને બચાવવા હું અહીં પાસેના ફરનાન્ડીઝ સાહેબને ત્યાં ઇશ્વરીસિંહનું રજપુત નામ ધારણ કરીને નોકરી કરૂં છું."

બધા પારસીઓ તો આ સાંભળી અજબ થઇ ગયા, અને કેટલાકો કાસમને શાબાશી પણ ત્યાંજ આપવા લાગ્યા.

આ વખતે જહાંગીરનો મિજાજ બરખેલાફ થઇ ગયો, અને તેને કાસમને એક તમાચો પણ ખેંચી કાઢયો. કેટલાક પારસીઓએ જહાંગીરને એક ઓરડામાં પુરી દીધો, અને કાસમ બંગલાની બ્હાર દીલગીર થતાં નીકળી ગયો.

× × × ×

રાતના અઢી વાગ્યા હશે. દીના પોતાની મુવેલી દીકરી શેહેરાં ઉપર માહીતમ પાડતી હતી. બાઓ શાવક અને શીરીન પણ પોતાની ગુજરી ગયેલી બ્હેનને જોઇને પોક મુકીને રડતાં હતાં. કેટલાંક ભલાં જરથોસ્તી પાડોશીઓ દીનાની પાસે બેસીને દીલાસો આપતાં હતાં. આ વખતે ઇંડોરથી ટેલીગ્રામ આવ્યો. "દીનાના પિતા શેઠ દોરાબજી દેશાઇ ઇંડોરમાં ગુજરી ગયા, અને ગેહસારવાની ક્રીયા સાંજના છે." એવું તારમાં લખેલું હતું.

દીના તો પોતાના પિતાના મરણના સમાચાર સાંભળીને બેશુદ્ધજ થઇ ગઇ. અહીં બેથી ત્રણ ડોકતરો ભેગા થઇ ગયા. બ્હારના ભલા જરથોસ્તીઓ દીનાની માવજત કરતા હતા. દીનાના બે છોકરાંઓ પોતાની માતાની હાલત જોઇને ડુસ્કે ડુસ્કે રડતાં હતાં. મહામુશ્કેલીએ દીના હુશ્યારીમાં આવી.

દીનાના ઉપર તો આજે દુઃખનાજ ડુંગરો તૂટી પડતા હતા. "બિચારી દીના" ની હાલત જોઇને સૌ કોઇના પેટમાં ચુંઠાઇ આવે, પણ કરે શું ? ખુદાની ઇચ્છાને સર્વેને તાબે થવાનું છે.

# પ્રકરણ ૧૪ મું.

## "જરબાનુ કે ઝેહેરબાનુ ?"

તેહમીના કોટેજમાં પડતીની નિશાનીના અનેક ચિન્હો જણાતાં હતાં. તેહમીના જેવી બાનુ પણ જરની સોનેરી જાળમાં ફસાઇ ગઇ હતી. તેહમીના તો હાલમાં જર ઉપર કુરબાન હતાં. તેહમીનાએ જરનેજ પોતાના ખાવિંદ મરહુમ રૂસ્તમની ઓફીશનો પણ તમામ કારોબાર હાલમાં સોંપ્યો હતો. જરજ હાલમાં પોતાના સસરાની ઓફીશ પણ ચલાવતી હતી. સુંદરાબાઇ ગાનારીને ત્યાં જવાથી જેમીનું તો સન્માનજ ગયું હતું. તેહમીના અને જર જેમી ઉપર સખ્ખત ચોકી પહેરો હાલમાં રાખતાં હતાં. મીઠ્ઠી જર વીલી, શ્રીતી અને રતી વિરૂધ્ધ પણ તેહમીનાના કાનમાં ધીમું ઝેર નાખતી હતી. આ કારણને લીધે તેહમીનાને પોતાની લાડકી દીકરીઓ સાથે પણ ઘરમાં ઝઘડા થતા હતા. વીલી, શ્રીતી અને રતી તો બાળપણથીજ લક્ષ્મીના લાડમાં ઉછરેલીઓ હતી, એટલે જર જેવી મક્કરબાજ બાનુને ક્યાંથી તેઓ ઓળખી શકે ?

મહાબળેશ્વરમાં નરીમાને જે તોફાન કર્યું, તે સમયનો તો જરે બરાબરજ લાભ લીધો હતો. નરીમાન અને તેહમીનાને તો મોહું જોવાનો પણ હાલમાં વ્હેવ્હાર નહિ હતો. વીલીની સ્થિતિ પણ ઘણીજ કફોડી થઇ ગઇ હતી. વીલીને પણ પોતાના મંમાં સાથે નરીમાનને માટે ઝગડો થતો હતો. તેહમીનાના અપમાનો અને

ક્રોધથી વીલી અંતે કંટાળી ગઇ. તે મુંબાઇમાં પોતાના ખાવિંદ નરીમાન સાથે જુદી રહેવા લાગી. નરીમાન તો પૈસા બગાડી, કરજો કરી વીલીને અનેક રીતે સતાવતો હતો.

વીલીની બ્હેનો રતી અને શ્રીતી વીલીની સાઇડ લઇને તેહમીના સાથે તકરાર કરતી હતી. આ તકરારનું પરિણામ એ આવ્યું કે શ્રીતી અને રતી પણ તેહમીનાથી દુર થઇ ગયાં, અને થોડોક વખત માટે દેહણુંમાં ભાડેનો બંગલો રાખીને રહ્યાં હતાં. આ લોકો એમ દેહણુંમાં રહેતાં, તે વખતે તેહમીનાને "ઇન્ફ્લુઅનઝા" થયો. જરે વીલી, શ્રીતી કે રતીને તેહમીનાની તબિયત માટે કાંઇપણ ખબર નહિ આપી. જરે તેહમીનાની બહુજ માવજત કરી અને પછી તે તેહમીનાના કાનમાં ધીમું ઝેર રેડવા લાગી કે "મેં તો વીલી, શ્રીતી અને રતીને ખબર આપેલી. એ લોકોજ નહિ આવ્યાં." તેહમીનાને હવે પોતાની દીકરીઓ માટે ધીક્કાર ઉત્પન્ન થવા લાગ્યો. જર તો તેમની નજરમાં હવે ઘણીજ ભલી અને ડાહી દેખાવા લાગી. મીઠી જરે તેહમીનાને બનાવીને ઓફીસમાં અને બીજે ઠેકાણે પણ સહી કરવાનો "પાવર ઓફ એટરની" તેહમીના પાસેથી લઇ લીધો. તેહમીનાને એક જોશીએ પણ કહ્યું હતું કે "આ તો ત્હમારૂં છેલ્લુંજ વર્ષ છે." તેહમીનાએ જોશી ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને રૂસ્તમ હીરા-માણેકની તમામ માલમિલકત જેમી-જરના નામ ઉપર પણ ચઢાવી આપી શ્રીતી રતીને રખડાવી. આ બધું જરનાજ કાવતરાંને આભારી હતું.

× × × ×

આપણે જોયું છે કે તેહમીના સ્વાર્થી, અદેખી અને વેરની વસુલાત કરે તેવી એક ચબરાક બાનુ હતી. અરે! ફરેબથી ફીરેસ્તો પણ ફરે. તેહમીના ગમે તેવી મતલબી હશે, પણ આજને કાલ તેણે તેને પોતાના હાથપગ બાંધી દીધા હતા.

અરે! જો તેહમીના શાંતિથી વિચાર કરતે કે પીચ ફુળને ફુગ ચઢે છે ત્યારે તેની સુંદરતા નાશ પામે છે, તેમજ ખોટું ડોળ ઘાલીને કિર્તીવંતમાં ખપવાના ઢોંગ કરનારાની ખરી ખુબી પણ લુંટાઇ જાએ છે. શીતળા કરતાં ઢોંગ એજ ચ્હેરાનો વધારે વેરી છે. સવાલ અને જવાબ એ તાળાં કુંચી મિસાલ છે, માટે ઢોંગી અને સ્વાર્થીઓના સવાલ જવાબ ઉપર બરાબર વિચાર કરવો જોઇએ. અરે! તેહમીના જેવી એક બાનુ આજકાલ કયાંથી એ બધું સમજી શકે?

× × × ×

જેમીનું તો ઘરમાં કાંઇપણ ચલણુજ હતું નહિ. જેમીએ હાથે કરીનેજ પોતાના નસીબનું નખ્ખોદ વાળ્યું હતું. તેને શરાબ મળતો એટલે તે તો ખુશીજ થઇ જતો હતો. અરે! જેમી જો સમજતે કે "કોઇ પણ પુરૂષ જયારે સંસારને લાયકનો રસ્તો ખોળતો હોય ત્યારે તો તે તેનામાં લાયકાતભર્યું નામ, હુન્નરમંદીનું કામ, અને ધીરતાજ હોવી જોઇએ. દુનિયામાં ઉદ્યોગીને શરમ કેવી? પાપ કરે તે પવિત્ર કેવો? નિર્ધનને સુખ કયાંથી? અકરમીને ઉદ્યોગ શેનો? હુન્નરમંદને દુઃખ બળાપો કેવો?" તો તેની અને તેના કુટુંબની પડતી કોઇપણ દિવસ આવતેજ નહિ. શરાબ, સ્ત્રીઓ અને મોજ મજાહમાં ફસેલા જેમી ભાઇને તો આજ ને કાલ તો કાંઇ પણ પોતાના ભવિષ્યનો વિચારજ હતો નહિ.

જેમી તો તદ્દન બેફીકરી હતો. તેને તો કાંઇ પણ પરવાજ નહિ હતી. જ્યારે જરનો જેમી જેવો ખાવિંદ, ત્યારે શું જર સમયનો લાભ લીધા વગર રહી શકે બી ખરી કે ? અરે ! જર તો પોતાના મનમાં પોતાના સસરાની તમામ માલ મિલકતની એકલી માલેક થવા અનેક યોજનાઓ ઘડતી હતી. જરના મનમાં શું હતું અને જર શું શું યોજનાઓ ઘડતી હતી, તેનો ખ્યાલ તેહમીના અને જેમીને આજકાલ આવી શકેજ કેમ ? જર તો પોતાની મીઠી જબાનથી તે લોકોને પોતાના તરફજ ખેંચતી હતી.

જર આવી અનેક યોજનાઓ ઘડતી હતી. જરે જોયું કે જો જેમી અને તેહમીનાને સળગશે, તોજ તેની ફ-તેહ થશે. જરે જેમીના કાનમાં હવે તેહમીનાની વિરૂદ્ધ પણ ઝેર નાખવા માંડયું. જર જેમીના કાનમાં એવી સીફતથી ઝેર નાખતી હતી કે તેહમીનાને તેની જરાક પણ ખબર પડતી હતી નહિ. જ્યારે તેહમીના અને જેમીને ઝગડો થતો હતો, તે વખતે તો જર તેહમીનાનીજ સાઇડ લેતી હતી. આવી ચાલાકી વાપડી તે તેહમીનાને પોતાની વિરૂદ્ધ જરાક પણ વ્હેમ પડવા દેતી હતી નહિ.

× × × × ×

જર પોતાના ઓરડામાં સુતેલી હતી. જેમી જર પાસે બેઠો હતો. બંન્ને ધણી–ધણીયાણી જ્યારે એમ બેઠાં સુતાં હતાં ત્યારે જરે જેમીના કાનમાં તેહમીનાની વિરૂદ્ધ ધીમું ઝેર નાખવા માંડયું. "ડીયર જેમી, મંમાં બાબાને બહુજ બગાડે છે. આજે તો મંમાએ મને આપણા બાબા માટે ખુબ ધમકાવી."

"શું એમ બાબત છે? અરે! પણ તું મંમાને કહી દે કે મ્હારા બાબાને તમે બગાડો ના."

"અરે! હું શું કહી મરૂં? કંઇ આએ ઘેરમાં મ્હારૂં ચલણુ છે? કુતરી બિલાડીની માફક હું તો છેઉં." જરે રડવાનો ઢોંગ કરીને જેમીને ઉશ્કેરવા માંડયો.

જેમી પીગળી ગયો. આ મક્કરબાજ બાનુના પાખંડો તે નજ સમજ્યો. તે જરને શાંત થવા આજીજી કરવા લાગ્યો. શાંત થવાને બદલે જર તો આંખમાં આંસુ લાવી ડુસ્કે ડુસ્કે વધારે રડવા લાગી. જેમી જરને હવે પગે પડવા લાગ્યો. અરે! મક્કરબાજ જર સ્ત્રી ચરિત્ર કરતી હતી. "ફરે નારી ચાળા તો ફસે મરદ બિચારા." બિચારા જેમીને તે કયાંથી ખબર હોય?

"મને હવે તું ખુદા ખાતર ના સતાવ. અરે! હું તો તુંને પરણીને ખરેખરજ ફસી ગઇ. અરે! મોટા મોટા ઓપીશરોને ના કહી ત્હારા જેવાને પરણીને મેં તો મ્હારૂં ખરેખરેજ ભવિષ્ય બગાડયું!" જરે ડુસ્કે ડુસ્કે રડતાં જેમીને કહ્યું.

"જર, ડીયર જર, તું રડના. મંમાંની હું જરૂરજ ખબર લેવશ. મંમાને હું સાફ કહેવશ કે ત્હમુને મ્હારી જરને કહેવાનો કાંઇ પણ હક નથી."

"અરે! તું શું કહેનાર છે?"

"જર, હું હમણાજ મંમાંના ઓરડામાં જઇને મંમાની ખબર લેઉં છું." જેમીએ ઉશ્કેરાઇને જરને કહ્યું. તેહમીનાના ઓરડામાં

તે જવા તૈયાર થયો. જરે જેમીનો હાથ પકડીને રોકયો, અને શાંત થવા કહ્યું. ત્યાર પછી જર ઉઘાડે પગે તેહમીનાના ઓરડામાં જઇ આવી અને જોયું તો તેહમીના ઉંઘમાં પડેલાં હતાં. તેહમીનાને ઉંઘમાં પડેલાં જોઇને તે પાછી પોતાના ઓરડામાં આવી.

વ્હાલા વાંચક! જયારે જેમી અને જરની વાતચિત ચાલતી હતી, તે વખતે જેમી–જરનો બાબો એહલી જાગતો સુતો હતો. તે ચેંગો મેંગો થઇને પોતાના મંમાં પપ્પાની વાતચિત સમજતો હતો.

× × × × ×

"જર, મ્હારી વ્હાલી જર, તું પાછી દીલગીર કાંય થઇ ગઇ?"

"દુર જા, હવે મને ના સતાવ."

"નહિ નહિ, મ્હારા સમ. બસ મને કહે કે તું શા મા> મુંઝાય છે?"

"મુંઝાઇ નહિ મરૂં તો હું શું કરૂં? આજે જે મેં કહ્યું ‹. તું ત્હારાં મંમાંને કહેશે, અને ત્હારાં મંમાં મને ત્હારી ગેરહાજરીમાં ગાળો દઇને કુતરાંની માફક પાછી ગણુશે."

"ડીયર જર, હું તુંને પ્રોમીશ આપીને કહું છું કે હું મ્હારાં મંમાં પાસે ત્હારૂં નામ કોઇપણ દિવસ કહેવશજ નહિ."

"જોઇશું, કાલે જણાશે કે તુંને મંમાં ઘણી ગમે છે કે ત્હારી કમનસીબ જર ગમે છે." રડતાં રડતાં જરે જેમીને કહ્યું.

"ઓ ડીયર! તું રડ ના. તું તો મને જાનોજીગરથી વ્હાલી છે."

"દુર જા. એવો ખોટો સીપલાટ ના કર" જરે જેમીને ધક્કો મારીને દુર કર્યો."

"ડીયર જર, તું શું કરવા મ્હારી ઉપર ગુસ્સે થાય છે? હું કાલે અને કાલેજ મંમાંને ઘેરમાંથી કાઢી મુકશ."

"અરે જા! તું શું કાઢી મુકનાર છે? બૈરીની દયા ખાનારા તો બીજાજ." કહીને જરે જેમીને ઉશ્કેરવા માંડયો.

"તું જોજે ડીયર કે કાલે મંમાંની કેવી ફજેતી હું કરૂં છું. મંમાં કાલથી આપણા ઘરમાંજ નથી."

"પણ ખુદા ખાતર જેમી તું મ્હારૂં નામ વચમાં ના લાવતો."

"કોઇ દિવસ પણ નહિ લાઉં. તું હવે સુખેથી સુઇ જા."

"સુવું છું પણ જેમી તું મંમાંને એમજ કહેજે કે મ્હારી જર તો તહમારી તાબેદારી કરવાનીજ મને તો રોજ શિખામણ આપે છે. મ્હારી જરની ભલી શિખામણથીજ હું તો તહમારો તાબેદાર છું, પણ તહમો હવે અવધી કરીને મ્હારા બાબાને બગાડો છો, તે હું હવે લઇ ચલાવનાર નથીજ."

"જરૂર, જરૂર ડીયર, હું એમજ મંમાંને કહેવશ." કહી જેમી જરને ભેટયો. જરના પગના આંગળાંઓ તાણ્યાં, અને આ ભરથારે પોતાની મિસિસના પગના તળિયાં ઉપર એક કીસ લીધી. બન્ને ધણી-ધણીયાણી ભેટીને નિંદ્રામાં પડી ગયાં.

# પ્રકરણ ૧૫ મું.

## "ઘર ધણી કોણ ?"

પ્રભાકરે મુંબઇ નગરીને સુવર્ણ કિરણોથી જાગૃત કરી દીધી હતી. સવારની ઠંડી મનુષ્ય અને પ્રાણીઓને પણ આનંદ આપતી હતી. "તેહમીના કોટેજ" માં આજે રોજના જેવો અવાજ અને ઘોંઘાટ ન હતો. જેમી ન્હા નાસ્તો કરીને પોતાની માતા તેહમીનાના ઓરડામાં ઝનુનથી દાખલ થયો. તે આજે શું કરનાર હતો તે અઝીઝ વાંચનાર તમને ખબર છે.

"મંમાં મંમાં, મને ત્હમારી સાથે એક વાત કરવી છે."

"શું છે દીકરા ? બેસની તો ખરો."

"અરે ! બેસવાનુંબી બળે અને તમેબી મરો." જેમીએ મિજાજ બરખેલાફ કરતાં તેહમીનાને કહ્યું.

"અરે ! પણ શું છે ?"

"હોય શું ? તમે મ્હારા બાબાને બગાડો છો, અને મ્હારી જરને કુતરીની માફક ગણો છો."

"મેં શું ત્હારા બાબાને બગાડયો ? અને ત્હારી જરને મેં ક્યારે કુતરીની માફક ગણી ? જર, અહીં આવ." કરી તહેમીનાએ જરને બૂમ પાડીને બોલાવી. જર "આવી મંમાં" કહેતી તેહમીનાના ઓરડામાં દાખલ થઇ.

"એ ત્હારા ધણીને તું શું જુઠું સાચ્ચું શીખવીને ઘેરમાં ઝગડા કરાવે છે!"

"મંમાં, મેં તો મ્હારા જેમીને કાંઇપણ કહ્યું નથી. એ તો બાબોજ જેમીને જુઠું સાચું કહે છે. તમો તો મ્હારા બાબાને સારી શિખામણ આપી સારી કેળવણી આપો છો તેથી તો હું ત્હમારી સદાને માટે આભારી છેઉં." જરે નમ્રતાથી તેહમીનાને કહ્યું.

"મંમાં, મંમાં, મ્હારી જરને શું કરવા તમે બદલામ કરો છો? મ્હારી જર તો મને ત્હમારી તાબેદારીજ કરવાની સલાહ આપે છે, પણ તમે જ્યારે હદ કુદાવો છો ત્યારેજ મને ત્હમુને કહેવું પડે છે."

"અરે હારે હા! ત્હારી જર ભલી છે તે હવે મેં જાણી. પાતાળ પાણી અને મોટી કોદડીની કોદડીજ છે."

"કદી નહિ. મ્હારી જર તો ફીરેસ્તા જેવી છે. ભલી છે. સદ્ગુણી છે. ઘરનો શ્રંગાર છે, એ તો ધનનો ભંડાર છે."

"અરે જા! એ સેતાનને ઓળખશે ત્યારેજ તુંને ખબર પડશે. તુંને ત્હારી જરજ શીખવે છે."

"હા ગ્રાંડ મંમાં બરાબર છે. કાલે રાતરેબી મંમાં રડીને પપ્પાને ત્હમારી વિરૂદ્ધ કહેતાં હતાં." બાબા બેલીએ બીજા ઓરડામાંથી આવતાં તેહમીનાને કહ્યું.

"મુવા જુઠા, લુચ્ચા, કેમ ત્હારૂં મ્હારૂં કરી મરે છે?" કહી જરે બાબા બેલીને ખુબ માર્યો. તેહમીનાએ જરને ધકકો મારીને બેલીને છોડાવ્યો. બેલી ડુસ્કે ડુસ્કે રડીને તેહમીનાને કહેવા લાગ્યો કેઃ—

ગ્રાંડ મંમાં, હું જુઠું નથી બોલતો. ગઇ રાતરે મંમાં પપ્પાને ત્હમારી વિરૂદ્ધ કહેતાં હતાં. મંમાંએ પપ્પા પાસેથી વચનબી લીધેલું. મંમાંએ પપ્પાને એમબી કહેલું કે ત્હમારી પાસે મ્હારૂં નામ ના દેતા અને એમ કહેજે કે મ્હારી જર તો મને રોજ ત્હમારી તાબે-દારીજ કરવાની સલાહ આપે છે."

જર ખુબ ઉશ્કેરાઇ ગઇ. તેને બાબાને તેહમીના પાસેથી ખેંચી લીધો અને ખુબ માર્યો.

"બચ્ચું ખરૂં કહે છે તેને તું મારે છે શું કરવા ? તુંજ મ્હારા જેમીને બગાડે છે. તું જતી આવતી મરે. ત્હારાથી અને ત્હારા ભાઇથી મ્હારો હીરા જેવો જેમી બગડીને ધૂળ થઇ ગયો." તેહમીના-એ બોલીને છોડાવતાં જરને ગુસ્સાથી કહ્યું.

"મંમાં, ત્હમારૂં મોઢું સાંભળીને વાત કરજો. મ્હારી જર તો ફીરેસ્તો છે." જેમીએ ગુસ્સાથી તેહમીનાને કહ્યું.

"હારે હા ફીરેસ્તો. બ્હારથી ફીરેસ્તા જેવી અને અંદરથી એ તો ઝેરી નાગણ છે."

"ચુપ."

"એ તું શું બકી મરે છે ? મેં તુંને દુ:ખો સુખો વેઠી મોટો કર્યો તેનો તું મને આજે આવો બદલો આપે છે કે ? મને કહ્યા પુછ્યા વગર એ ઝેરી જમાનાની ઝેરી નાગણને પરણી આવીને શું તું મને ધમકાવે છે ?" તેહમીનાએ રડતાં રડતાં જેમીને કહ્યું.

"જેમી, જેમી, મંમાં જેબી કહે તે તું શાંતિથી સાંભળ. મંમાં મુરબ્બી છે. મુરબ્બીની તાબેદારી કરવામાંજ ખુદા ખુશી છે." જર વચમાં બોલી ઉઠી.

"બેસ બેસ ડાહી કાગડી. મ્હારા દીકરાના કાનમાં મ્હારી વિરૂદ્ધ ધીમું ઝેર નાખીને હવે શું તું ભલી થાય છે કે?"

"મંમાં, મંમાં, હું નિર્દોષ છું. મને ના બદલામ કરો." કહી જરે રડવા માંડયું. જરને રડતાં જોઇને જેમીએ પોતાની માતા ઉપર મિજાજ બરખેલાફ કરી નાખ્યો.

"મ્હારી જરના નામેજ ત્હમારા પેટમાં ચુંક ચાલે છે. જો ત્હમુને મ્હારા ઘેરમાં નહિ ફાવે તો તમે ચાલી જાઓ." જેમીએ તેહમીનાને ગુસ્સાથી કહ્યું.

"મુવા, ઘર ઘણી કોણ છે?"

"હું."

"શું આએ ત્હારૂં ઘેર છે?"

"હા હા, એક વખત નહિ પણ લાખ વખત એ મ્હારૂં ઘેર છે."

"કેવી રીતે?"

"તમે આએ ઘેર મ્હારા અને જરના નામ ઉપર ચઢાવી આપ્યું છે, તેથી કાયદા મુજબ તે અમારી માલેકીનું છે."

"ઓ જેમી! તું શું બોલે છે? ત્હારી બૈરીને-લીધે ત્હારી મંમાંને દગો દેવા તું શું આજે તૈયાર થયો છે? અરે! મ્હારી ભુલનું

અને મૂર્ખાઇનું શું આવું પરિણામ ?" તેહમીનાથી રડાઇ જતાં બોલાયું.

"તમે જો સીધાં નહિ ચાલશો તો પરિણામ ઘણુંજ ખરાબ આવશે. ત્હમારી ઇજ્જત જશે અને આબરૂથી બેઆબરૂ તમે થશો."

"ઓ મુવા બદમાસ ! ધણી–રાજ અને દીકરા–રાજમાં કેટલો તફાવત છે તે હવે હું આજે બરાબર રીતે સમજી શકું છું. તું મુવો દીકરો નહિ પણ દુશ્મનજ છે, અને આએ ત્હારી કમબખ્ત લુચ્ચી જરબાનુ નહિ પણ ઝેહરબાનુજ છે. એ રાંડજ તુંને પાયમાલ કરશે."

"મુંગાં રહો. એકદમ મ્હારા ઘેરમાંથી તમે ચાલી જાઓ. આ ઘેરનો માલેક તો હુંજ છું." કરી જેમીએ તેહેમીનાને ધકકો મારીને પાડી નાખ્યાં.

"શું તું મને ધકકો મારીને પાડી નાખવાનું પણ અભિમાન રાખે છે કે ? અરે મુવા મૂર્ખ ! અભિમાન ના કર. રાજાઓ, શેહનશાહો અને તવંગરોના અભિમાનો રહ્યાં નથી, તો ત્હારૂં તો શું રહેવાનું છે ?"

"અરે ! મ્હારા ખાટલે પડેલા પપ્પાને મારનાર અને કુતરાની માફક ગણનાર કોણ હતું ? તમેજ. ત્હમારાં જેવાં મક્કરબાજ બાનુ સાથે હવે હું રહેવા રાજીજ નથી. એકદમ ચાલી જાઓ તમે મ્હારા ઘેરમાંથી."

તેહમીના રડતાં કુટતાં "તેહમીના કોટેજ"માંથી બ્હાર ગયાં. આ

બાનુ રડતાં રડતાં ગ્રાંટરોડના સ્ટેશન ઉપર દેહણુ જવા ગયાં. બૈરીની શિખામણુથી જેમીએ પોતાની માતાને પણ ઘરમાંથી બ્હાર કાઢી.

× × × ×

વ્હાલા વાંચક ! જો તેહમીનાએ પોતાના દીકરા જેમીને પહેલ્લેથી સારી કેળવણી આપી, ગાંડા ઘેલા લાડ ન લડાવ્યા હતે તો આજના જેવો બુરો દિવસ મિસિસ તેહમીના હીરા—માણેકનો કદી પણ આવતેજ નહિ. દરેક માબાપે સમજવું જોઇએ કે જેમ લોખંડ ઉપર જ્યાં સુધી કાટ ચઢયો નથી, ત્યાંસુધી તેને ચળકાટ ભર્યું કરવાને કાંઇ ઘણો પરિશ્રમ લેવો પડતો નથી, તેમજ માબાપોએ પોતાના ફરજંદો ઉપર પણ ઇટરાટનો કાટ પહેલ્લાથીજ ચઢવા દેવો નહિ જોઇએ. સુખી સંસારનો કીલ્લો સાદો પણ મજબુત, બંધ્યાર રાખવાનું કામ ઘર ધણીયાણીનાજ હાથમાં છે. જો ઘર ધણીયાણી સાદાઇમાં શોભા સમજે તો આખું ઘર સુખ ભોગવી શકે. ભલી, સાદી, સમજુ અને સદ્‌ગુણી સંસારના સાથીથી જેટલું ઘર દીપે છે એટલું ઘરેણાંગાઠાં કે ફરનીચરથી દીપતું નથી. ડાહી, સમજુ, કરકસર કરવાવાળી વિવેકી સ્ત્રીથીજ ઘરનો ને કુટુંબનો સુંદર શણગાર છે. તેહમીના હીરામાણેકે જો આ સંસાર સાગરમાં ઝોકાવેલી કીરતીને, ખુલ્લાં દીલથી અને અદેખાઇનો આતશ દુર કરીને સૌ સાથે હળીમળીને, પોતાના ખાવિંદ પાસે ઓશિયાળાં તથા ગરીબ સગાંસ્નેહીઓને મદદ કરાવીને સુકાન ચલાવ્યું હતે તો આજે "ઘરધણી કોણ?" એવો પ્રશ્ન પુછવાનો અને ચર્ચાવવાનો વખત નહિજ આવતે.

## પ્રકરણ ૧૬ મું.

### "જહાંગીરની કપટબાજી"

દુનીયામાં માતા એટલે માયા. માતાની માયા એવી છે કે દુનિયામાં કરોડો અને અબજો રૂપ્યા ખરચીને પણ તે મળી શકતી નથી. માતાની માયા અને સ્ત્રીની માયામાં ઘણોજ તફાવત છે. જ્યાં સુધી પૈસા હોય છે, ત્યાં સુધીજ સ્ત્રી તો પુરૂષની છે. અરે ! માતા તો પોતાના ફરંજદોના દુઃખમાં મદદગાર થનાર છે; જ્યારે સ્ત્રી તો સુખમાં મોજ કરવા આવનાર છે. કહેવત છે કે "મા જુએ દીકરાને આવતો, સ્ત્રી જુએ લાવતો." આ વાત સાચીજ છે.

વ્હાલા વાંચક ! જવાનો તો પોતાની સ્ત્રીથી ઘણીક વખતે બદલાઇ પણ જાએ છે. અરે ! તેઓ પોતાની સ્ત્રીની શિખામણથી પોતાની માતાને ઘણીકવાર તજી પણ દે છે. અરે ! આવા જવાનોને કયાં ખબર છે કે "જો શેરડી વાવશું, તો સાકર મળનાર છે. વાંસ વાવીને સાકરની આશા રાખવી એ તો ફોકત છે. જ્યારે નિમાળા હથેલી ઉપર ઉધરનાર છે, ત્યારેજ અમાસે ચાંદ દેખાવ આપનાર છે. અરે ! જ્યારે અમાસે ચાંદ દેખાશે, તેજ સમયે આળસના રોગનું ઓસડ મળી આવશે." માટે ઉંઘમાં, ભોજનમાં અને મોજમજાહમાં જવાનોએ કરકસર કરીને માતપિતાની તાબેદારી કરતાં શીખવું જોઇએ.

માતપિતાની જે દીકરાઓ તાબેદારી કરે છે, તેઓ આ દુનિયામાં સુખી થાય છે. માતપિતાને જેઓ સતાવે છે; જેઓ પોતાની સ્ત્રીની

શિખામણથી પોતાની માતાને તથા બ્હેનોને તજી દે છે, તેના પરિણામો ઘણાજ ખરાબ આવે છે. આ વાત જો જેમી હીરામાણેક પહેલ્લેથીજ જાણી હતે, તો આજે તેની કફોડી સ્થિતિ નહિજ થતે.

અઝીજ વાંચનાર તમે સવાલ કરશો કે જેમીની શી કફોડી સ્થિતિ હતી? અરે! હીરા માણેક કુટુંબનો નબીરો આજકાલ જરની સખ્ખત ગુલામગીરી કરવા છતાં પણ કુતરાની માફક હાડમાર થતો હતો. તે હાડમાર શા માટે થતો હતો? કારણ કે તે શરાબનો શોકીન હતો. જર-જહાંગીરે કાવતરૂં કરીને જેમીને શરાબની મસ્તીમાં નાખીને જેમી પાસેથી જેમીનો ભાગ પણ લખાવી લીધો હતો. શરાબને લીધે તે સદાને માટે પોતાની સ્રીનો ગુલામ બન્યો હતો. જર હવે એકલીજ મરહુમ રૂસ્તમ હીરા-માણેકની તમામ માલમિલકતની માલીક બની હતી. તેહમીનાની મુર્ખાઇ અને જેમીને શરાબની મસ્તી-એટલે-જર જેવી મક્કરબાજ બાનુને સમયનો લાભ લેતાં વાર લાગે ખરો કે?

હાલમાં "તેહમીના કોટેજ"માં જર એકલીજ પોતાના બાબા સાથે રહેતી હતી. જેમી જરની સાથે તો રહેતો હતો, પણ તે બિચારો એક ગુલામ જેવો બની ગયો હતો. જર જેમીને નોકરચાકર કરતાં પણ હવે વધારે હલકો ગણતી હતી. ગરીબ બિચારા જેમીના તો હાથ પગ બંધાઇ ગયા હતા, અને તેથી તે કરેબી શું? તે બિચારો રડીને પોતાના માતપિતા તથા બ્હેનોને યાદ કરતો હતો. માતાનું તો સ્રીની શિખવણીથી જેમીએ અપમાન કર્યું હતું, અને ઘરમાંથી બ્હાર કાઢી મુકયાં હતાં, એટલે આજને કાલ તો જેમીનો મદદગાર ખુદા સિવાય બીજું કોઇપણ હતું નહિ.

× × × × ×

આજે રવીવાર હતો. જહાંગીર "તેહમીના કોટેજ"માં સવારથી આવ્યો હતો. બંન્ને ભાઇ બ્હેન જર-જહાંગીર ડ્રોઇંગ રૂમમાં બેસીને વાતચિત કરતાં હતાં.

"જર, જર, તું તો હવે અવધીજ કરે છે." જહાંગીરે જરને કહ્યું.

"મેં શું અવધી કીધી ?"

"અરે ! તેં તો રૂસ્તમ હીરા-માણેકનું બીઝનેશ બી બંધ કીધું, અને ઓફીશને પણ તાળાં મરાવ્યાં."

"અરે ! તેમ નહિ કરૂં તો બીજું હું શું કરૂં ? જહાંગીર, હું તો બધુ રોકડુંજ કરી નાખવા માગું છું. રોકડું કરીને હું તો સુખેથી વ્યાજ ખાઇ મજાહ કરશ."

"હા, એબી બરાબર છે, પણ જર મને તો બીક છે કે તેહ-મીના તુને કોર્ટમાં ઘસડી જશે."

"ત્યારે કરવું કેમ ? જહાંગીર, જહાંગીર, તું મને કાંઇ રસ્તો નહિ બતાવે ?"

જહાંગીરે જરાક વિચાર કરવાનો ઢોંગ કરીને જરને કહ્યું કે "જર, તું મ્હારી બ્હેન છે અને મ્હારી ફરજ છે કે ભાઇએ બ્હેનનું ભલુંજ ચ્હાવું જોઇએ."

"હા, બરાબર છે. ત્હારી મહેનત અને મહેરબાનીથીજ હું મરહુમ રૂસ્તમ હીરા-માણેકની તમામ દોલતની એકલી માલેક થઇ છું."

"મેં તો કાંઇ કીધું નથી. મેં તો મ્હારી ફરજજ બજાવી છે."

"જહાંગીર પણ તું જરાક જરાક વારે વિચાર શું કરે છે ?"

"કઇ નહિ, પણ—"

"અરે શું પણ—"

"જહાંગીર, જહાંગીર, જો કે તું કાંઇપણ જાણે છે, છતાં પણ તું તે મને કહેવાના અખાડા કાંય કરે છે ?"

"અરે ! હું તુંને કહું તો તું ગભરાઇ જાએ." કહી જહાંગીરે જરને બનાવી.

"અરે કહે. ઓ જહાંગીર ! તું મને ખુદા ખાતર કહે કે મ્હારા ઉપર શું આફ્ત આવનાર છે ?"

જહાંગીરે પાછો વિચાર કરવાનો ઢોંગ કર્યો. જરની સબુરી હવે વધારે અને વધારે ઘટતી ગઇ. તે જહાંગીર પાસેથી જાણવા વધારે અને વધારે ઇંતેજાર અને તલબગાર થવા લાગી.

"ઓ જહાંગીર ! શું તું ત્હારી બ્હેનનેજ ખરી ખબરથી વાકેફગાર નહિ કરશે ? અરે જહાંગીર ! ત્હારા સિવાય આએ દગાબાજ દુનિયામાં મ્હારૂં બીજું કોણ છે ?" જરે રડતાં અને આજીજી કરતાં જહાંગીરને કહ્યું.

વ્હાલા વાંચક ! જહાંગીર જર સાથે દગો રમવાની યોજના પોતાના મનમાં ઘડી રહ્યો હતો. તે યોજનામાં તે હવે વધારે અને વધારે ફાવતો જતો હતો. તેને હવે પોતાની બ્હેનને પણ પોતાની ચાલાકી બતાવી.

"જર, મને કેટલેક ઠેકાણેથી એવી ખબર મળી છે કે તેહમીના તુંને કોર્ટમાં ઘસડી જનાર છે, અને એવું પુરવાર કરનાર છે કે તેં "Undue influence" અને "Misrepresentation" વાપરી તેહમીના પાસેથી બધું લખાવી લીધું છે. જર તું ઘણું ખરૂં હારશે." જહાંગીરે જરને એમ કહી બનાવી.

"અરે! ત્યારે હવે હું શું કરૂં?" જરે જહાંગીરને ધીરજ ખોહી દેતાં પુછ્યું.

"અરે! તુંને હું શું શિખામણ આપું? તું કાંઇ મ્હારા કહેવા મુજબ કરનાર છે?"

"જરૂર, જરૂર તું જે કહેશે તે હું કરશ."

"અરે! ત્હારાથી તે નહિ બનશે."

"અરે. જહાંગીર! હું જરૂરજ કરશ. હવે મને કહે કે મ્હારે શું કરવાનું છે?"

"તું બધી લોનો અને પેપરોમાં રોકેલું નાણું વેચી રોકડું બનાવ અને પછી બે બીલડીંગો ખરીદ કર."

"હા, ઘણું મજાનું છે. જહાંગીર, તુંજ બધું મ્હારૂં કર."

"અરે નહિરે! હું તો લુચ્ચો છઉં, તેથી ત્હારી સાથેબી હું તો બા લુચ્ચાઇ કરશ."

"ઓ જહાંગીર! તું એમ કાંય બોલે છે? મેં તુંને કોઇપણ દિવસ લુચ્ચો કહ્યો છે કે?"

"અરે! તું હમણા તો મને નથી કહેતી, પણ જો તુંને કોઈ સમાવે તો તુંબી મને ભવિષ્યમાં લુચ્ચો તો કહે."

"કદી નહિ. હું બરાબર જાણું છું કે તું ગમે તેવી ચાલાકી બીજાઓ સાથ વાપડશે, પણ તું મ્હારૂં તો ભલુંજ ચ્હાશે."

"ઠેંકસ ફોર ધીસ સટીર્ફીકેટ."

"અરે! બીલ્ડીંગો કયાં વેચવાની છે?"

"ગોવાલ્યા તળાવ ઊપર."

"દલાલને મળીને બીલડીંગોની ખરીદી કરીને મ્હારી એકલીના નામ ઉપરજ તું ચઢાવી આપ."

"Oh Yes" કહી જહાંગીરે વિચાર કરવાનો પાછો ઢોંગ કર્યો. જહાંગીરને વિચાર કરતો જોઇને જર ગભરાઇને બોલી ઉઠી કે, "ઓ જહાંગીર! તું શું ઘડી ઘડી વિચાર કર્યાં કરે છે? અરે! શું બાબત છે. તે તો તું મને હવે અહીં ખંખારીને કહે."

"જર, જર, હવે રૂસ્તમ હીરા–માણેકના પૈસાથી ત્હારાથી બીલ્ડીંગો ખરીદી કરી શકાશે નહિ, કારણ કે–અરે પણ––"

"અરે! એ શું? જહાંગીર, જહાંગીર, તું બસ મને કરે કે મ્હારા ઉપર કાંઇ આફત આવનાર છે કે?"

"અરે! કંઇ નહિ પણ–"

જ્યારે જરે જહાંગીરને પગે હાથે પડીને આજીજી કરવા માંડી, ત્યારે જહાંગીરે જરને કહ્યું કે:—

"જર, બીલડીંગો કાંઇ બે ત્રણ દિવસમાં ખરીદ કરી શકાશે નહિ."

"કંઇ નહિ. આપણે ધીરે આસ્તે ખરીદીશું."

"ઘીલ કરવામાં નુકશાન છે."

"શું નુકશાન છે?"

"આજકાલ તેહમીના કોર્ટમાં જઇને ત્હારી ઉપર કેશ માંડનાર છે. જો કેશ મંડાયો તો **"રીસીવર"** નીમાશે, અને રીસીવરના હાથમાં મરહુમ રૂસ્તમ હીરા-માણેકની તમામ માલમિલકત તથા રોકડા રૂા. પણ જશે. રીસીવરજ બધો પછી કારોબાર કરશે, અને તું મુફલેશ જેવી બની જશે."

"ઓ! ત્યારે હવે હું શું કરૂં?" જરે ગભરાઇને જહાંગીરને પૂછયું.

"તુંને જો મ્હારામાં વિશ્વાસ હોય તોજ એકવાત તુંને હું કહું."

"અરે કહેની. એ મરે મ્હારી સાસુ. જહાંગીર, મને ત્હારામાં સંપૂર્ણ વિશ્વાસ છે. તું મ્હારો ભાઇ છે. આપણે બંન્ને ન્હાનપણથીજ સલાહસંપથી રહ્યાં છીએ, અને તું જે મને કહેશે તે તો તું મ્હારા ફાયદાનીજ વાત કરશે."

"રૂસ્તમ હીરા-માણેકની તમામ માલમિલ્કત તું કોઇના નામ ઉપર ચઢાવી દે, અને પછી તું એમ કહી શકશે કે જેમીના કરજને લીધે રૂસ્તમની તમામ માલમિલ્કત તો મોરટગેજ છે."

"અરે! પણ હું કોણના નામ ઉપર ચઢાવું? બાબાના નામ ઉપર ચઢાવું?"

"તે નહિ બને, કારણ કે બાબો હજુ ઉમરમાં આવ્યો નથી."

"ત્યારે તો હું ત્હારાજ નામ ઉપર ચઢાવું છું."

"કદી નહિ, તેમ હું કરવા દેવશજ નહિ." કહી જહાંગીરે જરને બનાવી.

"કારણ ?"

"ત્હારી સાસુની ગાળો કોણ ખાએ ?"

"ઓ જહાંગીર ! હું તુંને પગે પડીને નમ્રતાપૂર્વક અરજ કરીને કહું છું કે તું ત્હારા નામ ઉપર મને ચઢાવવા દે. તુંને હમણા ત્હારા સસરા તરફથી પણ પૈસા મળશે, એટલે કોઇને ત્હારે માટે હવે વેહેમ પણ પડશે નહિ.

"ઠીક ત્યારે." જહાંગીરે આનાકાની કરતાં કહ્યું.

જરે જહાંગીરને રૂસ્તમ હીરા–માણેકની તમામ માલમિલ્કત લખી આપી. જહાંગીર મનમાં રાજી થયો. જહાંગીરની કપટબાજી તે કેવી ?

રાતરે ખાઇપીને જ્યારે જહાંગીર જરની મોટરમાં વાંદરે જવા નીકળ્યો તે વખતે જેમીએ જહાંગીરને કહ્યું કે "જહાંગીર, તું જરને બીલ્ડીંગો ખરીદવાની સલાહ આપે છે, પણ તેમાં હવે ફાયદો નથી."

"મુવા નીચ, હલકત, માયના જેવા મદારી, ભરઇ ભરઇને અમારી વાતો સમજે છે. ચાલી જા મુવા બદમાસ." કહી જરે જેમીને તમાચો માર્યો.

"ઓ ડીયર જર! ત્હારે લીધે મેં મ્હારા મંમાંને કાઢી મુક્યાં. ત્હારે લીધે હું મ્હારા કુટુંબનો દુશ્મન થયો, અને હવે તુંબી મને હાડમાર કરીને કુતરાની માફક ગણે છે કે? અરે! મ્હારાં મંમાંને સતાવીને હું સુખી નહિજ થયો." રડતાં રડતાં જેમીએ જરને કહ્યું.

"ચાલ મુવા મંમાંવાલા. દુર જા." કહી જરે જેમીને લાત મારીને પાડી નાખ્યો.

ગરીબ બિચારો જેમી રડતો રડતો પોતાના ઓરડામાં ગયો. તેને પોતાના મંમાં તથા મરહુમ પપ્પા આ વખતે ખુબ યાદ આવ્યા. અરે! પણ તે કરે શું? જવાનીમાં નાદાની, દીવાની અને અભિમાની હોયજ છે, તેનું હવે તેને ભાન થવા લાગ્યું.

જહાંગીર જરને ભેટીને તથા બાબાને કીસ કરીને વાંદરે જવા મોટરમાં બેઠો. મોટર વાંદરે તરફ ગઇ. જરે જેમીને તથા તેહમીનાને ખુબ ગાળો દીધી, અને પોતાના ઓરડામાં જઇને તે સુતી.

# પ્રકરણ ૧૭ મું,

## "કમનસીબ જર."

જરથોસ્તીઓ આતશને ઘણોજ પવિત્ર સમજે છે. આતશને બચાવવા માટેજ તેમને અનેક દુઃખો વેઠયાં છે, એવું ઇતિહાસ પણ પુરવાર કરે છે. આતશ એટલે શું ? શાને માટે આતશ પવિત્ર છે ? એવા સવાલો અઝીઝ વાંચનાર તમે પુછી શકશો.

ઇંગ્રેજી સાહીત્યનો જાણીતો સેપેહસાલર "ડો સેમયુઅલ જોનસન" આતશ માટેની વ્યાખ્યા આપે છે. તે વ્યાખ્યા શું હશે ? તે વ્યાખ્યા નીચે મુજબ છે:-

"**રોશની** તરીકે આતશ સચ્ચાઇની અલામત છે. ગરમી તરીકે તો તે પ્રેમનીજ છે અને સૃષ્ટી સંબંધી જીવન રક્ષક શક્તિ તરીકે આ આતશ મનુષ્યને પોતાના વજુદના ભાનની અલામત છે. દુનિયાના માલેકનો પણ આ આતશજ ખ્યાલ આપે છે, કારણ કે સર્વે વસ્તુઓમાં પેવશ થઇ હલમલાવી મુકી સંપૂર્ણ શકિત બતાવતો આ પવિત્ર આતશજ છે."

પવિત્ર આતશના ચમત્કારો પણ અજબજ છે. આ આતશ જે ઘરમાં જળતો રહે છે, તે ઘરમાં શાંતિ સુખ અને સંતોષ જોવામાં આવે છે. જરથોસ્તીઓની તો એવી માન્યતા છે કે જે સ્થાને આતશ છે, ત્યાં ત્યાં મીનોઇ શકિતજ છે.

આતશ ઉપર આજકાલ હીરા-માણેક કુટુંબનો નબીરો જેમી ઘણોજ અએેતબાર રાખતો હતો. પોતાના સુખના વખતમાં તો તે "સીગારેટ અને શરાબ" પીવામાં મસ્ત હતો, અને કસ્તી પણ કરતો હતો નહિ. આજકાલ તો તે રોજ સવારમાં ઉઠીને આતશની બંદગી કરીને આતશનીજ સેવા કરતો હતો, કારણ કે તે હવે સમજવા લાગ્યો હતો કે દુઃખ અને મુશીબતના વખતમાં ખુદાની બંદગીથીજ રાહત અને આરામ મળે છે.

× × × × ×

જુલાઇ મહીનો હતો. ચોમાસું બેઠું હતું. મુંબાઇ શેહેરમાં આજ ચાર દિવસ થયા ધોધમાર વરસાદ પડતો હતો. "તેહમીના કોટેજ"માં આજે પણ સહવારના સમયે જેમી આતશ આફ્રરગ્યાનમાં મુકી ખુદાની બંદગી કરતો હતો. બાબો બેહલી સ્કુલે જવા તૈયાર થતો હતો. જર ડ્રોઇંગ રૂમમાં બેસીને ન્યુસ પેપર વાંચતી હતી. ન્યુસ પેપર વાંચતાં વાંચતાં વાંચતાં જરની નજર નાદારોની ટીપ ઉપર પડી. તેમાં તેને કોનું નામ વાંચ્યું? પોતાના સગા ભાઇ જહાંગીર જહાંબોરડીવાળાનું.

"ઓ ખુદા! શું જહાંગીરનું નામ નાદારોની ટીપમાં? અરે હવે હું શું કરશ? એ મુવાએ તો મ્હારી સાથેબી દગો કીધો." ચીસ પાડીને જર મોટેથી બોલી ઉઠી.

જરની મોટી ચીસ સમજીને જેમી, બાબો બેહલી આયા તથા ઘરના નોકરો ડ્રોઇંગ રૂમમાં દોડી આવ્યાં.

"જર, જર, શું છે? તું આજે એમ કાંય કરે છે?" જેમીએ જરને પુછ્યું.

"ઓ મુવા બદમાસ નીચ કુતરા! મ્હારી આંખ આગળથી હવે ત્હારૂં કાળું કર." જરે છેડાઇને જેમીને કહ્યું.

"જર, વ્હાલી જર, મને તું શું કરવા હાડમાર કરે છે? ત્હારી સલાહ અને સુચના મુજબજ મેં તો બધું કીધું, છતાં પણ તું હવે મને કુતરાની માફક શું કરવા ગણે છે?"

"અરે મુવા બદમાસ! તુંબી મરે અને ત્હારી માયબી મરે. અહીંથી તું ચાલી જા મુવા." કહી જરે જેમીને ધકકો મારીને ફેંકી દીધો.

"ઓ ખુદા! ત્હારો શું ઇન્સાફ છે? જેમ મ્હારાં મંમાંએ મ્હારા ગરીબ બિચારા મરહુમ પપ્પાને હાડમાર કર્યા તેમજ આજે મ્હારી બૈરી બી મને હાડમાર કરે છે." જેમીએ રડતાં રડતાં પોતાના મન સાથે બળાપો કર્યો.

"અરે! શાનો રડી મરેચ? હવે હું શું કરશ? પેલો મુવો જહાંગીર મ્હારો ભાઇ નહિ પણ કસાઇજ છે. મુવાએ મ્હારી સાથે બી દગો કરીને મ્હારા બધા રૂ. લઇ લીધા. મુવાએ મને તો ખાલી કરી નાખીરે. એને તો દીવાળુંબી કાઢયું રે." જર જેમીને કહેતાં રડતાં રડતાં સોફા ઉપર પડી ગઇ અને બેશુદ્ધ જેવી થઇ ગઇ.

બેહલીએ અને જેમીએ જરને કોલનવોટર ચોપડયો! જર હવે હુશ્યારીમાં આવી અને મોટેથી રડી કુટીને પાછી બોલવા લાગી કેઃ—

"અરે! મુવો જહાંગીર તો ભઇ નહિ પણ કસાઇજ છેરે. અરે! મુવાને મેં તો બધું આપી દીધું રે! અરે મુવો! આજ ચાર ચાર દિવસ થયાં મને મોઢું બી નથી બતાવતો. અરે! એ મુવો મરેરે!

ખાટલે પડીને જેલમાં પડે રે! અરે! હવે હું શું કરૂં? કયાં જાઉં? એ ખુદા આએ મ્હારા ઉપર કેવી આફત?"

"મંમાં, હિમ્મત રાખો." એહલીએ જરના શરીર ઉપર હાથ મુકીને રડતાં રડતાં કહ્યું.

"અરે! તુંબી મુવા મરી જા. હવે હું ત્હમારા લોકોનું હોજરૂ કયાંથી ભરી મરશ?" કહી જરે બાબા એહલીને પણ તમાચો માર્યો.

બાઓ એહલી તો રડતો રડતો સ્કુલે ચાલી ગયો. જરે નોકર ચાકરો ઉપર પણ ગાળોના વરસાદ વરસાવવા માંડયો. રડતી, કુટતી અને ગંભરાતી ઘરમાંનાજ કપડાંએ જર મોટરમાં બેસી જહાંગીરની શોધ કરવા વાંદરે જવા ઉપડી. જેમીને પણ ફીવર આવ્યા કરતી હતી. તે પણ ભાડેની વિકટોરિયા કરાવીને ડોકતરને ત્યાં દવા લેવા ગયો.

× × × ×

બપોરના બે વાગ્યા હશે. મુંબઇ શેહેરમાં ગાજવીજ સાથનો ધોધમાર વરસાદ પડતો હતો. રસ્તાઓ ઉપર પણ પાણી ભરાઇ ગયાં હતાં. શેહેરનો ત્રાફીક પણ બંધ પડી ગયો હતો. બાઓ એહલી સ્કુલમાંજ હતો. જેમી વરસાદને લીધે ડોકતરને ત્યાંજ બેસી રહ્યો હતો. જર વાંદરેજ હતી.

વ્હાલા વાંચક! વિધિના રંગ અજબ છે. મનુષ્યના **"પલતાતાં કીશ્મતને"** કોણ રોકી શકે? અરે! વરસાદનું જોર તો વધતુંજ ગયું. વિજળીઓ પડે અને આકાશમાં બસ ગાજવીજજ. એ ગાજવીજ સાથે વિજળીઓ પડવા લાગી. કમનસીબે **"તેહમીના કોટેજ"** ઉપર પણ વિજળી પડી અને તેહમીના કોટેજ બળીને ભસ્મ થઇ

ગયું. "તેહમીના કોટેજમાં"ના નોકરો પણ દુનિયાની રોશની જોતાં બંધ થઇ ગયાં. જરની મોટર વાંદરેથી મહા મુશ્કેલીએ "તેહમીના કોટેજ" પાસે આવી.

આ કમનસીબ જર પોતાના "પલતાતાં કીશ્મત"ને જોઇને મોટરમાંથીજ બૂમ પાડી ઉઠી કેઃ-

"ઓ ખુદા! આએ શું આફ્ત! અરે! શું મ્હારો બંગલોબી બળી જળીને ખાક થઇ ગયો? અરે! મુવા જહાંગીરે તો મને ખરી ફસાવી રે! અરે! એ મુવાના ઘેર ઉપર તો ટાંચો લાગી છે, અને મુવો તો મુંબઇથી પણ બ્હારગામ નાસી ગયો છે રે! અરે! હું શું કરૂં? કહાં મરૂં? ઓ ખુદા! આએ શું આફ્ત? હું તો હવે ભિખારી જેવી થઇ ગઇ રે!"

કેટલાક આડોશીપાડોશીઓ જરની મોટર પાસે દોડી આવ્યા અને જરને શાંત પાડવા પ્રયત્ન કરવા મંડી ગયા, પણ ફોકટ. જ્યારે જર રડતી કુટતી અને ગભરાતી હતી, ત્યારે અહીં જેમી બાબા બેહલી સાથે ભાડેની વિકટોરીયામાં આવી પહોંચ્યો.

જ્યારે જેમીની નજર "તેહમીના કોટેજ" ઉપર પડી ત્યારે તે પણ મોટેથી બૂમ પાડીને ગભરાઇને બોલી ઉઠયો. કેઃ—

"ઓ ખુદા! શું મ્હારો બંગલો બળીને ભસ્મ થઇ ગયો? અરે! હવે હું શું કરૂં?" બોલતાં જેમી વિકટોરીયામાંજ બેશુદ્ધ જેવો થઇ ગયો. બાઓ બેહલી ગભરાઇ ગયો અને મોટેથી બૂમ પાડીને રડવા લાગ્યો કેઃ—"ઓ પપ્પા! જરાક વરસાદ નરમ પડયો તો

જેમ તેમ આપરે ઘેરે આવ્યા, તો આએ શું ? અરે ! તમે મને સ્કુલમાં લેવા આવ્યા, ત્યારે તો સારી માફક હતા. અરે ! પપ્પા ! ત્હમુને શું થયું ?"

× × × × ×

વ્હાલા વાંચક ! તેહમીના કોટેજ આગળ પોલીશો, મ્યુનીસીપલ અમલદારો અને કોરોનર વિગેરે એકઠા થઇ ગયા. "તેહમીના કોટેજ" માંના છ માણસો વીજળીથી બળી ગયાં હતાં. ફરનીચર, તથા બીજી બધી ચીજો બળીને ભસ્મ થઇ ગઇ હતી. જેમી, જર અને એહલી તો હાલમાં ભિખારી જેવાંજ થઇ ગયાં.

આડોશી પાડોશીઓ આ કમનસીબ જર હીરામાણેક તથા કુટુંબના મેમ્બરોને હાલમાં તો પોતાને ત્યાં લઇ ગયાં, અને જેમીની માવજત કરીને જેમીને હુસ્યારીમાં લાવ્યા.



# પ્રકરણ ૧૮ મું

## "જેવી કરણી તેવી પાર ઉતરણી."

જગતમાં મનુષ્યમાત્રને ચઢતી પડતીના ચમત્કારોનો અનુભવ થાય છે. એક વખતે સાહ્યબીના શિખરે વીરાજતો માણસ બીજીજ પળે ઉંડી અનેક વિટંબણાઓ અને કષ્ટની ખીણમાં ગબડી જાય છે. તેની જાહોજલાલીમાં રહેલા ગર્વનો દુઃખમાં આવી પડતાં નાશ થઇ જાય છે. અને પોતે ભૂતકાળના દુષ્કર્મો અને બનાવો ઉપર તિરસ્કાર અને પશ્ચાતાપની દૃષ્ટિએ નિશ્વાસો નાખે છે. લક્ષ્મીના સુખમય ઝુળે ઝુલતાં એ પોતાની ફરજો ભૂલે છે અને જગતને પોતાનાથી એક પાયરી નીચે ઉતારી દે છે. એટલે કે ગર્વનો પૂર્ણ નશો ચઢે છે અને એ નશામાં પાગલ બની એની પડતીના સ્તંભ જોડે અથડાઇ પડે છે ત્યારે એને ભાન થાય છે અને નશો ઉતરી જાય છે. તેહમીના હીરામાણેકનું કુટુંબ અભિમાન અને આડંબરના છાછરાં પાણીમાં તણાઇ પોતાની હલકાઇ બતાવતાં તેને પણ કુદરતના નિયમ પ્રમાણે એક સખ્ત ફટકો પડયો અને એના કુટુંબમાં દારિદ્રતાએ વાસો કર્યો. "જેવું બી વાવે તેવું ફળ મળે" એ કહેવત હીરામાણેક કુટુંબમાં દૃષ્ટાંત રૂપ થઇ પડી, અને હવે નાજાંની નમ્રતા અને બરજોરની ભલાઇથી તેહમીનાનું દીલ ભીનું થયું અને એ બન્નેને માટે માન ઉપજ્યું. કેટલીક જાહોજલાલીમાં તે હંમેશાં મોજ લેતી, ગરીબાઇ શબ્દનો અર્થ જે ન જાણતી તે તેહમીનાને આજે એક રોટલાના ટુકડા માટે કુતરાના અવતારે ધરે

ઘર રખડવું પડે. કેવી **"પલતાતાં કીસ્મત"** અને **કુદરતની બલીહારી !**

"તેહમીના કોટેજ" માં એક વખત ભપકાથી રહેનારી "તેહમીના કોટેજ" ની રાણી તેહમીના હીરા–માણેકની હાલમાં શી સ્થિતિ હતી ? અરે ! નોકર ચાકરો ઉપર હુકમ કરનાર, જે બાઇનો પડતો બોલ ઝીલવા બધા ઇંતેજાર, તે તેહમીના આજ કેટલોક વખત થયા નવસારીમાં એક કંગાળ ભાડેના ઘરમાં પોતાની દીકરીઓ શીતી અને રતી સાથે રહેતી હતી. એક વખત સત્તાના મદમાં આ ભાનભુલેલી બાનુ તેહમીના હાલમાં લોકોને ઘર કામકાજ કરીને, તથા વેચતું પાણી ભરીને પોતાનું ગુજરાન કરતી હતી. હાલમાં તો તેમનો એવો ખરાબ વખત હતો કે એક વખત રાંધીને બે વખત ખાવું પડતું હતું. કોઇક સમયે તો એકજ વખત જમીને ઉંઘી પણ જવું પડતું હતું. વ્હાલા વાંચક ! તેહમીનાની સાથે હાલમાં કોણ કોણ હતું ? શીતી અને રતી. શીતી નવસારીની એક પારસી ગર્લ્સ સ્કુલમાં માસ્તરણી તરીકે રહી હતી. તેને દર મહીને રૂા. ૨૦) નો પગાર મળતો હતો. શીતીનો પગાર અને તેહમીના લોકોને ઘરકામકાજ કરવા જાએ તે પૈસામાંથી આ લોકોનો ઘર સંસાર ચાલતો હતો. ઘરસંસાર તો જેમ તેમ ચાલતો હતો, પણ આ મા દીકરીને રતીનું ભારે દુઃખ થયું હતું. રતીને શું હતું તે જાણવા માટે અઝીઝ વાંચક તમે ઇંતેજાર થશો.

તેહમીનાની લાડકી દીકરી રતીને લકવો થયો હતો. તે બિચારી આજ કેટલોક વખત થયા ખાટલા ઉપરજ હતી. તેહમીના તથા

શીતીને રતીનો ખાટલો કરવો પડતો હતો. શીતી સહવારમાં જલ્દી ઉઠીને પોતાની બ્હેનનો ૧૦ વાગ્યા સુધી ખાટલો કરતી હતી. આ વખતમાં તેહમીના લોકોને ત્યાં કામકાજ કરવા જતાં હતાં. શીતી ૧૦ વાગ્યે ચ્હા રોટલી, કે કોઇ વખત દાળ, તો કોઇક વખતે એક ઇંડું ખાઇને સ્કુલે જતી હતી. તેહમીનાને રતી માટે રોજ દવા લાવવી પડતી હતી. એક તો તેમની પાસે પૈસા નહિ, અને રતીની આવી ખરાબ બિમારી તેથી કરેબી શું ? થોડોક વખત તો તેમને પોતાના પૈસાથી રતીની દવા કરી, પણ અંતે કંટાળીને તેમને ધર્મની હોસ્પીતાલ અને ધર્મના દવાખાનાની મફત દવા લેવીજ પડી.

અઝીઝ વાંચનાર તેહમીનાના છોકરાંઓમાંનું હાલમાં કોઇપણ સુખી હતું નહિ. જેમી પણ ભિખારી બની ગયો હતો. વીલીનો ખાવિંદ નરીમાન સટ્ટા અને શરાબને લીધે કરજદાર બની ગયો હતો. તે વીલીને ખુબ માર મારતો અને કાંઇ પણ કામ ધંધો કરવાને બદલે મવાલીઓ સાથે ફરી હરી શરાબ પી, કરજો કરીને રખડયા કરતો હતો. વીલી અને વીલીના છોકરાંઓ પણ કેમ ભુખ્યે મરતાં હતાં તે આપણે પાછળ જોઇશું.

તેહમીનાના સુખના સમયમાં જે લોકો તેહમીનાનો પડતો બોલ ઝીલતાં, જે લોકો તેહમીનાને "કુટુંબ અને કોમના મુરબ્બી કહેતાં" તે લોકો આજે આજ તેહમીના સામું ઝાંકીને જોતાં પણ હતાં નહિ.

જેઓ લક્ષ્મી અને સત્તાનું અભિમાન રાખે છે, તેમને તો સત્તા અને લક્ષ્મીના જોરથી ગરીઓની ગરીબાઇ અને મુશ્કેલીઓનો ખ્યાલ આવી શકતોજ નથી. અરે ! સત્તા અને લક્ષ્મીના મદમાં ભાન ભુલેલા શ્રીમંતોના જયારે કીસ્મત પલતાઇ જઇ

અમીરીમાંથી ગરીબાઇ આવે છે, ત્યારેજ તેમને ગરીબોની ગરીબાઇ અને મુશ્કેલીઓનું ભાન થાય છે. તે સમયે ભાન થાય તેમાં નવાઇ નહિ, કારણકે અનુભવ એજ મોટો શિક્ષક છે અને એના પાઠો કોઇ પણ વિસરતુંજ નથી.

× × × × ×

આજે પહેલ્લી તારીખ હતી. શ્રીતી પોતાનો રૂા. ૨૦) નો પગાર લઇને સ્કુલથી ઘર સાંજે આશરે સાડાપાંચના શુમારે આવી. તે બહુ થાકી ગઇ હતી, કારણકે થાક અને કામના બોજાથી તેને પણ આજ. કેટલાક દિવસથી તાવ આવતો હતો. તે આરામ લેવા ઘોલકી ઉપર સુતી. તેહમીના આ વખતે માથા ઉપર પાણીનો હાંધો મુકીને આવ્યાં. શ્રીતીને જોઇને તેમને શ્રીતી ઉપર ગુસ્સાથી બૂમ પાડી કે :-

"કહાં જઇ મુવેલી ? શાની અડઇ મરે છે ?"

"મ્,માં, આજે પહેલ્લી તારીખ તેથી સ્કુલથી સાડાચારને બદલે સાડાપાંચે હું આવી, કારણકે પહેલ્લી તારીખે સ્કુલમાં બહુજ કામ હોય છે."

"અરે હરામખોર ! કામ કરવું પડે છે, તેથીજ એમ તું બ્હાના કાઢી મરે છે. હુંબી મુઇ, ને તુંબી મુઇ." કહી તેહમીનાએ પોતાની છાતીમાં ખુબ રડતાં રડતાં એક મુકકો માર્યો. તેહમીનાના માથા ઉપર પાણીનો હાંધો હતો તે પણ પડી ગયો, અને તેહમીના પણ પડી ગયાં. તેમને ખુબ વાગ્યું, અને માથામાંથી લોહી પણ નીકળવા માંડયું.

"અરે ! શું કરવા તમે અમુ લોકોને માયજી સતાવો છો ? અરે ! મને તો બહુ ઠાક લાગે છે, અને ફીવરબી આવે છે. શું કરૂં ?"

બોલતાં શીતી ઉઠી ગઇ, અને તેહમીનાની માવજત કરવા લાગી.

"મુઇ તુંબી ને હુંબી. પેલી રતીનો ખાટલો કરતાં કરતાં મરવા પડયાં રે! અરે! પૈસા નહિ, અને સાથે તંદરોસ્તીબી નહિ." તેહમીના ખુબ રડતાં રડતાં ઉઠયાં, અને પછી શીતીની મદદથી ધોલકી ઉપર સુતાં. શીતીએ તેહમીનાને દારૂ માથામાં ચોપડયો, કારણ કે તેહમીનાના માથામાંથી પુષ્કળ લોહી જતું હતું.

આ સમયે નરીમાન આવ્યો. તેને ખુબ શરાબ પીધો હતો. તે તેના મોંઢા તથા ચાલવાની ઢબ ઉપરથી જણાઇ આવતું હતું. તેહમીના હીરા-માણેકના આ એક વખતના લાડકા જમાઇનું મોઢું હાલમાં લાલ આતશ જેવું થઇ ગયું હતું. નરીમાનને જોઇને તેહમીના તથા તેમની બન્ને દીકરીઓ ગભરાઇ ગયાં.

"તેહમીના મંમાં, તેહમીના મંમાં, મને હમણાને હમણાજ ૧૦) રૂા. જોઇએ છે." નરીમાને લથેરા ખાતાં ધોલકી ઉપર પોતાની સુતેલી સાસુ તેહમીના પાસેથી રૂા. ની માંગણી કરી.

"બાવા, મ્હારી પાસે હવે રૂા. નથી." તેહમીનાએ રડતાં રડતાં ધીમેથી નરીમાનને જવાબ આપ્યો.

"શું ત્હારી પાસે રૂા. નથી? ઓ બદમાસ! ત્હારા ખાવિંદને તેં જેમ રીબાવી રીબાવીને મારી નાંખ્યો, તેમ તું શું મને પણ મારી નાખવા માંગે છે?" બોલતાં નરીમાને તેહમીનાનું એક હાથે ગળું પકડયું, અને પોતાના બીજા હાથે તેને તેહમીનાના ગાલ ઉપર તમાચાઓનો વરસાદ પણ વરસાવ્યો.

"ઓ નરીમાન! હવે હું તુને પગે પડીને નમ્રતા પૂર્વક અરજ કરૂં છું કે હવે તું અમારો પીછો છોડી દે." તેહમીનાએ નરીમાનને ખુબ રડતાં રડતાં કહ્યું.

નરીમાન તો તેહમીનાને ખુબ મારવા લાગ્યો. શીતીએ મોટેથી બૂમ મારીને લોકોની મદદ માંગી.

"અરે ! કોઇ આવોની. આએ મુવો બદમાસ તો મ્હારાં માયને મારી નાખશેરે."

નરીમાન શીતીને પણ મારવા દોડયો. શીતીને પણ નરીમાને ખુબ મારી. આડોશી પાડોશીઓ શીતી અને તેહમીનાની મદદે દોડી આવ્યા. નરીમાનને કેટલાક ભલા પારસીઓએ પકડીને તેહમીનાના ઘરમાંથી બ્હાર કાઢી મુકયો. નરીમાને મહોલ્લામાં ઉભા રહીને તેહમીનાને ખુબ ગાળો દીધી.

"તમે અહીંથી ચાલી જાઓ છો કે નહિ? જો તમે અહીંથી ચાલી નહિ જશો તો હું તમુને પોલીશમાં આપશ." તેહમીનાના એક ભલા પાડોશીએ ગુસ્સાથી નરીમાનને કહ્યું.

"અરે ! ભાઇ હું તો ચાલી જાઉં છું. અરે ! તમે મ્હારી સાસુની વકીલાત કરવા આજે બ્હાર પડયા છો, પણ તમે એ બુદ્ધિને ઓળખતા નથી. એનો ધણી મરી ગયો છતાં પણ એ તો જુહમાં ઘોડા ઉપર બેસી મરતી હતી, અને વિધવા છતાં એક સોહવાસનના જેવો એ ડ્રેસ કરી મરતી હતી. અરે ! એ મ્હારી સાસુએ તો મ્હારા સસરાને રીબાવી રીબાવીને મારી નાખ્યો છે. અરે ! મ્હારા સસરા પાસેથી દગો કરીને બધું એને તો લખાવી બી લીધું હતું. અરે ! એનીજ વહુએ એની સાથે દગો કીધો અને એની કરણીથીજ "તેહમીના કોટેજ" બી બળી ગયું. હુ પરી એના અવતારપર" કહી નરીમાને મોહલ્લામાં ખુબ તોફાન કરવા માંડયું.

કેટલાક પારસીઓ નરીમાનને ઉંચકીને મોહલ્લાની બ્હાર લઇ ગયા, અને નરીમાનને ખુબ માર મારીને કાઢયો. શરાબની મસ્તીમાં મસ્ત બનેલો નરીમાન અહીંતહીં અફડાતો ઝીકાતો નવસારીના સ્ટેશન ઉપર મુંબઇ જવા માટે ગયો.

# પ્રકરણ ૧૯ મું.

## " રતીનું મરણ. "

દુનિયામાં 'નામ તેનો નાસ' એ ક્રમ ચાલ્યોજ આવે છે. ગરીબ યા તવંગર દરેકને એક દિવસે આ ફાની દુનિયા છોડવાનીજ છે. અમીર કે ફકીર દરેક અંત વખતે બધું સ્વંસ્વ અહિં છોડીને જાય છે. મોતનો એક ઝાંખો ખ્યાલ વટીક મનુષ્યમાત્રના દીલને કંપાવી મૂકે છે પરંતુ તેમાંથી તે બચી શકતો નથી.

મરહુમ રૂસ્તમ હીરા માણેકની સૌથી ન્હાની અને લાડકી બેટી રતી ઉપર પણ મોતનો પડછાયો પડયો છે એવા અનેક ચિન્હો દેખાતાં હતાં. તે ક્ષયના દરદમાં લપેટાઇ ગઇ હતી, અને શરીર સોટા જેવું થઇ છાતીમાં સખત દરદ થતું હતું જેથી તે થોડી થોડી વારે દયા ઉપજાવે એવી બૂમો પાડતી હતી.

નવસારીમાં ભાડાના એક જુના ઘરમાં તે એક નેતરની ઘોલકી ઉપર પડી હતી. એક કટાઇ ગયેલી થુકદાની ઉપર માખી બમણુતી હતી અને ઓરડામાં ચારે તરફ દુર્ગંધ મારતી હતી. મચ્છર પણ તેટલાજ હતા. ડોકટરને બોલાવી રતીની નાડ તપાસવા જેટલા પૈસા પણ તેહમીના પાસે ન હતા. એટલે દવા વગર રતીની બીમારી વધતીજ હતી. આ બધું જોઇને તેહમીનાનો ભૂતકાળનો ગર્વ તદન નષ્ટ થઇ ગયો હતો. પશ્ચાતાપનો કીડો તેના જીગરને કરડી કરડીને તીવ્ર વેદના આપતો હતો. તે એકીટસે પોતાની પ્યારી બેટી

રતીના ચીમળાઇ ગયેલા ચ્હેરા ઉપર જોઇ રહી હતી અને તેમાં જુરાઇના નતીજાનો આબેહુબ ચિતાર દેખી રહી હતી.

"દીકરી રતી, છાતીમાં હજુ દુખે છે કે?" તેહમીનાએ રડમશ ચ્હેરે પૂછ્યું. માંડમાંડ રતીએ બોલવા માંડયું કે "માયજી, ક્યાં સુધી હું એમ રીબાવશ! માણસને પરતાવો થયા પછી ખુદા જો માફી બક્ષતો હોય તો આપણો આટલો પસ્તાવો શું ઓછો છે? ઓ પરવરદેગાર! બહુ થયું. હવે મ્હારાથી દુઃખ નથી ખમાતું. ઓ મા...યજી, મારૂં મોત હવે નજદીક આવે છે, એમ મને તો લાગે છે." રતીની સુકી આંખમાંથી આંસું ટપકવા માંડયાં. આ જોઇ તેહમીનાની છાતીમાં ડુમો ભરાઇ આવ્યો, અને પોતાના મન સાથે બળાપો કરવા લાગી કે "અરે! મેં દુનિયામાં ભલાઇ નહિં કીધી, તેનુંજ આઐ પરિણામ. મેં નાજાં બરજોરને તથા ગરીબ ગુલબાઇને ખુબ સતાવાં મ્હારા દીકરા જેમીને ખુબ છાપરે ચઢાવ્યો. અરે! જેમીએજ મ્હારી સાથે અંતે બૈરીની શિખામણથી દગો કીધો. અરે! બરજોર જો મ્હારો સગો દીકરો હતે, તો આજે મ્હારી આવી સ્થિતિ નહિજ થતે. ઓ ખુદા! મ્હારી રતી તો હવે મરી જશેરે."

તેહમીના ચોધાર આંસુએ રડવા લાગી. તેને સર્વે ઠેકાણે કંગાલીયતનું ધુમસ દેખાતું હતું. આવાં દુઃખોથી તેની છાતી ફાટી જતી હતી, અને વધારામાં એક ઉપર એક દુઃખના ઉકરડાઓ વધવા માંડયા. સંકટમાં સપડાએલી દુઃખી માતાને જોઇને રતીને પણ બહુ લાગતું હતું, પણ તે તો પોતાની દુઃખી માતાને હિમ્મત આપતી હતી.

" માયજી, બહુ થયું. ક્યાં સુધી રડયા કરશો ? ખુદાની એમજ મરજી હોસે ?" શીતીએ તેહમીનાને કહ્યું.

" હા દીકરા, ખુદાની એમજ મરજી. આપણે બીજાઓને દુઃખ દીધું તો ખુદા આપણુને કાંય નહિ દે ? હવે તો મારૂં મોત આવે તો સારૂં." તેહમીના વધારે ને વધારે કલ્પાંત કરવા લાગી. એટલામાં રતી ઘણુાજ ધીમા અવાજે બોલી કે "મારૂં ગરૂં સુકાઇ જાય છે. જરા દુધ છે માયજી !"

" બેટા ! કયા ભલા કામ કીધાં કે દૂધનો છાંટો પણ મળે ? ખુદા આપણુને સુકો રોટલો આપે છે એટલો પણ અહેશાન."

" માયજી, મારી પાસે છ પૈસા છે અને તે પેસાથી હું દુધ લઇ આવું." કહી શીતી બજારમાં દુધ લેવા ગઇ.

થોડી વારમાં તે દૂધ લઇ આવી. નીચે દુધ મૂકી રતીને બેસાડવા માંડી, પણ વીધી તો આંખ મીંચીને આ કુટુંબ ઉપર રૂઠયું હતું તે કેમ તેમને જંપવા દે ! એક કાળો બીલાડો દોડવા જતાં તેની ઠેસ લાગી અને દુધ ગબડી ગયું અને રેલાવા માંડયું. આ જોઇ શીતીને કંપારી આવી ગઇ અને જલદી ઢોડાતાં દૂધમાંથી હાથથી પ્યાલામાં લુંછી લીધું. માંડમાંડ બે ચમચા દૂધ રતીને પાયું.

" માયજી જોયા કે એક એક તકદીરના ફટકા. છાંટો દૂધ પણ સુખે પીવા દે છે ? આના કરતાં તો આપણે ઝેર પી મરીયે તો સારૂં."

"ઓ......બ્હેન......મા...યજી હું મરૂંછ. મોત મને જોઇને હસે છે. ઓ હવે તો મને બીકબી લાગે છે. માયજી મને તમે કોટી કરો."

"ઓ દીકરા તું ના રડ. ઓ રતી! મ્હારી દીકરી ત્હારૂં બધું દુઃખ મને હવે આપી દેરે. ઓ ખુદા! હવે તો માફી આપ." તેહમીના હજી ચોધાર આંસુ વરસાવતી હતી.

"શ્રીતી મને ચક્કર આવે છે અને જાણે કોઇ મને સુઇયા ભોકતું હોય તેવું મને તો દરદ થાય છે રે. મારો જીવ કાંય જતો નથી?"

"વ્હાલી રતાં, એમ ના બોલ. ખુદા તુંને સારૂંજ કરશે. તું ત્હારે હવે ખુદાનું નામ લે."

"અરે! ખુદાનું નામ હું કેમ લેઉં? મને ચેનજ નથી પડતું. ઓ ખુદા! મારા બદનના તો હવે ટુકડા થઇ જાય છે." રતીનો શ્વાસ જોરમાં ચાલવા માંડયો અને હવે તે થોડા થોડા શબ્દોજ બોલી શકતી. આ કરૂણ ચિતાર પાષાણ હૃદયના મનુષ્યને પણ પીગળાવે એવો હતો તો એની માતા અને બ્હેનથી એ કેમ જોવાય? તેમની આંખો રડી રડી એટલી સુકાઇ ગઇ હતી કે આંસુ પણ ખુટી ગયાં હોય એમ જણાતું હતું. ન મળે ઘરમાં કોઇ પુરૂષ કે જરાયે હિંમત રહે. એકલાં ગરીબ, કંગાલ બીચારાં મા અને જુવાન દીકરી. કોને એઓની પંચાત પડી? કોને એ મોતના ફાડેલા ડાચામાં હોમાતી રતીને માટે બે આંસુ ખેરવવાની લાગણી થાય?

જેમ જેમ વખત વહેવા લાગ્યો તેમ તેમ રતીની જીવન નૌકા મોતના ભર દરિયે ખરાબે ચઢવા લાગી, અને જાણે હમણા એનો આત્મા એ જીર્ણ થઇ ગયેલા દેહને છોડી જશે એમ જણાતું હતું. તેહમીના અને શ્રીતી ધીમે અવાજે ચાલુ આંસુની ધારાઓ રેલાવતા

હતાં. સર્વત્ર ઘરમાં શાંતિ હતી. ફક્ત રતીનો આત્મા ઉપડી જવાની તૈયારીમાં હતો એટલે એનો શ્વાસ પૂરજોસમાં એંજીનના ભુંગળામાંથી થતા અવાજની માફક સંભળાતો હતો. જેમ દિપક હોલવાઇ જતાં પહેલાં એક વખત વધુ પ્રકાશ નાંખે છે તેમ રતીનો શ્વાસોશ્વાસ ધમધમાટ કરતો સંભળાતો હતો.

દશ મિનિટ, પંદર મિનિટ અને વીસ મીનીટ થઇ હશે એટલામાં રતીના ભાંગા તૂટા શબ્દો સંભળાયા. "મા...યજી...હું...જા...ઉં...છ ...ના...જાં:...બ...ર...જો...ર...મ...ને...મા...ફ...ક...ર...જો" આટલું બોલતામાં તેનું શરીર ખેંચાવા લાગ્યું. શરીર જડ થવા લાગ્યું અને આંખ ફાટી ગઇ. તેનો આત્મા ખુદાના દરબારમાં જીવનનો હિસાબ ચૂકવવા ઉડી ગયો. મા દિકરી બંન્ને જડ જેવા થઇ ગયાં. તેહમીના અને શીતી વ્હાલી રતીના આત્મા વગરના પડેલા ખોળીયાને જોઇ હૃદયભેદક ચીસ પાડી રડી ઉઠયાં. તે સાથેજ રાત્રિ ચમકાર કરતી આકાશમાં ધીરે ધીરે દોડી આવતી હતી.

# પ્રકરણ ૨૦ મું.

## "દારાબ અને રોદા."

"Will Fortune never come with both hands full,
But write her fair words still in foulest letters?
She either gives a stomach and no food,
Such are the poor in health, or else a feast,
And takes away the stomach,—such the rich,
That have abundance and enjoy it not."

**Shakespeare**

દુનિયામાં સંપૂર્ણ સુખ તો હોતુંજ નથી. સંપૂર્ણ સુખ મેળવવા આશાના ડુંગરો અમરજ રહે છે. જો દુનિયામાં ખુદાએ આશા જેવી ચીજ ઉત્પન્નજ ન કરી હતે, તો જીદંગી સુની થતે; આળસાઇ વધતે; કામ કરવાને મન નહિ થતે; હજારો આરંભાયલાં કામો પુરાં નજ થતે–પણ નહિ–દરેક મનુષ્યજાતમાં ખુદાએ આશા મુકી છે. "આશા" અમર છે. અરે! આશામાં અને આશામાંજ માણુસ જાત આગળ વધે છે. આશામાંજ મોજ માને છે અને અનેક આશાના કિલ્લાઓ બાંધે છે. ન્હાના બાળકોમાં તો આશાના પવનો અનેક જાતના ફુંકી રહે છે. બાળકો નાનપણમાં અનેક મોટા પુરૂષો થવાના સ્વપ્ના જુએ છે, પણ જ્યારે મોટા થઇને જીંદગીમાં–એટલે નવી

જીંદગીની શરૂઆત કરવા માંડે છે, ત્યારે નાનપણમાં બાંધેલા આશાના કિલ્લાઓ જમીનદોસ્ત થઇ જાએ છે, અને આશા નિરાશામાં ફેરવાઇ જાએ છે. જ્યારે માણસ મોટો થઇને ઉમરમાં આવે છે, ત્યારે ધીમે ધીમે ન્હાનપણમાં આશાના બાંધેલા કિલ્લાઓ પડતા જુએ છે. કવિ શેકસપિયરે લખ્યું છે કે:-

"Men are April when they woo, December when they wed; maids are May when they are maids, but the sky changes when they are wives."

× × × ×

જહાંગીર જહાંઓરડીવાળાના સસરા મરહુમ શેઠ દોરાબજી દેશાઇ હતા. તેઓ ઇંડોરના એક શ્રીમંત ગૃહસ્થ હતા. તેમને બે છોકરાં હતાં. એક તો દીના. આ દીના જહાંગીર સાથે લગ્નના ગાંઠથી જોડાઇ હતી, તે તો આપણે જાણીએ છીએ. મરહુમ શેઠ દોરાબજીને દારાબ નામનો એક દીકરો પણ હતો. દારાબના હાથમાં હાલમાં તેના પિતાની તમામ દોલત આવી હતી, પણ તેની તબિયેત નરમ ગરમ ચાલતી હતી. તેનાથી બરાબર ખવાતું પણ નહિ હતું.

દારાબ દેશાઇ હાલમાં ૩૦ વર્ષની ઉમરનો હતો. તે શરીરમાં દુબળો જણાતો હતો, છતાંપણ તેનું ચળકતું કપાળ જોનારને એવો ખ્યાલ આપતું હતું કે તે ભવિષ્યમાં હીરાની માફક ઝળકી રહેશે. તેનું પોપટયું નાક તથા ગોળ મોઢું તેના ચ્હેરાને વધારે દીપાવતું હતું. તે સાધારણ ઉંચો અને પટલો હતો. તે ઘણો ભલો અને સામા માણસની મુશ્કેલી સમજી શકે તેવો હતો. તે આજકાલના શ્રીમંતોના

પુત્રો જેવો તો નજ હતો. જ્યારે આજકાલના તવંગરોના દીકરાઓ તો "કલબ" "રેશ" "શરાબ" અને લેડીશોની કંપનીઓમાં ફરવા ઇંતેજાર અને તૈયાર હોય છે, ત્યારે આ દારાબ દેશાઇ શાને માટે ઇંતેજાર હતો ? અઝીઝ વાંચનાર તેના મનમાં તો ગરીબોની સેવા કરવાનો તથા કાયદાનો અભ્યાસ કરી ધારાશાસ્ત્રી બનવાનોજ વિચાર રમ્યા કરતો હતો. દારાબ દેશાઇ જો કે મેત્રીકમાં છવાર ફેલ થયો હતો, છતાંપણ તે હિમ્મત નહિજ હાર્યો. સાતમી ત્રાયલે તે ખંત કરીને પણ મેત્રીક પાસ થયો હતો.

હાલમાં જો કે એક છોકરાનો તે પિતા થયો હતો; છતાંપણ તે L. L. B. ની પરિક્ષા આપી આવ્યો હતો. આજે તેનું રીઝલ્ટ હતું. તે પોતાની ધણીયાણી તથા બ્હેન દીનાને મળી ભેટીને પોતાનું રીઝલ્ટ જાણવા તાર ઓફીશમાં ગયો.

*　　　*　　　*　　　*

દારાબ દેશાઇ આશરે પાંચ વર્ષ અગાઉ રોદા નામની છોકરી સાથે શેહાદીના ગાંઠથી જોડાયો હતો. રોદા ઓરફનેજમાં શીખતી માબાપ વગરની એક ગરીબ જરથોસ્તીની બેટી હતી. દારાબના પિતાએ પોતાના પુત્રને રોદા સાથે પરણાવ્યો હતો, કારણ કે મરહુમ શેઠ દોરાબજી દેશાઇ એવું માનનાર એક ગૃહસ્થ હતા કે શ્રીમંતોના પુત્રો અને પુત્રીઓનો સંસાર ગરીબોના છોકરાંઓ સાથે લગ્ન કર્યાથીજ સુખી થાય છે.

રોદાની ઉમર હાલમાં ૨૫) વર્ષની હતી. તે ઉંચી હતી, તેના શરીરની ચામડી ગોરી, સુંવાલી અને સુંદર હતી. તેનું કપાળ સૂર્યની

માફક ચળકતું હતું. કપાળ સાફ અને સુંદર હોવાથી તેની ખુબ-સુરતીમાં વધારો કરતું હતું. તેની આંખોમાં પણ સૂર્ય જેવોજ ચળકાટ હતો. ગમે તેવા અંધકારમાં પણ રોદાનું બદન પ્રકાશ ફેંકતું હોય એમ સામા માણસને જણાતું હતું.

કપાળ અને આંખમાં આવી ખુબી અને ખુબસુરતી, ત્યારે શરીરના બીજા ભાગો તો કેવા પણ સુંદર હશે ? અરે ! બાળપણથીજ દુનિયાની "ધુપ–છાવ"નો અનુભવ લેનાર આ સદ્‌ગુણી જરથોસ્તી બાનુ રોદાના શરીરની સુંદરતાનું વર્ણન કવિ કે લેખકની કલમ પણ બરાબર નજ કરી શકે. આ બાનુની પાંપણ તથા પક્ષીની પાંખ જેવી સુંદર ભ્રમર તેના શરીરને વધારે સુંદર શોભાવતી હતી.

રોદાના સફેદ દુધ જેવા દાંતો મોતીના જેવાજ સુંદર, સાફ તથા સ્વચ્છ હોવાથી જ્યારે તે હસ્તી ત્યારે ખુદાની ખુબી શું ચીજ છે તેનું સામા માણસને ભાન કરાવતી હતી. કેશ્મીરના સુંદર, ગુશાબો જોઇને જેમ માણસ જાતને કુદરતની શકિતનું ભાન થાય છે, તેમજ તેના ગાલમાં કુદરતે મુકેલી બોલતી વખતનો ખાડો જોઇને સામા માણસને જણાતું કે આ બોલતી બાનુ પોતાની માતાની ઘણીજ લાડકી હશે. ખરેખર જેઓને બોલતી વખતે ગાલમાં ખાડો પડે છે, તેઓ પોતાના માતા સાથે અજબ જાતની લેહણાદેવી લઇને પેદા થયેલાં છે, પણ રોદાએ તો પોતાની માતાનું સુખ નાનપણથીજ ગુમાવ્યું હતું. રોદાનું દુનિયામાં ખુદા સિવાય બીજું કોઇ પણ સગું ન હતું. તેના ખાવિંદ તરફથી તો સગાં હતાં, પણ મહીરે તો કોઇજ નહિ હતું. તેના સુંદર માથાના કાળા વાળો જમીન ઉપર પડે તેટલા

લાંબા હતા, અને વાળો ઘણાજ સુંદર તથા રેશમ જેવા સુંવાળા હોવાથી, તેના માથાનો અંબોડો જોઇને એમજ લાગતું કે આ તો કોઇ પથ્થરમાંથીજ કોતરી કાઢેલું પુતલું છે.

તે બોલવે ચબરાક, હાજરજવાબી, તથા ભલા ધનેતરને પણ રોકડુંજ પરખાવે તેવી સીધી અને પ્રમાણીક હતી. તે તદન સ્વતંત્ર સ્વભાવની હતી. પોતાના ખાવિંદના તથા બીજાઓના મનો ખુશામતથી નહિ, પણ ઉત્સાહ, ઉદ્યોગ અને સર્વે સાથે ભલાઇ કરી તેને જીતી લીધાં હતાં. તે રાંધવા સીંધવાનું, અને ભરવાનું પણ ઘણું સારૂં જાણુતી હતી. મેત્રીક સુધી તેને અભ્યાસ પણ કર્યો હતો.

પોતાના ખાવિંદ દારાબ દેશાઇ ઉપર અજબ જાતનું દીલ આબાનુ રાખતી હતી.

× × × × ×

દારાબ હસ્તો હસ્તો હાથમાં ટેલીગ્રામ લઇને ઘરમાં આવ્યો. દારાબનું હસ્તું મોઢું જોઇને રોદા અને દીના પણ ખુશ થયાં.

"દારાબ, દારાબ, કેવું રીઝલ્ટ ! પાસને ?" રોદાએ દારાબને ઉત્સાહથી પુછ્યું.

"હા પાસ. આએ મુંબઇથી આવેલો ટેલીગ્રામ વાંચ." દારાબે રોદાને ટેલીગ્રામ આંપતાં કહ્યું. રોદાએ મોટેથી ટેલીગ્રામ વાંચ્યો અને પછી દારાબને ઓવારણા લીધા. દીનાએ પણ દારાબને ઓવરણા લઇને મુબારકબાદી આપી.

"અરે ! મને મુબારકબાદી કાંઇ હવે હોય ? એક છોકરાનો પપ્પાબી હું તો થયો, અને ૩૦ વર્ષે વકીલ થયો." કહી દારાબે રમુજ કીધી.

"When fortune means to men most good, she looks upon them with a threatening eye."

"Perfectly right you are Dear."

દારાબ પાસ થયેલો હોવાથી દારાબ, રોદા અને દીનાએ હસી ખુશીથી સાંજનો સમય ગુજારયો. રાતના એક ટેબલ ઉપર પોતાના બધાં છોકરાંઓ સાથે તેઓ હસી ખુશીથી જમવા બેઠાં, તેટલામાં આયાએ આવીને ધીમેથી કહ્યું કે "દીનામાય, ત્હમારા જહાંગીરજી શેઠ આપણા ઘરમાં આવે છે."

દીના તો જહાંગીરનું નામ સમજીનેજ ગભરાઇ ગઇ. તે બિચારીનું શરીર ધ્રુજવા લાગ્યું.

"આયા, જહાંગીરજી શેઠ કહાં છે?" દારાબે આયાને પુછ્યું.

"ગાડીમાંથી ઉતરીને પોતાનો સામાન બ્હાર કઢાવે છે."

"દારાબ, જહાંગીરને માંન ઇજ્જતથી ઘેરમાં લાવો. કોઇપણ આપણા ઘરમાં આવે તેને માન ઇજ્જત આપી તેની મહેમાનગીરી આપણે કરવીજ જોઇએ." રોદાએ દારાબને કહ્યું.

"બરાબર છે ડીયર." કહી દારાબ જહાંગીરને આવકાર આપવા ગયો.

× × × ×

"રોદા, રોદા, મ્હારૂં નસીબ બળેરે. હું શું કરૂં ? હજુ પણ એ મને જંપીને બેસવા દેતો નથી." દીનાએ ખુબ રડતાં રડતાં રોદાને કહ્યું.

"દીના, તું હિમ્મત રાખ." રોદાએ દીનાને હિમ્મત આપતાં કહ્યું.

"અરે ! હવે હું હિમ્મત કેમ રાખી મરૂં ! એને તો મને પાયમાલ કરી નાખી. પોતાની બ્હેન જરના પૈસા લઇને એ યુરોપ અમેરીકા નાસી ગયો, અને હવે અહીં શું કરવા એ આવ્યો હશે ?" દીનાએ ખુબ રડતાં રડતાં રોદાને કહ્યું.

"દીના, મુંગી રહે. હમણાં એ આવશે."

"અરે ! એ આવી મરે તો હું શું કરૂં ? મુવાએ મને ખાલી કરી નાખી. મ્હારી દીકરી શેહેરાંને ઇલાજો ઉપાયો વગર મારી નાખી. અરે ! અધુરામાં પુરૂં એ મુવાએ દીવાળું કાઢીનેબી મને તો પુરેપૂરી રખડાવીરે."

"દીના, દીના, ખુદા ખાતર તું મુંગી રહે." રોદાએ દીનાને આજીજી કરતાં કહ્યું.

"અરે ! હું કેમ મુંગી રહી મરૂં ? ઓ રોદા ! તું ભલી અને સદ્‌ગુણી છે, તેથી મ્હારા ભાઇને સારી શિખામણ આપીને તું મને મદદ કરે છે. અરે ! જો જહાંગીરની બ્હેન જર જેવી મ્હારી ભોજાઇ હોતે તો મ્હારે તો લોકોને ઘેરે આજે કામ કરવાજ જવું પડતે રે."

"દીના, દુનિયામાં ભલાઇજ કરવી જોઇએ. જરે લોભ કીધો તો શું એના હાથમાં આવ્યું ? જરનો "તેહમીના કોટેજ" બળી ગયો, અને હાલમાં પોતાના કાત્રાદાવાને લીધેજ એ કુદરતની સજા ભોગવે છે, એમ આપણે સાંભળ્યું છે."

"મંમાં, મંમાં, પપ્પા શું આપુને મારશે કે?" બાબા શાવકે દીનાને પુછ્યું.

"મંમાં, મંમાં, પપ્પા તો અહીં પાછો દારૂ પીશે અને હમુને ખરાબ લગાડશે." શીરીને દીનાને કહ્યું.

"મુંગા રહી મરોની." કરતાં દીનાએ પોતાના છોકરાંઓને ચમટા તોડયા. તે ખુબ રડી, અને રૂમાલે આંસુ લુંછી નાખ્યા.

જહાંગીર દારાબ સાથે "ડાઇનીંગ ટેબલ" ઉપર આવ્યો. જહાંગીર બધાંને મળ્યો, અને પોતાના છોકરાંઓને દારાબ રોદાને બતાવવા કોશો પણ કીધી.

મોહું હાથ ધોઇને તે બધાં સાથેજ "ડાઇનીંગ ટેબલ" ઉપર જમવા બેઠો. જમીને બધાંએ થોડી ઘણી વાતચિત કીધી, અને પછી બધાં ઉંઘી ગયાં.

# પ્રકરણ ૨૧ મું.

## " ગુનેહગાર જહાંગીર અને દારાબ રતનશાહ ઠાર. "

"O, what makes woman lovely?
Virtue, faith,
And gentleness in suffering, an endurance.
Through scorn or trial; these cull beauty forth,
Give it the stamp celestial, and admit it.
To sisterhood with angels"

આ શબ્દો કવિ બ્રેનટના સ્ત્રીઓ માટે છે. "સ્ત્રી સુંદર કેમ બને? ભલા ગુણ, વિશ્વાસ અને આફતમાં પણ નમ્રતા રાખવાથી; દુઃખ અને આફતના સમયે સહનશક્તિ હોવાથી તેની ફીરેસ્તાઓની સંફમાં પણ દાખલ થઇ શકે છે."

ખરેખર, સદ્ગુણી સ્ત્રીઓ જો કુટુંબમાં હોય તો તે કુટુંબની ગરીબાઇ અને મુસ્કેલીઓ પણ નહિજ જણાય. જે કોમમાં ભલી અને સદ્ગુણી સ્ત્રીઓ હોય તો તે કોમનો પણ સારોજ સમય આવે. દેશમાં પણ સદ્ગુણી સ્ત્રીઓથી દેશની કીર્તી સાથે ઇજ્જત વધે છે, અને તે દેશનો પણ "ભાગ્યોદય" થાય છે.

વ્હાલા વાંચક ! રોદા એક સદ્ગુણી સ્ત્રી હતી. તે પોતાના ખાવિંદને ખુદા સમજતી અને પોતાની દુઃખી ભોજાઇ દીનાને પણ પોતાની બ્હેનજ સમજીને મદદ કરતી હતી.

પોતાની ભોજાઇ દીનાનો ખાવિંદ જહાંગીર આજ કેટલોક વખત થયા ઇંડોરમાંજ દારાબને ત્યાં હતો. રોદા, દીના કે દીનાના છોકરાંઓ અને દીનાના ખાંવિદની જરાકબી અદેખાઇ નહિ કરતી હતી. તે તો દીનાના ખાવિંદ જહાંગીરને પણ સારી શિખામણજ આપતી હતી, પણ મીઠા મવાલી જહાંગીરે અહીં રોદા અને દારાબને પણ બનાવી નાખ્યાં હતાં. જહાંગીર અહીં શું કરવા આગ્યો હતો? તે અહીં શું ચાલાકી વાપડનાર છે તે અઝીઝ વાંચનાર તમને પાછળથી ખબર પડશે.

× × × × ×

રવીવાર હોવાથી સવારના સમયે દારાબ દેશાઇના બંગલાના વરન્ડા ઉપર દારાબ અને દીના બેઠાં હતાં. આ બન્ને ભાઇ બ્હેન વાતચિત કરતાં હતાં.

"દીના, દીના, તું ખાલી હવે જહાંગીરને બદનામ ના કર." દારાબે દીનાને કહ્યું.

"દારાબ, તું નાદાન છે. ખુદા ખાતર તું જહાંગીર ઉપર ઘણો વિશ્વાસ ના મુક. એને એની બ્હેન જર તથા આપણા પપ્પાને કાંઇ થોડા સતાવ્યા છે?" દીનાએ દારાબને રડતાં રડતાં કહ્યું.

"અરે! એ તો થઇ ગયું, બની ગયું."

"શું થઇ ગયું; બની ગયું! અરે! એને તો મને પણ પાયમાલ કરી નાખી. મ્હારી દીકરીને ઇલાજો ઉપાયો વગર પણ એનેજ મારી નાખી."

આ વખતે રતનશાહ રતનાગર નામના એક પારસી ગૃહસ્થ વરન્ડા ઉપર રોદા સાથે આવી લાગ્યા.

"Oh excuse me, દારાબ દીના, શું હું ત્હમુ લોકોને disturb કરૂં છું કે ?" રતનશાહે દારાબ દીનાને પુછ્યું.

"Oh no. આવો આવો. કેમ મોટા લોક કાંઇ ઘણે લાંબે વખતે ગરીબના ઘેરે આવવાની ફુરસદ મળી કે ?" દારાબે રતનશાહને સેકહેન્ડ કરતાં કહ્યું. રતનશાહ પણ એક ખુરસી ઉપર બેઠા, અને દારાબ, રોદા તથા દીના સાથે હસી હસીને વાતો કરવા લાગ્યા. અહીં વાતચિત ચાલતી હતી, તે વખતે જહાંગીર પણ વરન્ડા ઉપર આવ્યો.

"કેમ જહાંગીર, તું સ્ટેશન ઉપરથી આવ્યો કે ?" દારાબે જહાંગીરને પુછ્યું.

"હા, ખુદાની મહેરબાનીથી મ્હારૂં કામ ફત્તેહ કરીનેજ હું આવ્યો છું." જહાંગીરે દારાબને જવાબ આપ્યો.

"એવણ કોણ છે ?" રતનશાહે દારાબને પુછ્યું.

"એવણ મ્હારી દીનાના ખાવિંદ છે." દારાબે જહાંગીરને ઇન્ટ્રોડ્યુશ કરતાં રતનશાહને કહ્યું.

"Oh ! very glad to see you." રતનશાહે જહાંગીરને શેકહેન્ડ કરતાં કહ્યું.

"So am I,"

રતનશાહે જહાંગીરની બદમાસી માટે તો પહેલ્લાં ઘણું સમજ્યું હતું, કારણકે તેઓ ઇડોરમાંજ રહેતા હતા, અને મરહુમ શેઠ દારાબજી

દેસાઇના મિત્ર થતા હતા. આ ભલા ગૃહસ્થે અહીં એક પણ કડવો શબ્દ જહાંગીરને કહ્યો નહિ.

"આપ શું ધંધો કરો છો ?" જહાંગીરે રતનશાહને પુછ્યું.

"I am an old retired gentleman of 65."

"આપ સાહેબ શું ત્યારે અહીંયાંજ રહો છો કે ?

"હા."

"પણ ત્હમુને તો અહીં હું આજેજ જોઉં છું."

"જહાંગીર, એવણ સીમલા, દીલ્હી, આગ્રા, જયપુર, ભરતપુર વિગેરે ઠેકાણે ફરવા ગયા હતા, અને કાલેજ પાછા ઇંડોરમાં આવ્યા છે." દારાબ વચમાં બોલી ઉઠયો.

"આએ એજે મી. રતનાગર ત્હમુને મુસાફરી કરતાં ઠાક નથી લાગતો કે ?" જહાંગીરે રતનશાહને પુછ્યું.

"અરે ભાઇ ! જુવાનીમાં લાકડાં લોઢાં ઘસેલાં, અને "વોલનટીયર" તરીકે પણ બંદુકો ઉંચકી ઉંચકીને હાડકાં કસેલાં તેથી થાક શાનો લાગે ? હાલમાં તો મ્હારો દારાબ પાસ થયો એટલે મને તો પાછી જુવાની આવી છે." રતનશાહે દારાબનો બડ્ડો ઠોકતાં કહ્યું.

"અરે ! એમાં શું થયું ? ૩૦ વર્ષે હું તો વકીલ થયો."

"અરે ! વકીલ થયો ત્યારે તો આવતા ગુરૂવારે ત્હારા બનેવી સાથે મ્હારે ત્યાં તું જરૂરજ જમવાં આવજે."

"અરે નહિરે ! મ્હારા પપ્પાના ગુજરી જવાથી મને હાલમાં કોઇપણ જગ્યાએ જવા ગમતું નથી."

"નહિ નહિ મ્હારે ત્યાં તો આવવુંજ પડશે. દીના રોદા, તમેબી ત્હમારાં છોકરાંઓ સાથે આવજો."

દીના રોદાએ તો ના કહ્યું. રતનશાહે ખુબ બહોંશ કીધી, તેથી દારાએ "હા" કહ્યું. જહાંગીરને તો ખોટાઇએ કહ્યું, છતાં પણ તે તો તૈયાર થઇ ગયો. રતનશાહ હસી બોલીને બધાંને મળી ભેટીને દારાબ દેસાઇના ઘરથી પોતાને ઘરે ગયા.

× × × ×

આજે ગુરૂવાર હોવાથી દારાબ દેશાઇ પોતાના બનેવી જહાંગીર જહાંબોરડીવાલાને લઇને રાતના સમયે મી. રતનશાહ રતનાગરને ત્યાં જમવા ગયો હતો. રતનશાહે આ બન્ને સાળા–બનેવીને ઘણો સારો આવકાર આપ્યો. અહીંતહીંની વાતચિતના ગપ્પા મારીને આ ત્રણે પારસી ગૃહસ્થો એક ટેબલ ઉપર જમવા પણ બેઠા.

અઝીઝ વાંચનાર, પેલો જહાંગીર જહાંબોરડીવાળો હાલમાં સુધરી ગયો હતો કે? આ સવાલનો જવાબ આપવાનો અઝીઝ વાંચક હું ત્હમારા ઉપરજ છોડું છું, પણ તેને શું કર્યું હતું, તેની થોડીક વિગત હું અહીં આપીશ.

આ જહાંગીર રતનશાહ રતનાગરના "કુક"ને ઓળખતો હતો. કેવી રીતે તે ઓળખતો હતો? કુકની સાથે કોઇપણ દિવસ મેળાપ થયો હતો કે? આવા અનેક સવાલો પુછી શકાય. આ સવાલોના જવાબમાં એટલુંજ કે મી. રતનશાહ રતનાગરનો કુક મુંબાઇમાં લાંબો વખત નોકરી કરી ગયો હતો. તે "રેશ, "શરાબ" અને વેશ્યા" ઓનો પણ શોખીન હતો. આ ઉપલી ચીજોનો તે શોખીન હોવાથી

જહાંગીર જહાંઓરડીવાલાને ઓળખે તેમાં અજબ થવા જેવું શું છે? જહાંગીરે આ કુકને રૂા. ૫૦૦) આપ્યા હતા, અને તેના બદલામાં કુકે શું કરવાનું હતું? કુકે એક ડીશમાં ઝેર ભેળીને તે ડીશ દારાબ દેશાઇને ખવાડવાની હતી. આ કરવાનું કારણ શું હશે? દારાબ દેશાઇ જો આ દુનિયાનું અજવાળું જોતો બંધ થઇ જાએ, તો જહાંગીર રોદાને બનાવીને મરહુમ શેઠ દોરાબજી દેશાઇની માલમિલકતનો કારભારી બને. કારભારી બને તો પછી પુછવુંજ શું? અરે? આ "રમતો પંચી" ઘણી ઉંડી રમત રમતો હતો. તે રમત શું હશે? જો કારસ્થાન પકડાઇ જાએ તો બટલર ઉપર તોહમત મુકીને બટલરનેજ જેલ જાત્રા મોકલવાનો પણ તે ઇરાદો રાખતો હતો. કોઇપણ રીતે તે ભલો થવા માંગતો હતો. પોતાની બદમાસી અને જોખમદારી તે બીજાના માથા ઉપર નાખવા માંગતો હતો. અરે! તેને એક ચીઠ્ઠી પણ બટલરને લખી હતી. તે ચીઠ્ઠી C. I. D. કે જે જહાંગીરની પાછળજ હતી, તેના હાથમાં કાંઇક મોડીપણ આવી હતી. અરે! જો જલ્દી ચીઠ્ઠી મળતે તો દારાબ અને રતનશાહ જરૂરજ બચી જતે.

*　　　*　　　*　　　*

જ્યારે ટેબલ ઉપર ઝેર ભેળેલી ડીશ આવી, ત્યારે કુકે જહાંગીરને ઇશારત કરી. ઝેર ભેળેલી ડીશ દારાબ અને રતનશાહે તો લીધી. જહાંગીરે પણ લીધી તો ખરી, પણ ખાલી ચુંથી અને મોઢામાં મુકીજ નહિ.

હસી બોલીને, ખાઇ પીને, રતનશાહ રતનાગરને મળી ભેટીને દારાબ તથા જહાંગીર મોટરમાં બેસી પોતાને ઘરે ગયા.

×　　　×　　　×　　　×

રાતના બાર એક વાગ્યા. આ સમયે દારાબ દેશાઇના પેટમાં ઘણું દુઃખી આવ્યું. દારાબનો જીવ બહુ ગભરાયો. રોદા અને દીના દારાબની માવજત કરતાં હતાં, આ બંન્ને નણંદ ભોજાઇ ગભરાઇ ગયાં હતાં.

"અરે! શું કરૂં? મ્હારા પેટમાં તો કોઇ કરવત ફેરવતું હોય તેમ મને તો થાય છે." દારાબે રડતાં રડતાં રોદાને કહ્યું.

"ડીયર, હિમ્મત રાખો. ખુદા ઉપર ઇતબાર રાખો. સૌ સારૂંજ થશે." રોદાએ પોતાના ખાવિંદને હિમ્મત આપતાં કહ્યું.

દારાબ દેશાઇનું દુઃખ તો વધતુંજ ગયું. તેનો જીવ બહુ ગભરાવા લાગ્યો. ડોકતર પણ આવી પહોંચ્યા. ડોકતરે મ્હોં મલકાવ્યું. જહાંગીર ભલો થવા દારાબની માવજત કરવા લાગ્યો. દારાબનો કકળાટ વધતોજ ગયો. આજુબાજુના લોકો અને આડોશીપાડોશીઓ એકઠાં થઇ ગયાં. બધાં દારાબ પાસે વીંટળાઇ ગયાં. દારાબમાં હવે દુઃખ સહન કરવાની તાકાત પણ રહી હતી નહિ. તે મોટે મોટે બૂમો પાડવા લાગ્યો. કોઇનું બોલેલું પણ તે હાલમાં સાંભળતો હતો નહિ. ઉંઘ પુરી તેને આવે નહિ. પોતાનું માથું તે એક બાજુથી બીજી બાજુ કરતો, અને ન્હાના બચ્ચાંની માફક પોક મુકીને તે રડતો હતો. જરાક જો આંખ લાગે તો થોડીજ વારમાં દારાબ ઝબકીને ઉઠતો હતો. દારાબ હવે તો બેભાન પણ થઇ ગયો. જો કે ડોકતરે ઇન્જેકશન આપ્યાં, છતાં પણ દારાબની તબિયેતમાં કાંઇ પણ સુધારો તો થયોજ નહિ. દીના અને રોદા ચોધાર આંસુએ રડતાં હતાં. દારાબનો ન્હાનો બાબો પણ પોતાના પિતાની આવી હાલત જોઇને ભરાઇને

ડુસ્કે ડુસ્કે રડતો હતો. દીનાના છોકરાંઓ—શીરીન અને શાવક પોતાના ભલા અને મુરબ્બી મામાની ગંભીર સ્થિતિ જોઇને ગભરાઇ ગયાં, અને પોક મુકીને રડવા લાગ્યાં. આડોશીપાડોશીઓ કે જેઓ આ વખતે દારાબ દેશાઇના ઘરમાં આવ્યાં હતાં, તે લોકો આ બચ્ચાંઓને પતાવે અને શાંત પડવા કહે પણ ફોકત.

× × × ×

"ડોકતર, ડોકતર, મ્હારા દારાબને શું છે?" રોદાએ રડતાં ડોકતરને પુછ્યું

"તે કહેવામાં હાલમાં ફાયદો નથી." ડોકતરે મોઢું મલકાવીને રોદાને જવાબ આપ્યો.

"અરે! મને કહોની. મ્હારો દારાબ તો હવે બેભાન પણ થઇ ગયો છે." રોદાએ ડોકતરને કહ્યું.

"ત્હમારા દારાબને કોઇએ ખાવામાં પોઇઝન આપ્યું છે."

દીના અને રોદા તો ડોકતરના આ શબ્દોથી અજબજ થઇ ગયાં. તેઓ વિચારમાં પડી ગયાં, અને ગભરાવા લાગ્યાં. ગભરાત વિચાર અને અજાયબી એ ત્રણે ચીજો આ નણંદ ભોજાઇને ગુંચવાવી રહી.

"અરે! શું.........કરૂં? .........મં.........માં.........પ .........પ્પા.........ઓ.........ખુ.........દા......" આવા શબ્દો દારાબ બેભાનીમાં બોલી આ દુનિયાને છેલ્લી સલામ કરી ચાલ્યો ગયો.

દીના અને રોદાએ છાતી ફાટી જાએ તેવો રડી કુટીને અહીં કકળાટ કર્યો. દારાબનો ન્હાનો બાબો પણ દારાબના માથા આગળ ઉભો રહીને પોક મુકીને રડતો હતો. આ જોઇને સર્વેના પેટમાં ચુંઠાઇ આવતું હતું. દીના તો રડતાં અને કુટતાં બે શુદ્ધ પણ થઇ ગઇ. દીનાને બીજા ઓરડામાં લઇ જવામાં આવી, અને ત્યાં ડોકતરે માવજત કીધી. મહામુસ્કેલીએ તે હુસ્યારીમાં આવી.

રોદાના દુઃખને માટે તો પુછવુંજ શું? તે બિચારી તો દીવાની જેવીજ થઇ ગઇ. તેને તો પોતાના દીલના કપડાં પણ ફાડી તોડી નાખ્યાં. પોતાના માથાના વાલો પણ તેને તાણીતોડીને પીંખી નાખ્યા. તે પોતાનું માથું જમીન સાથે અફાડીને પોક મુકીને માહીતમ પાડી રૂદન કરતાં બોલવા લાગી કેઃ—

"ઓ ખુદા! ત્હારો કેવો ઇન્સાફ! અરે! મ્હારા દારાબને કોણ મુવાએ ઝેર આપ્યું રે? અરે દારાબ! ત્હારી દુઃખી રોદાની જરાક તો દયા ખા. ઓ પરવરદેગાર! જરાક સુખનો વખત આવ્યો તેબી શું તું પાછો લઇ લે છે કે? અરે! ન્હાનપણથી તો માય—બાપ મરી ગયાં. ઓરફ્નેજમાં હું મોટી થઇ મુઇ. અરે! મ્હારા સસરાને બહેસ્ત કે તે બિચારાએ તો મને દારાબ સાથે પરણાવી સુખી કીધીરે. અરે! મ્હારા નસીબને આગ લાગેરે. અરે! નસીબ લખતીનેબી શું કહું? ઓ ખુદા! મ્હારા દારાબને શું થઇ ગયું રે? ઓ દારાબ! જ્યારે વકીલની પરિક્ષા તેં પાસ કીધી, ત્યારે વકીલાત તો કરની. અરે બાપરે! આએ શું આફત?"

રોદા દીવાની જેવી થઇને એક ઓરડામાંથી બીજા ઓરડામાં ઉઘાડે પગે દોડવા લાગી. તેના માથામાંથી લોહીની નદી વ્હેતી હતી.

કોઇકો તેને પકડવા જાએ તો તેમને પણ ગાંડા માણસની પેઠે તે મારતી હતી. આ બિચારી બાનુ રડતાં અને કુટતાં બેશુદ્ધ થઇને જમીન ઉપર પડી ગઇ.

× × × ×

જ્યારે ઇંડોરના મરહુમ શેઠ દોરાબજી દેશાઇના દીકરા દારાબની લાસ ઉપર માહીતમ પડી રહી હતી તે સમયે શું થયું? કેટલા પોલીસ ઓફીસરો પોલીસના સિપાઇઓ સાથે મરહુમ શેઠ દોરાબજી દેશાઇના બંગલામાં દાખલ થયા. પોલીસને અધીં રાતરે અહીં આવેલી જોઇને બધાં વિચારમાં પડી ગયાં.

"Whom do you want please?" એક પારસી ગૃહસ્થે પોલીસ અમલદારને પુછ્યું.

"We have Come to arrest mr. Jehangir Jahanbordiwalla" પોલીસ અમલદારે તે પારસીને જવાબ આપ્યો.

પોલીસ અમલદાર સાથે રતનશાબનો બટલર પણ હતો. તેને પણ પોલીસે હાથમાં હાથકડી નાખીને કેદ કર્યો હતો. આ બટલરે પોલીશ અમલદારને જહાંગીર તરફ બતાવીને કહ્યું કે "જહાંગીરજી શેઠ, ઇધર હય."

પોલીસે જહાંગીરને હાથમાં હાથકડી નાખીને કેદ કર્યો. જહાંગીરના હાથમાં હાથકડી પડી, તે જહાંગીરના દીકરા બાબા શાવકે જોઇ. આ બચ્ચાંએ રડતાં ગભરાઇને મોટી ચીસ પાડી કે:—

"મંમાં મંમાં આવો. પપ્પાને તો પોલીસ બેડી નાખીને લઇ જાએ છે."

રોદા, દીના તથા બીજાં બ્હારના બાનુઓ અને ગૃહસ્થો દોડી આવ્યાં. દીનાએ પોતાના ખાવિંદના હાથમાં હાથકડી જોઇને શરમાવા લાગી. તે બિચારીને પોતાનું બધું દુઃખ યાદ આવ્યું.

"ઓ મુવા જહાંગીર! અહીંબી તું સીધો નહિ રહી મુવો કે? અરે! તેં શું કીધું કે ત્હારા હાથમાં આજે અહીં હાથકડી પડે છે?" દીનાએ ખુબ રડતાં રડતાં જહાંગીરને પુછ્યું. જહાંગીર ફીકકો પડી ગયો, અને તેને કાંઇ પણ દીનાને જવાબ નહિ આપ્યો.

"એવણે આએ રતનશાહના બટલરને રૂા. ૫૦૦)ની લાંચ આપીને ખાવામાં ઝેર નખાવ્યું છે. બટલરે બધું કબુલ કીધું છે. રતનશાહ તો ઝેરથી ગુજરી પણ ગયા છે." પારસી પોલીસ ઓફીસરે દીનાને કહ્યું.

"અને મ્હારો દારાબબી ગુજરી ગયો રે. અરે મુવા જહાંગીર! મ્હારા દારાએ ત્હારૂં શું બગાડ્યું હતું કે તેં આવું કાવતરૂં કીધું?" રોદા ચીસ પાડી કકળીને બોલી ઉઠી.

"હું તદન નીર્દોષ છું. મને આજે પોલીસ પકડે છે તો ખરી, પણ હું પુરવાર કરી આપશ કે બટલરજ લુચ્ચો છે." જહાંગીરે બધાં તરફ જોઇને કહ્યું.

"અરે! ત્હમારી પાછળ C. I. D. ફરતી હતી, અને તમે બટલરને જે ચીઠ્ઠી લખી છે, તેબી અહીં તૈયાર છે." પોલીશ ઓફીશરે જહાંગીરને ચીઠ્ઠી બતાવતાં કહ્યું.

એક પારસી ગૃહસ્થનો અહી મિજાજ બરખેલાફ થઇ ગયો. તેમને જહાંગીરને પોતાની લાકડીથી આઠ દશ ફટકા પણ લગાવી કાઢયા. પોલીસ જહાંગીરને પોલીસ સ્ટેશન ઉપર લઇ ગઇ. બધાંએ જહાંગીર ઉપર તિરસ્કાર અને ધીક્કાર નાખ્યો.

# પ્રકરણ ૨૨ મું.

## " વીલીનો દુઃખી સંસાર "

"Hast thou seen with life incessant
Bubbles gliding under ice,
Bodied forth and evanescent,
No one knows by what device?
Such are thoughts. A mind-swept meadow,
Mimicking a troubled sea,
Such is life! and death a shadow
From the rock eternity."

**Wordsworth.**

દુનિયાની ખુશી, ગમી, નેકી અને બદીના અનુભવ દરેક મનુષ્ય જાતને મળે છે. દુનિયાના દુઃખો તથા મુશ્કેલીઓ ધીરજથી અને શાંતિથી સહન કરીને જે મનુષ્ય સંસારનો વિકટ સાગર તરી જાએ છે, અને બીજાઓને પણ સંસારના તોફાની દરિયામાં સંસારની ડુબતી નાવને કળેકળે કીનારા ઉપર લાવવાને શિખામણ, તથા બોધ આપે છે, તેના જેવો સુખી માણસ બીજો કોઇ પણ નથી. દુનિયા તો બે દિવસની છે. દુનિયામાં કોઇ પણ સદાને માટે અમૃત પીને રહેવા આવ્યું નથી. દુનિયામાંતો અનેક જાતના દુઃખોજ હોય છે. શાંત મન રાખી, ખુદામાં વિશ્વાસ મુકી, સ્વાર્થનો ભોગ આપી, ધીરજથી શાંતિથી અને સત્યને વળગી રહીને આપણે

જો આપણો વખત દુઃખમાં પણ પસાર કરીયે તો દુનિયાના સુખની ટોચ આપણી નજદીકજ છે. "રોઝે કયામતને" દીને ખુદાની દરબારમાં પણ આપણને સચ્ચાઇ, ધીરજ અને શાંતિથી દુનિયાના દુઃખો સહન કરવાનો બદલો પણ મળશે. દરેક આફત, મુશ્કેલીમાં ખુદાની બંદગી અને ખુદા ઉપરનો વિશ્વાસ કદી પણ કમી નહિજ થવો જોઇએ. "Every day hath its night, every weal its woe."

× × × ×

વ્હાલા વાંચક! મરહુમ રૂસ્તમ હીરા માણેકની વડી દીકરી કે જે એક વખતની દોર અને દમામ કરવાવાળી હતી; અપ-ટુ-ડેટ થઇને ફેશનમાં સુધારો કરવાના વિચારો રાખવાવાળી હતી; જાતજાતના ભોજનો મિઠાઇ મેવા ખાઇ મોટરમાંજ ફરવાવાળી હતી; ગરીબોના નામની સુગ ધરાવી પ્યાનો વાયોલીન તથા ઇંગ્લીશ ઓપેરામાંજ મોજ માનવાવાળી હતી, તેની આજે શી હાલત હતી? અરે! એજ વીલી હાલમાં દાદરમાં "જામે જમશેદ" ની ધરમની ચેહલી ઉપર રહેતી હતી. તે વળી ૯ છોકરાંની હાલમાં માતા પણ થઇ હતી.

વીલીના શરીરનું માંસ ગમથી ગલાતું જતું હતું. બીક અને ગભરાતની લાગણીથી તેનું શરીર પીળુ થતું જતું હતું. તેના માથાના વાળો સફેદ થઇ ગયા હતા અને ડાચાં પણ દુઃખથી બેસી ગયાં હતાં. તે દુઃખે દુઃખે બુઢ્ઢિ ડોશી જેવી દેખાતી હતી. તેનો ખાવિંદ

નરીમાન એક છોકરો મવાલી બની ગયો હતો. તે વીલીને તથા છોકરાંઓને પણ ખુબ માર મારતો હતો.

*   *   *   *

રાત્રના બરાબર ૯ વાગ્યા હતા. દાદર ઉપર સ્હેજ શાંતિ હતી. કોઇક વખત મોટરના અવાજ અથવા તો ટ્રામના અવાજો આવતા હતા. આજે વીલાના ઘરમાં કાંઇ પણ ખાવાનું હતું નહિ. વીલીના ૯ છોકરાંઓ રડીને કકળાટ કરીને વીલી પાસે ખાવાનું માંગતાં હતાં. વીલી રડતી અને જ્યારે છોકરાંઓ ખુબ તોફાન કરતાં ત્યારે છોકરાંઓને આ દુઃખી માતા કંટાળીને મારતી પણ હતી. આજુબાજુના ગરીબ જરથોસ્તીઓ કોઇ કોઇ દિવસ કાંસ્યામાં વધ્યું સધ્યું ખાવાનું વીલી નગરવાલાને ત્યાં આપી જતાં હતાં. એક તો ધર્મની ચેહલી, અને બધાં ગરીબ; તેમાં વીલીને ગરીબો શું મદદ કરી શકે? છતાં પણ જરથોસ્તી ખ્ત્રાશ એવો ઉમદા છે કે પોતે થોડું પણ ખાઇને બીજાને મદદ કરે. આજે તો કોઇ પાડોશીને ત્યાંથી વધેલું સધેલું ભુચબાચક પણ ખાવાનું વીલીને ત્યાં આવ્યું હતું નહિ, તેથી વીલીના ભુખ્યાં છોકરાંઓ ખુબ તોફાન કરતાં હતાં. કોઇ દિવસ ચાહેને વાસી પાઉ, તો કોઇ દિવસ ચના ખાઇ પાણી પીને આ શ્રીમંત બાપની બેટી પોતાના છોકરાંઓ સાથે પોતાનો વખત કાઢતી હતી. વીલીના છોકરાંઓ વારંવાર માંદાં પણ પડતાં હતાં. માંદાં પડે ત્યારે છોકરાંઓની એકલા હાથે વીલીને ચાકરી કરવી પડતી

હતી. પારસી પંચાયતની ઓફીસમાંથી વીલીને મહીને રૂા. ૧૦ નો પગાર મળતો હતો. તે રૂપીઆથી તે બિચારીને પોતાના છોકરાંઓ સાથે રહેવાનું હતું. ઘણીક વખતે તો નરીમાન વીલીને માર મારીને રૂા. ૧૦ પણ લઇ જતો હતો. અરે! વીલી આખો મહીનો બચ્ચાંઓ સાથ કેવી રીતે કાઢતી હશે તે માટે તો અઝીઝ વાંચનાર તમેજ વિચાર કરો.

વીલીનો ખાવિંદ નરીમાન નગરવાળો વીલીને અનેક રીતે હેરાન કરતો હતો. નરીમાનને તો ગ્રામમાં એક પેસનજરનું ગજવું કાપવા માટે ૯ મહીનાની સખ્ખત મજુરીની જેલની સજા પણ થઇ ચુકી હતી. તેહમીના હીરા-માણેકના એક વખતના લાડકા જમાઇએ તો "શરાબ" "રેસ" અને શેર "સટ્ટા"ને લીધે પોતાની આબરૂનું પણ લીલાંઉ કરાવ્યું હતું એમ કહીએ તોપણ કાંઇ ખોટું નથી.

આજે વીલીની "આશા" "નિરાશા"માં ફેરવાઇ ગઇ હતી. જો કે આજે પહેલ્લી તારીખ તો હતી, છતાં પણ તે બિચારીના હાથમાં એક પાઇ પણ નહિ હતી. તેનું કારણ શું હશે? કારણ એટલુંજ કે નરીમાને વીલીને ખુબ માર મારીને વીલીનો ૧૦ રૂા. નો પગાર તથા વીલીએ વેચવા ભરેલી સાડીની એ કોરો પણ લઇ ગયો હતો. અરે! વીલી અને વીલીના છોકરાંઓ ભુખ્યાં ટળવળતાં હતાં. દ્દા પણ વાગી ગયા, છતાં પણ છોકરાંઓને માટે આજે ઘરમાં કાંઇપણ ખાવાનું નહિ હતું. શું કરે? બિચારી વીલી રડે અને ઘણીક વખતે દુઃખથી મિજાજ પણ બરખેલ્લાફ કરી

નાખતી હતી. જ્યારે વીલીના છોકરાંઓ ખાવાને માટે રડતાં હતાં, તે સમયે વીલીના ઘરમાં નવસારીથી બે બાનુઓ આવી પહોંચ્યાં. વીલી આ બે મહેમાનોને જોઇને ગભરાઇ ગઇ, અને પોતાના મનમાં કહેવા પણ લાગી કે "મ્હારાં છોકરાંઓને એક તો ખાવાનું મળતું નથી, અને વળી એ લોકો કયાંથી ફુટી નીકળ્યાં. ?"

વ્હાલા વાંચક! આ બે બાનુઓ કોણ હતાં? અરે! તેઓ વીલીની માતા તથા બ્હેન હતાં. વીલીની માતા તેહમીનાના બદનમાં જુની પુરાણી ફાટી સાડી, ફાટું બદન, માથા ઉપર મેલું માથાબાનું અને પગમાં ચારથી પાંચ ઠીંગણીઓ મારેલી સપાટ જોઇને કોણ કહી શકે કે એક વખત આ એક "અપ-ટુ-ડેટ" ફેશનમાં, સત્તાના મદમાં ગરીબોના નામની સુગ ધરાવી ગરીબોને ધીક્કારનાર એક મગરૂર ધપધપી બાનુ હતી! તેહમીનાના હાથમાં પાણીની બાટલી અને બગલમાં કપડાનું પડીકું જોઇને કોણ કહી શકે કે તે બાનુ એક શ્રીમંત શેઠયાની ધણીયાણી હતી? શ્રીતીના શરીરમાં પણ તેહમીનાના જેવોજ પોશાક હતો. તફાવત એટલોજ હતો કે શ્રીતીએ પગમાં ફાટાં, જુના કોઇના સ્લીપર પહેરેલાં હતાં.

આ મા-દીકરી વીલી અને છોકરાંઓને ભેટયાં અને ચોધાર આંસુએ રડયાં.

"મમઇજી મમઇજી, અમુને તો માયજી ભુખે મારે છે. અરે! તમે કાંઇ ખાવાનું લાવ્યાં છેવ કે?" વીલીની એક છોકરીએ તેહમીનાને રડતાં રડતાં પુછ્યું.

"મુગી મર. હવે મને ના સતાવી મરો." વીલીએ પોતાની છોકરીને મારતાં મારતાં કહ્યું.

"અરે! પણ શું છે? બચ્ચાંઓને એમ મારીને તું હાડમાર શું કરવા કરે છે?" તેહમીનાએ રડતાં રડતાં વીલીને પુછ્યું.

"અરે! શું કરી મરૂં? કહાં જઇને મરૂં? મ્હારા પર તો માયજી દુનિયા કરતાં એવડું દુઃખ છે." વીલીએ ખુબ રડતાં રડતાં તેહમીનાને જવાબ આપ્યો.

"શું કરૂં દીકરા? અરે! પણ હમણા છે શું તે તો મને કહે."

"અરે! શું હોઇ મરે? આજે નરીમાને મને લાતે લાતે ખુબ મારી, અને મને પારસી પંચાતમાંથી ૧૦ રૂા. નો પગાર મળેલો તે, તથા મેં વેચવા ભરેલી એ કોરો લઇને એ ઘેરમાંથી ચાલી ગયો છે."

"ઓ ખુદા! ત્હારો ઇન્સાફ સાચોજ છે. અરે! મેં જો ગરીબના છોકરાને સારી કેળવણી આપીને મ્હારો જમાઇ બનાવ્યો હતે તો આજે આવી પડતી નહિજ આવતે. અરે વીલી! મેં તો નરીમાનના ડ્રેસ અને ખુબસુરતી ઉપરજ તુંને પરણાવીને ગંભીર ભુલ કીધીરે." તેહમીનાએ વીલીને ભેટતાં અને રડતાં રડતાં કહ્યું.

આ વખતે વીલી, તેહમીના અને શ્રીતીની આંખમાંથી પાણીના રેલા ચાલવા માંડયાં. વીલીના છોકરાંઓ પણ પોતાની માતા, માસી અને મમઇને રડતાં જોઇને રડવા લાગ્યાં.

"માયજી, દુનિયામાં આપણે શા માટે ભલાઇ નહિ કીધી ? અરે ! નવ નવ છોકરાં સાથે હું મ્હારૂં કેમ ગુજરાન ચલાવું ? ઓ માયજી ! મ્હારી લાડકી બ્હેન રતી ગુજરી ગઇ, ત્યારે મ્હારી પાસે એક પાઇબી નહિ હતી. અરે ! મ્હારી મુવેલી બ્હેનનું મોઢું જોવા પણ હું પૈસાને લીધેજ આવી શકી નહિ." વીલીએ ખુબ રડતાં રડતાં તેહમીનાને કહ્યું.

"ઓ દીકરા ! રતીના દુઃખનું હું વર્ણન કયાં જઇને કરી મરૂં ? ઇલાજો, ઉપાયો અને ખોરાક વગરજ મ્હારી રતી તો મરી ગઇરે. અરે ! જયારે હું મ્હારી રતી દીકરીનો છેલ્લી વખતનો ટવળાત યાદ કરૂં છું ત્યારે તો મારી છાતીમાં કોઇ તીર મારતું હોય તેમ મને તો થાય છે. ૬ પૈસાનું શ્રીતી રતીને પાવા દુધ લાવી તો તેબી ઘોલાઇ ગયું. અરે ! નસીબ ! નસીબ ! તું શું કરવા બેઠું છે ?" તેહમીના પોક મુકીને રડવા બેઠાં.

"માયજી, માયજી, આએ કાંઇ નવસારી નથી. મોટેથી રડો ના. ચેહલીના ભાડુતો અહીં દોડી આવશે." વીલીએ તેહમીનાને શાંત પાડતાં કહ્યું.

"અરે ! નવસારીબી શું સરસ છે ! મ્હારી રતી અને શીતી મને મંમા કહીને બોલાવે, તો લોકો મશ્કેરી કરે. નિંદા કરીને જાત-જાતનું લોકો અમારે માટે બોલે. દીકરી વીલી, તારા ધણી નરીમાને તો મને અને શીતીનેબી ખુબ માર માર્યારે. અરે ! આખાં નવસારીમાં હોહા થઇ ગઇ કે જમાઇએ સાસુને તથા પોતાની સાળીને માર્યાં. નવસારીમાં હવે રહેવામાં શોભાજ નથી." તેહમીનાએ ખુબ રડતાં વીલી પાસે પોતાની મુશ્કેલીઓનું વર્ણન કરવા માંડયું.

"માયજી, હવે રડવામાં ફાયદો નથી. ખુદાની બંદગી કરો. પરવરદેગારની બંદગીથીજ આપણો દીવસ સુધરશે." શીતીએ તેહમીનાને કહ્યું.

"અરે ! હવે દહાડો શું સુધરી મરવાનો છે ? દીકરી વીલાં, મેં સમજ્યું છે કે જેમીને ખૈની શરૂઆત થાય છે. શું એ સાચ્ચી વાત છે કે ?"

"માયજી, હવે બીજી વાત કરો." વીલીએ તેહમીનાને કહ્યું.

"ઓ દીકરા ! હજુબી શું તું મને મ્હારા જેમીની ખરી હકીકત નહિ કહેશે ? દીકરો ગમે તેવો ભુંડો હોય, છતાં પણ માતાને તો પોતાના દીકરાનુંજ કુદરતી લાગે છે. દીકરી વીલાં, જેમી, જર અને છોકરાંઓની ખરી ખબર તું હવે મને કહે."

શરૂઆતમાં વીલાંએ જેમીની તથા તેના કુટુંબની ખબર કહેવાની આનાકાની કરી. જ્યારે તેહમીનાએ ઘણીજ બહોંશ કરી, ત્યારે વીલીએ કહ્યું કે:—

"માયજી, જેમીને હાલમાં વારંવાર ફીવર આવે છે, અને છાતીમાં દરદબી થાય છે."

"ઓ ખુદા ! હું શું કરૂં ?" તેહમીનાથી ચીસ પડાઇ ગઇ.

"માયજી, હિમ્મત રાખો. ખુદા ઉપરજ હવે ભરોસો રાખવાનો છે. ખુદાને યાદ કરીને દુઃખમાં આપણે ખુદાનીજ બંદગી કરવાની છે, કારણ કે પાકપરવરદેગારની બંદગીથીજ તથા ઉદવાડેના આતશબહેરામ સાહેબની દુવાથીજ આપણું દુઃખ ઓછું થશે." શીતીએ રડતાં રડતાં પણ પોતાની માતાને હિમ્મત આપતાં કહ્યું.

"અરે ! હું હવે હિમ્મત કેમ રાખી મરૂં ? ઓ ખુદા ! હવે તું મને મોત આપ, કારણકે જે માતા પોતાના છોકરાંઓને જીવતાં મુકીને મરી જાએ છે, તે માતા જેવી સુખી માતા બીજી કોઇપણ નથી."

"વીલાં, જરની શું ખબર છે ?" શીતીએ વીલાંને પુછ્યું.

"અરે મરેરે જર ! એ મુઇથીજ આપણી પાયમાલી થઇ." તેહમીના રડતાં રડતાં વચમાં બોલી ઉઠયાં.

"જર મુંબઇમાં બાલારામ સ્ટ્રીટના એક ઘેરના ઓટલા ઉપરથી પડી ગઇ, તેથી એના પગને સ્હેજ ઇજા થઇ હતી. જો કે ઓટલા ઉપરથી

પડી જવાથી જરનો પગ તો દુઃખતો હતો, છતાં પણ તે ધીમે ધીમે ચાલતી ચાલતી ગ્રાંટરોડના સ્ટેશન તરફ જતી હતી. જ્યારે એ સ્ટેશન તરફ જતી હતી, ત્યારે ભાડુતી વિક્ટોરીયાનો ઘોડો ચમક્યો, અને જરનો પગ ગાડીમાં આવી ગયો. જરને ધર્મની હોસ્પીતાલમાં કેટલાક પારસીઓ લઇ ગયા. ત્યાં એનો પગ કાપી નાખ્યો, અને લાકડાનો પગ મુક્યો છે. જર છ મહીના સુધી હોસ્પીતાલમાંજ ખાટલે પડેલી. રોજ ફીવરબી આવે છે. માથુંબી બહુ દુઃખે છે, અને એનું આખું શરીર ધ્રુજે છે. અધુરામાં પુરો એને કોઢ પણ નીકળે છે."

"ઓ ખુદા! ત્હારો ઇન્સાફ અદલજ છે. કોઇ કોઇને સતાવીને સુખી થતુંજ નથી. અરે! પણ જેમીના ઘેરમાં રાંધે સીંધે છે કોણ?" તેહમીનાએ વીલાંને સવાલ કર્યો.

"માયજી, બીચારો જેમી આખો દીવસ અંદેરીની અગીયારી પાસે તડકામાં ઉભો રહીને સુખડ વેચે છે, અને પછી ઘેરમાં જઇને એજ રાંધે છે. જેમીનો મોટો દીકરો બેહલી પણ જેમીને રાંધવા સીંધવા મદદ કરે છે."

"શું બેહલી સ્કુલે જતો નથી?" શ્રીતીએ વીલીને પુછ્યું.

"અરે! સ્કુલે કયાંથી જાએ? બીચારા જેમીને પોતાના ચાર છોકરાંઓ સાથે ગુજરાન કરવાનું છે." વીલીએ શ્રીતીને જવાબ આપ્યો.

"અરે! જર અને જહાંગીરેજ આપણને પાયમાલ કર્યાં. જરબી સુખી તો નહિજ થઇ. થોડાક વખત અગાઉ ન્યુસમાં આવેલું

કે જહાંગીરને દારાબ દેસાઇ અને રતનશાહ રતનાગર નામના પારસી-ઓને બટલર સાથે મળીને ઝેર આપવા માટે જેલની સજા પણ થઇ છે. જહાંગીર હાલમાં જેલમાં સબડે છે. અરે ! જેવું કરો તેવુંજ પામો."

"દીકરા, હુંબી શું સુખી છેઉં ? મનેબી ડાયબીટીસ થયો છે. માથું રોજ દુઃખે છે, અને દુઃખે દુઃખે હુંબી હવે તો કંટાળી ગઇ છું." તેહમીનાથી રડાઇ જતાં બોલાયું.

વ્હાલા વાંચક ! વીલીના ભુખ્યાં છોકરાંઓ પોતાની માતા માસી અને મમઇની વાત સાંભળતાં હતાં. પોતાની માતા, માસી અને મમઇનું દુઃખ સાંભળીને આ છોકરાંઓની આંખોમાંથી પણ પાણીના રેલા ચાલવા માંડયા.

"માયજી, તમે આજે એટલાં બધાં મોડાં કેમ આવ્યાં ? નવસારીથી તો જે લોકો આવે છે, તે લોકો તો સાડાસાત વાગ્યામાં ઘેર આવી જાએ છે."

"અરે દીકરા, ફ્રાસ્ટ ગાડીમાં આવવાના પૈસા વધારે થાય છે, માટે હમે સ્લો પેસનજરમાં આવ્યાં. અરે ! થર્ડ કલાસને બદલે હવે ફોર્થ કલાસબી હોય તો કેવું સારૂં ?" તેહમીનાએ રડતાં રડતાં વીલીને કહ્યું.

આ વખતે ઘડીયાલમાં સાડા દશ થયા હશે. વીલીના છોકરાં-ઓએ વીલી, શ્રીતી અને તેહમીના પાસે રડીને ખાવાનું માંગ્યું. વીલાંના ભુખ્યાં છોકરાંઓ માટે હાલમાં વીલાંના ઘરમાં કાંઇ પણ ખાવાનું ન હતું. ઘરમાં કાંઇપણ ખાવાનું ન મળે, એટલે વીલાં, શ્રીતી અને તેહમીના છોકરાંઓને ખવાડેબી શું ? અરે ! આ વીલાંના

છોકરાંઓ અહીં રડીને તોફાન કરતાં હતાં, એટલામાં એક બાનુ પાડોશીએ આવીને વીલાંના હાથમાં એક કાંસ્યો અને બે વાસી રોટલીઓ આપી. કાંસ્યામાં વધેલી દાળ હતી. વીલાંના છોકરાંઓ દાળ તથા રોટલીઓના ટુકડા મેળવવા માટે લુંટા લુંટ કરવા મંડી ગયાં. વીલીને ૯ છોકરાંઓ હતાં. તેમને ભાગે બે રોટલીમાંથી કેટલા ટુકડા આવે તે માટે અઝીઝ વાંચનાર તમેજ વિચાર કરો.

વીલાંએ દાળ એક રકાબીમાં નાખી અને પાડોશનને રડતાં રડતાં કાંસ્યો આપ્યો. વીલાંની છાતી એવી તો ભરાઇ આવી કે વીલાંથી તે ભલી પાડોશનનો શબ્દોથી પણ ઉપકાર માની શકાયો નહિ.

× × × ×

"માયજી, માયજી, બધાં રોટલી તો ખાઇ ગયાં, અને હું અને નરગેશજ રહી ગયાં." વીલાંની એક છોકરીએ વીલાંને કહ્યું.

"મુવાં તમે. મુવાંઓનું હોજરૂં હું કયાંથી ભરી મરૂં ? ધારની ધાર મ્હારે ત્યાંજ શું કરવા ઉતરી પડી ?" વીલાંએ ગુસ્સાથી રડતાં છોકરાંઓ તરફ જોઇને કહ્યું.

"અરે ! પણ અમે શું કરીએ ? લોકોના માય–બાપ તો ખવારી પીવારી મજાહ કરાવે ને અહીં તો બપોરે કે રાતરે ખાવાનાબી વાંધા પડે છે." વીલાંના એક છોકરાએ વીલાંને ગુસ્સાથી કહ્યું.

વીલાંએ આ સામું બોલનાર છોકરાને પોતાના પગમાંથી સપાટ કાઢીને ખુબ માર્યો. પ્રીતીએ તે છોકરાને છોડાવ્યો અને પતાવ્યો.

"માસીજી, માસીજી, મને બહુ ભુખ લાગી છે. અરે ! મને તો ભુખે ભુખે ફેર બી આવે છે." વીલાંના એક છોકરાએ શીતીને કહ્યું.

"શું કરૂં મ્હારા જાન ? તું ફીકર ના કર. હું મ્હારા દીકરાંઓ માટે મ્હારી પાસે બે આના છે તેમાંથી પાંઉં લઇ આવું છું. મ્હારા કલેજાંઓ, રડો ના." કહી શીતી દાદરના એક ઇરાનીની દુકાન ઉપર પાંઉં લેવા ગઇ.

શીતી આના આનાના બે મોટાં પાઉં લઇને આવી. પાઉંની સલાઇશો કરીને છોકરાંઓને આપી. છોકરાંઓએ પાંઉં અને દાળ ખુશીથી ખાધી.

અર્ધા પાંઉમાંથી ન્હાની ૬ સ્લાઇશો શીતીએ બનાવી. પોતે બે લીધી; બે તેહમીના અને બે વીલાંને આપી. શીતી અને તેહમીના તો ભુખ્યાં હતાં, તેથી તે બિચારાંઓએ લુખ્ખું પાંઉં ખાવા માંડયું. વીલાંએ તો પાંઉં પોતાના હાથમાંજ રાખ્યું, અને ખાધું નહિ.

"વીલાં, વીલાં, જરાક ખાઇને, પાણી પીને, ખુદાનું નામ લઇને આપણે હવે સુઇ જઇએ." શીતીએ વીલાંને કહ્યું.

"શીતી, મને હવે કંઇ પણ ખાવા પીવા ગમતું નથી."

"નહિ નહિ વીલાં, તું હવે એમ ના કર." વીલાંને ભેટતાં તથા આંખમાંથી આંસુના રેલા નુછતાં શીતીએ કહ્યું.

"આગ લાગે રે ખાવા પીવાને. મુવું મ્હારૂં મોતબી નહિ આવતું. શીતી મ્હારા ઉપર તો દુનિયા કરતાં બેવડું

દુઃખ છે. આપણી બ્હેન રતી શું કરવા મરી ગઇ ? અરે ! રતીના ભાગની જો હું મરી જતે તો દુઃખમાંથી છુટતે." વીલીએ ખુબ રડતાં રડતાં શીતીને કહ્યું.

વ્હાલા વાંચક ! વીલીના છોકરાઓની આંખમાંથી પણ આંશુંઓના રેલા પોતાની દુઃખી માતાને માસી સાથે વાત કરતાં જોઇ ચાલવા માંડયા. તેહમીનાને પણ પોતાનું દુઃખ યાદ આવ્યું. તેહમીનાને આ સમયે ઘણો પસ્તાવો થવા લાગ્યો કે "શા માટે મેં આ દુનિયામાં ભલાઇ નહિ કરી ?"

"તું રડ ના. જરાક ખા. મ્હારા સમ. તુંને કમજોરી થયો છે. દીકરા ત્હારી તબિયતની જરાક સંભાળ રાખ. ગરીબ માયની હવે તો દયા ખા. મ્હારામાં હવે દુઃખ ખમવાની શક્તિ નથીરે." તેહમીનાએ રડતાં અને વીલીને આજીજી કરતાં કહ્યું.

ઘણીજ બ્હોંશ કર્યાથી વીલીએ એક પાંઉંની સ્લાઇશ ખાધી. ખાઇને આ લોકે પાણી પીધું. પછી ખુદાની બંદગી કીધી. બંદગી કીધા પછી બધાં જમીન ઉપર સાદરીઓ બીછાવીને ઉંઘી ગયાં.

# પ્રકરણ ૨૩ મું

## "શરાબની મોહકાણ"

"Upon the wicked He shall rain snares, Fire and Brimstone, and an horribe tempest: *this shall be* the portion of their cup".

**Psalm No. Eleven of David.**

**Bible.**

દુનિયામાં બુરાઇ કરનારને ઘણીક વખતે બુરાઇનો બદલો બુરાઇથીજ મળે છે. જે લોકો સામા માણસનું નુકશાન કરે છે; પોતાના સ્વાર્થને માટે બીજાને પાયમાલ કરે છે; શરાબ અને સટ્ટાપંજામાંજ મોજ માને છે; તેમને અંતે ઘણુંજ સહન કરવું પડે છે.

× × × ×

નરીમાન નગરવાળો શરાબનો ઘણોજ શોખીન હતો. શરાબની મસ્તીમાં તે આજકાલ ઘણો જોવામાં આવતો હતો. શરાબની તેને તલબ થતી હતી, તેથી કેટલીકે વખતે તેને ચોરીઓ પણ કરી હતી. આ કમબખ્ત શરાબની મસ્તીમાં તો તેને પોતાની આબરૂનું પણ લીલાઉં કરાવ્યું હતું.

નરીમાનને આજ રાતના બે વાગ્યાના સુમારે બે પારસીઓ ઉંચકીને વીલાંના ઘરે લાવ્યા હતા. તેને માથામાંથી ખુબ લોહી

નીકળતું હતું, અને લોહીલોહાણુ થઇ ગયો હતો. વીલી, શીરીં તેહમીના અને છોકરાંઓ પારસીઓની બુમથી ગભરાઇને ઉઠી ગયાં.

"શું છે ?" વીલીએ ગભરાઇને પારસીઓને પુછ્યું.

"આએ ત્હમારા ધણી નરીમાન દાદરના સ્ટેશન આગળ ચાલતી ટ્રામે ઉતરવા ગયા, તેથી પડી ગયા અને એક વીકટોરીયાનું પડીયું એવણના શરીર ઉપરથી ફરી જવાથી ગુજરીબી ગયા છે." એક પારસીએ વીલીને કહ્યું.

"ઓ ! શું ? મ્હારો નરીમાન ગુજરી ગયો ?" વીલીએ ગભરાઇને ચીસ પાડી.

"હા, શરાબની મોહકાણને લીધેજ એવણ ગુજરી ગયા છે. ટ્રામમાં બેસ્તાં બેસ્તાં પણ એવણ પડી જતા હતા. શરાબ બહુ લીધો તેનીજ આએ બધી મોહકાણ છે." બીજા પારસીએ વીલીને કહ્યું.

"ઓ ખુદા ! હું શું કરૂં ? પહેલ્લી તારીખે પારસી પંચાતમાંથી મને રૂા. ૧૦ નો પગાર મળ્યો. અરે ! તે તથા મ્હારી બે કોરો પણ નરીમાન તું લઇ ગયો, અને કમબખ્ત શરાબને લીધેજ તેં ત્હારો જાન પણ ગુમાવ્યો. ઓ ખુદા ! હવે હું કહાં જઇને મરૂં ? ઓ પરવર દેગાર ! શું દુનિયાનું બધું દુઃખ તેં મ્હારેજ માટે રાખ્યું છે કે ?" વીલીએ કુટતાં અને રડતાં પોતાના ખાવિંદની લાશ ઉપર માહીતમ પાડવા માંડી.

વીલીને જોઇને વીલીના છોકરાંઓ પણ રડવા લાગ્યાં. આ સમયે શીરીં અને તેહમીનાને પણ પોતાનું દુઃખ યાદ આવ્યું. "જામે-જમશેદ" ની ચહેલીના તથા આજુબાજુના લોકો વીલીના ઘરમાં એકઠાં થઇ ગયાં.

કોરોનર પોલીશ વિગેરે આવી પહોંચ્યા. કાયદા પ્રમાણે નરીમાનની લાસને જુરી હાઉસમાં ખસેડી.

જુરીએ અભિપ્રાય આપ્યો કે મરનાર નરીમાન નગરાવાળાએ ખુબ દારૂ પીધો હતો. દારૂની નીશામાં તે ચાલતી ટ્રામે ઉતરવા ગયો અને વિકટોરીયાનું પડીયું ફરી ગયું. અકસ્માતજ હતો. જુરીના અભિપ્રાય સાથે કોરનરે પણ મળતા થયા હતા.

સાંજના ઘટતી ક્રીયા કરીને પારસી પંચાએતના પૈસે નરીમાનની લાસને દખમે ચઢાવવામાં આવી.

# પ્રકરણ ૨૪ મું

## "અંદેરીના ઝુપડામાં."

"ઓ ખુદા! હવે હું શું કરૂં?"

"દીકરા, હિમ્મત રાખ."

"અરે! હિમ્મત હવે હું કેમ રાખી મરૂં? એક તો મ્હારી પાસે પૈસા નથી, અને વળી તંદરોસ્તીબી નથી. અરે! ત્હમારા ગાંડા ઘેલા લાડથીજ આજે મને તડકામાં ઉભો રહીને સુખડ વેચવું પડે છે. મ્હારાં ચાર બચ્ચાંઓ ભુખે મરે છે, અને અંદેરીની એક કંગાલ ઝુપડીમાં મ્હારે મ્હારા કુટુંબ સાથે રહેવું પડે છે."

ઉપલા શબ્દો અંદેરીની અગીયારી પાસે ઉભો રહી સુખડ વેચનાર એક પારસીના હતા. આ સુખડ વેચનાર પારસી સુખડની દુકાન માંડીને સુખડનો વેપાર કરનાર કોઇ વેપારી હતો કે? અરે! તે બિચારો તો સદરો, લેંઘો અને કાળી ફાટી ટોપી પહેરીને અગીઆરીમાં મજુરી કરતો એક બબરચી જેવોજ હતો. આજે સૂર્યના તડકામાં પણ અહંમકારો હોવાથી તે વેપારીનું સુખડ વેચવા એક ટેબલ આગળ ઉભો હતો.

"માયજી, હવે તમે ઘેરે જાઓ. હું સુખડ વેચીને આવું છું. ઘેરમાં આવીનેબી મ્હારે તો રાંધવું પડશે."

"ઓ દીકરા! ત્હારા ઉપર કેવી આફત? મીઠાઇ મેવા અને અનેક

રીતની મોજમજાહ કરવાવાળો તું મ્હારો દીકરો હાથે રાંધે અને વળી બબરચીનુંબી કામ કરે ?"

" અરે ! હા, આજે તો મ્હારો એવોજ વખત આવ્યો છે."

"અરે ! મેં અનેક ભુલો કીધી છે. તેમાંની એક તો જવાનીની નાદાનીમાં ત્હમો માયજીનું અપમાન કરીને મેં ત્હમુને ઘેરમાંથી બ્હાર કાઢયાં. અરે ! એ બધું મેં મ્હારી બૈરીની શિખામણથીજ કીધું. અરે ! તે મ્હારી બૈરીબી દુઃખી થઇ ગઇ છે અને હાલમાં કુદરતની સજા ભોગવી રહી છે."

મરહુમ રૂસ્તમ હીરા-માણેક કુટુંબના નબીરાના આ શબ્દો હતા એમ કોણ કહી શકે ? અરે ! ફાટી સાડી, ચાર પાંચ ઠીંગડીની સપાટ અને મેલું માથા ઉપર માથાબાનુ બાંધીને અંદેરીની અગીયારી આગળ ઉભી રહેનાર બાનુ સાથે આવી રીતે વાત કરવાનો હીરા-માણેક કુટુંબના નબીરાનો આવો બુરો વખત આવશે એમ કોઇને સ્વપ્ને પણ ખ્યાલ હતો કે ? અરે ! આ હીરા-માણેક કુટુંબના નબીરા સાથે આ વાત કરનાર બાનુ કોણ હતી ? અઝીઝ વાંચનાર તે સુખડ વેચનારની માતા-જેમીની મંમાં-મીસીસ તેહમીના હીરા-માણેક હતાં. મીસીસ તેહમીના હીરા-માણેકની સાથે કંગાલ પોશાકમાં બીજીબી એક બાનુ હતી. આ કોણ હતું ? મુંબાઇના એક વખતના શ્રીમંત શેઠયાની પુત્રી; સુખડ વેચનાર જેમીની બ્હેન, અને તેહમીનાની પુત્રી. કેવી આ કુટુંબની દશા ? કેવી "પલતાતાં કીસ્મતની" બલીહારી !

× × × ×

"માયજી હવે તમે ઘેરે જાઓ."

"નહિ દીકરા, હુંબી ત્હારી સાથેજ આવશ."

"ઠીક ત્યારે." કહી આ બંન્ને બાનુઓ જેમીને સુખડ વેચવા તથા કુવામાંથી પાણી કાઢવામાં મદદ કરવા લાગ્યાં. આ બંન્ને બાનુઓએ જેમી સાથે અગીયારીનો એક ઓરડો પણ સાફ કર્યો. આ બંન્ને બાનુઓએ કેટલાક પારસીઓને કુવામાંથી કસ્તી કરવા માટે પાણી પણ કાઢી આપ્યું. પૈસો, બે પૈસા કે એક આનો જેમી જેને કાંઇપણ આપ્યું, તે આ મા દીકરાંઓએ નમીને સલામ કરીને લીધું. અગીયારીનું કામકાજ કરીને આ બંન્ને બાનુઓ તેહમીના અને શીતી જેમી સાથે જેમીના ઘરે ગયાં.

* * * *

અંદેરીમાં મરોલ જવાના રસ્તા ઉપર એક ઝુંપડું હતું. આ ઝુંપડામાં ચુલો, પાણીનું માતલું અને ત્રણથી ચાર જુની પતરાંની પેટીઓ હતી. અહીં ખુરસી ટેબલ કબાટ કે આરસીનું તો નામજ ન હતું. આ ઝુપડામાં કોણ કોણ રહેતું હતું ? એક વખત હાઇકલાસ સોસાયટીમાં ફરનાર, મોટરમાંજ બેસનાર, શરાબમાંજ મોજ માનનાર, મુંબઇના શ્રીમંત પારસી ગૃહસ્થ મરહુમ શેઠ રૂસ્તમ હીરા-માણેકનો નબીરો જેમી હીરા-માણેક તથા તેનું કુટુંબ. અફસોસ! કેવી કીસ્મતની બલીહારી! ખરેખર, આજનો અમીર તે કાલનો ફકીર છે, અને આજનો ફકીર તે કાલનો અમીર છે.

જેમી, તેહમીના અને શીતી આ ઝુપડામાં આવ્યાં. આ ઝુપડામાં કમ્મરમાંથી વળી ગયેલી એક બાનુ હતી. તેનો એક પગ લાકડાનો હતો. તેના માથા ઉપર સફેદ વાળો હતો, અને શરીર સુકાઇ ગયું

હતું. દુઃખે દુઃખે તે બુઢ્ઢિ ડોશી જેવી થઇ ગઇ હતી. તેના હાથમાં હાડડી હતી, અને "યથા અહુ વઇરયો" ભણતી હતી. અઝીઝ વાંચનાર આ બાનુ તેહમીનાને જોઇને શરમાઇ ગઇ અને ડુસ્કે ડુસ્કે રડી પડી.

"ઓ તેહમીના માય, મને માફ કરો. તમુને સતાવીને હું સુખી થઇજ નથી. ત્હમારા દીકરાને શીખવીને મેં જે ત્હમુને ઘેરમાંથી પણ બ્હાર કઢાવ્યાં. અરે! જો આપણે કોઇનું બુરૂં કરીએ તો આપણુંજ બુરૂં થાય છે." આ કમરમાંથી વાંકી વળેલી દુઃખી બાનુએ તેહમીનાને જોઇને હાડડી જમીન ઉપર મુકી દીધી, અને તેહમીનાને પગે પડીને ઉપલા શબ્દો પશ્ચાતાપ કરતાં કહ્યા.

"મેં નાજાં-બરજોર તથા ગુલમાઇ સાથે દગો કીધો અને તેં મ્હારી સાથે દગો કીધો. દીકરા હું શું કરૂં? અરે! આપણે દગો કીધો, તેથીજ ખુદાબી આપણા ઉપર ગુસ્સે થયો. અરે! આજની આપણી હાલત આપણી લુચ્ચાઇનેજ આભારી છે."

"બરાબર છે, માયજી બરાબર છે. હવે આપણી બરાબર ખાતરી થાય છે કે હરામનું કે દગાનું કદી પણ પચતું નથી. દગા અને બદમાસીથી મેળવેલો પૈસો કદી પણ રહેતો નથી. દુનીયામાં થાય તેટલી ભલાઇજ કરવી જોઇએ."

"અરે! તે આપણુને પૈસાની ગરમીમાં કયાંથી સુઝ પડે? પૈસાની ગરમીમાં તો આપણે ગરીબોને ધીક્કારીયે છીએ. અરે! પૈસાની ગરમીમાં આપણુને આપણો હાથ ગરીબોને સેકહેન્ડ કરવા

પણ આપવા ગમતો નથી. અરે ! 'મ્હારાં ગરીબ નણંદ ગુલબાઇને મ્હારો રૂસ્તમ દર મહીને પગાર આપતો હતો, તે મ્હારી અદેખી આંખે હું તે વખતે નહિ જોઇ શકી. અરે ! બિચારાં ગુલબાઇને હું બનાવતી હતી કે હવે તો અમારો વખત નથી. મ્હારી દીકરીઓ પણ હવે સુતરાઉ દેશી સાડીઓ પહેરે છે, અને હંમેશાં પહેરશે. અરે ! હું મનમાં કપટ રાખી ખોટું બોલતી હતી. અફસોસ ! આજે તો ખરેખરજ ગરીબાઇ આવી છે, અને સુતરાઉ દેશી સાડીઓ તો શું પણ ભીખ માંગીને ફાટુતુટું પહેરવાનો વખત આવ્યો છે."

આ વખતે જર, તેહમીના, શ્રીતી અને જેમીની આંખોમાંથી આંસુઓ જવા માંડ્યાં. જેમીના છોકરાંઓ પણ મોટાંઓને રડતાં જોઇને રડવા લાગ્યાં. શ્રીતીની નજર જેમીના મોટા દીકરા ઉપર પડી. તે છોકરો શું કરતો હતો ? પોતે ધોબીની માફક કપડાં ધોતો હતો.

"દીકરા બેહલી, તું મને ઓળખે છે કે ?"

"જી હા."

"તું મને ઓળખે છે ત્યારે કહે કે હું કોણ છેઉં ?"

"મ્હારાં ફુઇજી."

"તુંને કોણે કહ્યું કે હું ત્હારી ફુઇજી થાઉં ?"

"હું નરીમાન ફુવાની પાયદસ્તે આવેલો ત્યારે મેં જાણ્યું કે ત્હમો મ્હારાં ફુઇજી છેવ."

"તું સ્કુલે જાએ છે કે ?"

"નહિજી." કહેતાં બેહલી ડુસ્કે ડુસ્કે રડી પડયો.

"દીકરા, તું રડે છે કાંય ?"

"મને સ્કુલે જવા તો ઘણું ગમે છે, પણ અહીંવાં તો ખાવાનાબી વાંધા છે. ધોબીનું કામબી હું જ કરૂં છું. ઘેરમાં બાવાજી સાથે મને રાંધવુંબી પડે છે. અરે! બાવાજીની ગરીબાઇને લીધે મને સ્કુલબી છોડવી પડી. ફુઇજી મનેબી બાવાજીની માફક બબરચીજ થવું પડશે." એહલીએ રડતાં રડતાં પોતાના દુઃખનું વર્ણન શ્રીતી પાસે કર્યું.

શ્રીતી એહલીને ભેટી પડી, અને એહલીને પતાવ્યો. એહલીએ કપડાં ધોઇને રોટલી કરવા માંડી. જેમી એહલીને આટો ગુંદી આપતો હતો, અને એહલી રોટલી કરતો હતો. જેમી અને એહલીને રોટલી કરતાં જોઇને શ્રીતી અને તેહમીનાના પેટમાં ચુંઠાઇ આવ્યું. આ બંન્ને મા–દીકરી શ્રીતી–તેહમીના–એ એહલી અને જેમીને ઉઠાડીને પોતેજ રોટલીઓ કરવા બેસી ગઇ.

"માયજી, માયજી, જરાક વાર તમે આવ્યાં, તો શું રોટલી કરવાબી બેસી ગયાં કે ?" જરે તેહમીનાને કહ્યું.

"કંઇ નહિ દીકરા."

"માયજી, હું તો લુલી લંગડી અને દુઃખી દુઃખી થઇ ગઇ છું. અરે! ખુદાએ તો મને બરાબરજ સજા કીધી." જરે રડતાં રડતાં તેહમીનાને કહ્યું.

"જર, હવે રડવામાં ફાયદો નથી. જેવું કરો તેવું પામો. હવે તો બધાં ખુદાની બંદગી કરો. ખુદાની બંદગીથીજ આપણો દહાડો સુધરશે." શ્રીતીએ જરને શિખામણ આપતાં કહ્યું.

આ વખતે તેહમીનાને રોટલી કરતાં કરતાં ડાયબીટીશનો દુખાવો થઇ આવ્યો. તેહમીના ઉપર આ દરદ આજ કેટલોક વખત થયાં સ્વાર થયું હતું. શીતી, જેમી જર ગભરાઇ ગયાં, કારણ કે તેહમીનાની તબિયેત વધારેને વધારે બગડવા લાગી. ગરીબ બિચારાં "જર-જેમી" અહીં તેહમીનાના શું ઇલાજો કરાવે? અરે! ઇલાજો કરાવવા માટે તેમની પાસે પૈસાજ કયાં હતા? જેમીના ન્હાનાં છોકરાઓ પણ શીતી જેમી જરને ગભરાયલાં જોઇને રડવા લાગ્યાં. જરનું શરીર ધ્રુજવા લાગ્યું. તે ચાલતાં ચાલતાં હવે પડી જવા લાગી. જેમી તદ્દન ગાફેલ બની ગયો. શીતી મોટે મોટે ચીસ પાડીને ગાંડા માણુસની માફક ઝુપડામાં દોડવા લાગી. "શું કરવું, અને શું નહિ કરવું" એ એક મોટો સવાલ આ દુઃખી કુટુંબ ઉપર આવી પડયો.

જયારે જેમીના આ ઝુપડામાં આવો ગભરાત ચાલતો હતો, તે સમયે મરોલ તરફ એક હીંદુ જતો હતો. તેને રસ્તા ઉપરથી જેમી-જરના ઝુંપડામાં ગભરાત જોયો. જેમી જરના ઝુપડામાં ગભરાત જોઇને, તે ઝુપડામાં આવ્યો.

"શું છે? જેમીભાઇ શું છે?"

"અરે રામચંદ્ર! હું શું કરૂં? મ્હારા ઉપર તો દુનિયા કરતાં એવડું દુઃખ છે" જેમીએ હીંદુ ગૃહસ્થને જવાબ આપ્યો.

"જેમીભાઇ, દુઃખમાં હિમ્મત રાખો, અને મને કહો કે શું થયું છે?"

"મ્હારાં માયને ડાયબીટીશનો દુઃખાવો થઇ આવ્યો છે, અને બહુ ગભરાય છે."

"ફીકર નહિ કરો. હું હમણાજ જઈને ડોકતરને બોલાવી લાવું છું." રામચંદ્રે જેમીને કહ્યું.

"અરે ભાઈ! અમારી પાસે ડોકતરની ફી આપવાના પણ પૈસા નથી."

"જેમીભાઈ, પૈસા નથી તો ચિંતા નહિ. ડોકતરને પૈસા હું આપીશ."

"અરે ભાઈ! તમે શું કરવા આપો?"

"મનુષ્યની ફરજ છે કે તેને સંકટમાં સપડાયલાં સ્ત્રીપુરૂષોને મદદ કરવી જોઈએ. ગરીબોની સેવા કરવાથીજ ઇશ્વર પણ રાજી થાય છે." કહી રામચંદ્ર ડોકટરને બોલાવવા ગયો.

રામચંદ્ર ડોકટરને બોલાવી લાવ્યો. ડોકટરે તેહમીનાને તપાસીને દવા આપી. રામચંદ્ર જેમીના ઝુપડામાંજ આખો દિવસ બેસી રહ્યો. પોતાના પૈસાથી તે જોઇતી ચીજો લાવી આપી તેહમીનાની આવજત કરાવતો અને પોતે પણ કરતો હતો. મોડી રાતરે તેહમીનાને ફાયદો થયો. જ્યારે તેહમીનાને ફાયદો થયો ત્યારેજ આ ભલો હીંદુ ગૃહસ્થ પોતાને મકાને ગયો. તેહમીના અને શીતી પણ રાતના અંદેરીમાંજ સુતાં, કારણ કે તેહમીનાની હાલત મુંબાઈ જવાય તેવી ન હતી.

× × × ×

બીજે દિવસે સહવારમાં સાત વાગ્યામાં રામચંદ્ર પોતાના હાથમાં તરકારી લઇને તેહમીનાની ખબર પુછવા આવ્યો.

" જેમીભાઇ, ત્હમારાં માતાને રાતરે બરાબર ઉંઘ આવી હતી કે ?" રામચંદ્રે જેમીને પુછ્યું.

" હા ભાઇ, આવી હતી તો ખરી. રામચંદ્ર, કાલે તમે મને બહુ મદદ કરી માટે હું ત્હમારો આભાર માનું છું."

" આભાર માનવાની કંઇ જરૂર નથી. મેં તો મ્હારી ફરજ બજાવ્યા સિવાય બીજું કાંઇપણ વધારે કીધું નથી. ડોકટર નવ વાગ્યાના ટાઇમે આજે પણ આવશે. મેં બધા પૈસા ડોકટરને આપ્યા છે. તમે કાંઇ પણ પૈસા માટે જેમીભાઇ ચિંતા કરશો નહિ."

" રામચંદ્ર, ત્હમારો હું કેમ આભાર માનું ?"

" આભાર શાનો ? ચિંતા નહિ કરો. ગરીબોની સેવા કરવામાંજ ઇશ્વર રાજી છે. બાઇ જરબાઇ, આ તરકારી હું ત્હમારે માટે લાવ્યો છું, તે રાંધીને બચ્ચાંઓ સાથે ખાજો." રામચંદ્રે જરને તરકારી આપતાં કહ્યું.

" રામચંદ્ર ભાઇ, તમે ઘડી ઘડી કાંઇ કાંઇ લાવી અમુને એક જાતભાઇ અને સગાંસ્નેહીની માફકજ મદદ કરો છો. અરે ! અમે ત્હમારો ઉપકાર કેમ માન્યે ?" જરે રામચંદ્રનો ઉપકાર માનતાં કહ્યું.

" જરબાઇ, મ્હારો ઉપકાર માનવાની કાંઇ પણ જરૂર નથી. હું તો એમજ સમજું છું કે મ્હારી તો તમને તથા તમારા કુટુંબને મદદ કરવાની ઇશ્વર તરફથીજ ફરજ છે."

" અરે ભાઇ ! એમ કંઇ હોય ? તમે બિચારા ગરીબ માણસ છોવ. તમારે તો તરકારીના પૈસા લેવાજ પડશે."

" કદી નહિ."

" કારણ ?"

" કારણ એટલુંજ કે દરેક મનુષ્યની ફરજ છે કે દુઃખીઓ અને સંકટમાં સપડાયલાઓને અધી' રોટલી ખવાડીનેજ ખાવું. ભાઇ, પૈસા શું ચીજ છે ?"

" અરે ભાઇ ! પૈસાથીજ દરેક ચીજ છે." શ્રીતી વચમાં બોલી ઉઠી.

" તેમ કહેવામાં અને માનવામાં ત્હમારી ઘણી મોટી ભુલ છે."

" ત્યારે તમેજ કહો કે પૈસા શું ચીજ છે ?"

" બ્હેન, પૈસા તો હાથનો મેલ છે. તે આજે છે અને કાલે નથી. તે કોઇના થયા નથી અને થવાનાયે નથી." રામચંદ્રે શ્રીતીને કહ્યું.

" ત્હમારૂં કહેવું બરાબર છે, અને રામચંદ્રભાઇ પૈસા એવીબી ખરાબ ચીજ છે કે જે ગરીબોને ધીક્કારતાં શીખવે છે. મગજમાં સત્તાનો મદ લાવે છે. કુદરતી હાજતો ઉપરાંત દુનિયાની ખોટી હાજતો આ પૈસો જ વધારે છે."

" અરે ! આ પૈસોજ ઘણાક નિર્દોષોને ગેરઇન્સાફ પણ કરાવે છે." તેહમીના વચમાં બોલી ઉઠયાં.

"શું બાઇ તમને પૈસાનો અને તવંગરીનો અનુભવ મળ્યો છે ?" રામચંદ્રે તેહમીનાને પુછ્યું.

"અરે રામચંદ્ર ભાઇ! આ કમબખ્ત લક્ષ્મીથીજ મ્હારા મગજમાં સત્તાનો મદ આવ્યો હતો. અરે! મેં લક્ષ્મીના જોરેજ ઘણા ગરીબોને ધિક્કારયાં અને ઘણાક નિર્દોષોના હકો પણ ડુબાવ્યા છે."

"બાઇ, એ શું વાત તમે બોલો છો?"

"અરે ભાઇ! મ્હારી મૂર્ખાઇ અને દુઃખની વાત હું કયાં જઇને કરૂં?"

"અરે! એવું તે શું મોટું ત્હમારા ઉપર દુઃખ છે?"

"દુઃખ, અરે દુઃખ! ભાઇ રામચંદ્ર! એક વખત આએ બંદી તેહમીના કોટેજ નામના બંગલામાં રાણીની માફક રહેતી હતી, અને આજે શું હાલત છે?"

"શું હાલત?"

"અરે! હાલતને માટે પુછો છો? મને, મ્હારાં છોકરાં તથા છોકરાંના છોકરાંઓને એક વખતબી પુરૂંપાધરૂં ખાવાનું પણ મળતું નથી." તેહમીના મોટેથી ડુસ્કે ડુસ્કે રડતાં બોલી ઉઠયાં.

"શું એમ? પણ બાઇ, હવે હિમ્મત રાખો."

"અરે! હિમ્મત હવે હું કેમ રાખી મરૂં? બધી આવકો બંધ થઇ ગઇ, અને આએ મ્હારી વહુના ભાઇએ તો અમારૂં નખ્ખોદજ વાળી નાખ્યું."

"એ ત્હમારાં વહુના ભાઇનો ત્હમારી સાથે શું સંબંધ હતો?"

"અરે! તે મુવો તો ખાવા લેવાજ ઘેરમાં ભરાયલો. આએ મ્હારા મૂર્ખ દીકરાને તે મુવો શરાબ પાઇપાઇને રાંડોને ત્હાં લઇ જતો હતો.

અરે ! એ દુકતો સીધો નહિ ત્યારેજ નરીમાનેબી બધું ઉંધુચટુ કીધુંને ?"

"એ નરીમાન કોણ હતા ?"

"મ્હારો જમાઇ મુવેલો."

"હાલમાં ત્હમારા જમાઇ શું ધંધો કરે છે ?"

"અરે ! ધંધો શાનો કરી મરે ? મુવો સટ્ટો પંજો કરી મરતો હતો, અને છેલ્લે છેલ્લે તો દારૂજ પીને બ્હાર રખડયા કરતો હતો."

"શું એમ ? શું હજી પણ તેમજ કરે છે ?"

"અરે ! એ તો મરીબી ગયો. મુવાએ કંઇ મ્હારી દીકરીને થોડાં દુઃખ દીધાં છે ! અરે ! મ્હારી દીકરીને મારતો'તો. મને મારમારી, અને ઘેરમાં મુવાએ તો માહીતમજ પાડી."

"બાઇ, ત્હમારી દીકરીને પરણાવતાં પહેલ્લાં તમે ત્હમારા જમાઇ માટે કાંઇ ખબર ન કાઢી ?"

"અરે ! ખબર નહિ કાઢી, અને મેં મૂર્ખાઇ કીધી ત્યારે તો બધું સત્યાનાશ વળી ગયું. આએ મ્હારી વહુએ ને એના ભાઇએબી દગો કીધો, અને મને અને મ્હારાં છોકરાંઓનેબી રખડાવ્યાં."

"તેહમીનાબાઇ, એમ ના બોલો. જરબાઇ બિચારાં શું સુખી છે ?"

"એ તો બા જેવી કરણી તેવીજ પાર ઉતરણી."

"પણ હજીબી ત્હમારો ધંધો ચલાવોની."

"અરે ! એ રાંડે એના ભાઇ સાથે મળીને દગો કીધો. ઓરીશને તાળાં મરાવ્યાં, અને મ્હારો મેહેલ જેવો તેહમીના કોટેજ પણ કકળાટમાંજ ફના થઇ ગયો."

"માયજી બિચારા કાસમે તો આપણી આંખ પહેલ્લેથીજ ખોલે-લી." શીતી વચમાં બોલી.

"અરે દીકરા, કાસમને કહાં લેવા જઇએ ? એ બિચારાને નરીમાને ખોટી રીતેજ જેલમાંબી મોકલ્યો."

"બાઇ, મને માફ કરજો. હું તમને બધી વાત પુછું છું માટે મનમાં કાંઇ ખોટું નહિ લાવતાં."

"અરે ભાઇ! તમે તો મ્હારા જેમીને ખુબ મદદ કરો છો. ગઇ કાલે રાતરેબી જેમી તમારી બહુજ તારીફ કરતો હતો."

"હું તારીફને તો બીલ્કુલ લાયકજ નથી. એ તો જેમી ભાઇની લાયકીજ બોલવે છે. તેહમીનાબાઇ, હુંબી એક દુઃખી માણસ છું. જ્યારે એક દુઃખી માણસ બીજા દુઃખી માણસની વાત સમજે છે, ત્યારે તેને રાહત મળે છે. તમે કોઇ કાસમની ખુબ તારીફ કરો છો, પણ એ હતો કોણ ?"

"કાસમ અમારો નોકર હતો. તે ભલો, ઇમાનદાર અને વફાદાર હતો. તેના બાપદાદાના જેવો તે હીરા–માણેક કુટુંબનો ખરો મદદગાર અને એક સાચ્ચો સલાહકાર હતો." શીતીએ રડતાં રડતાં રામચંદ્રને કહ્યું.

"ત્યારે તમે તેને કાઢી કેમ મુકયો ?"

"કારણકે એના ઉપર ચોરીનું તોહમત મુકાયું, અને જેલમાં જવું પડયું તેથીજ."

"ત્યારે શું કાસમે ત્હમારે ત્યાં ચોરી કરી, તેથીજ તેને જવું પડયું ને ?"

"નહિ, નહિ. એને ચોરી કીધીજ નથી."

"ત્યારે કાસમને જેલમાં કેમ જવું પડયું ?"

"કાસમ, મ્હારા બનેવી નરીમાન માટે મ્હારાં માયને ખરી ખબર આપતો હતો, તેથી નરીમાન કાસમનો દુશ્મન થયો."

"અને નરીમાનેજ કાવતરૂં કરીને વીલીની પીન કાસમની પેટીમાં પણ મુકી દીધી." તેહમીના વચમાં બોલી ઉઠયાં.

"શું એમ બાબત છે ?" રામચંદ્રે અજાયબીથી તેહમીનાને પુછયું.

"હા ભાઇ, એમજ બાબત છે."

"એમ કર્યાથી નરીમાનને શું ફાયદો થયો ?"

"મ્હારી જેવી મૂર્ખીને બનાવીને એ એક લાખ રૂપ્યા કઢાવવા માંગતો હતો, તેથી તે કાસમને કોઇપણ રીતે દુર કરવા માંગતો હતો. અરે! આજે જો મ્હારો કાસમ હોતે તો મને ઘણીજ મદદ કરતે." તેહમીનાએ ખુબ રડતાં રડતાં કાસમને યાદ કર્યો.

"માયજી, કોણ જાણે છે કે કાસમ જીવતોજ હશે ?" જેમી વચમાં બોલી ઉઠયો.

"રામચંદ્રભાઇ, ત્હમારામાં પણ અમારા વફાદર નોકર કાસમના જેવાજ ગુણો જણાય છે. કાસમને માટે જરાક શોધખોલ કરાવો. અમારા ગરીબ ઉપર દયા કરો, અને અમુને કાસમ મળે તેમ કરો." શીતીએ રડતાં રડતાં રામચંદ્રને આજીજી કરતાં કહ્યું.

"બાઇ, ઇશ્વરનું નામ લ્યો. ઇશ્વરની ઇચ્છા હશે તો કાસમ તમને જરૂરજ આવીને મળશે."

"અરે ભાઇ! મેં ગરીબોને પૈસાની ગરીમીમાં ઘણાજ ગેરઇન્સાફ કર્યા છે. પડતી આવવાની, એટલે મને મગરૂરીજ બહુ આવી. હુંજ મોટી, હુંજ હુસ્યાર, હુંજ મજેનીનો ખ્યાલ મગજમાં રાખતાં રાખતાં આજે હું ભિખારી જેવી થઇ ગઇ છું. અરે! મેં મ્હારા બરજોર નાજાંને તથા કાસમનેબી બહુ ગેર ઇન્સાફ કર્યો છે. મ્હારૂં હૈયું હવે મને ડંખે છે. રામચંદ્રભાઇ, એક વખત જો હું મ્હારા વફાદાર નોકર કાસમને મળીને કાસમની માફી માગું, તો મ્હારી છાતી ખાલી થાય."

"બાઇ, દુનિયામાં ઘણીક વખતે એકજ ભુલને માટે જીંદગી ભર પસ્તાવું પડે છે. કાસમને ગેરઇન્સાફ તો થયો, પણ તમે હવે ઇશ્વરનું નામ લ્યો. ઇશ્વરજ કાસમને ત્હમારી સામું હાજર કરશે."

"અરે! શું હાજર કરશે? કાસમ જેવો માણસ તો અમુને હવે કોઇપણ દિવસ મળશેજ નહિ."

"અરે જેમી! કાસમ જો મને મળે તો હું એની માફી માગું. ઓ ખુદા! જો હું કાસમની માફી માગું તોજ મ્હારૂં દીલ સાફ થાય. કાસમ, કાસમ, તુંબી કોણ જાણે કહાં હોશે?"

તેહમીનાને રડતાં જોઇને શીતી, જેમી, જર અને જેમીના છોકરાંઓની આંખોમાંથી પણ આંશુઓ ચાલવા લાગ્યાં. રામચંદ્રનું દીલ પણ પીગળી ગયું. આ રામચંદ્રની આંખમાંથી પણ આ લોકોને રડતાં જોઇને આંશુઓની નદી વ્હેવા લાગી.

અઝીઝ વાંચનાર, શું રામચંદ્ર એક ખરો દુઃખી માણસ હતો? શું તે કોઇ મહાન શ્રીમંત હતો? શું તે દેશસેવક હતો? શું તે સમાજસેવક હતો? રામચંદ્ર હીરા–માણેક કુટુંબનો ઇતિહાસ જાણવા માટે એટલો બધો ઇંતેજાર શા માટે? કાસમના સમાચાર જાણવા માટે એટલો બધો તે તલબગાર શા માટે?

વ્હાલા વાંચક! સોનાને ઢોળ કેવો શોભે? નારંગીને રંગ કેવો આપવાનો હોય? ગુલાબ ઉપર કાંઇ અત્તર છંટાય કે? રામચંદ્ર ઇજ્જતવાળો, પૈસે ટકે ગરીબ પણ લાગણીવાળો, અને દુઃખીઓના દુઃખો સમજી શકે તેવો તે એક ભલો સદ્‌ગુણી જવાન હતો.

"અરે રામચંદ્રભાઇ! તમે શું કરવા રડો છો?" શીતીએ રડતાં રડતાં રામચંદ્રને કહ્યું.

"ત્હમારી માતાના દુઃખનું વર્ણન સમજીને મ્હારી છાતી ફાટી જાય છે." રામચંદ્રે ખુબ રડતાં રડતાં શીતીને કહ્યું.

"અરે ભાઇ! આજે કાસમ હતે તો અમારો આવો વખત નહિજ આવતે. કાસમ! કાસમ! કાસમ!"

"માયજી, હવે તમે રડો ના. એકતો ત્હમારી તબીયેત હાલમાં સારી નથી." શીતીએ તેહમીનાને રડતાં રડતાં કહ્યું.

"અરે દીકરા! મને હવે મરી જવા દે. ઓ પરવરદેગાર! મ્હારા મનમાં હવે એકજ ઉમેદ છે કે મરતાં પહેલ્લાં કાસમને મળીને કાસમની માફી માગું."

તેહમીના, શીતી, જેમી અને જરે ડુસ્કે ડુસ્કે રડવા માંડયું. આ મોટાંઓને રડતાં જોઇને જેમીના ન્હાનાં બાળકોએ પણ ભરાઇ

ભરાઇને રડવા માંડયું. આ સમયે અઝીઝ વાંચક અહીં શું થયું ? રામચંદ્ર તેહમીનાને પગે પડયો અને કહ્યું કે:-

"મ્હારાં તેહમીનાબાઇ ! આ ત્હમારો નોકર કાસમ ત્હમારી સામુંજ જીવતો જાગતો ઉભો રહી મુવો છે."

અઝીઝ વાંચનાર રામચંદ્રના આ શબ્દોથી અહીં અજાયબી ફેલાઇ. અજાયબી એટલાજ માટે કે કાસમ તેમની સામુંજ હતો, છતાં પણ આ મંડળીમાંથી કોઇ પણ તેને ઓળખી શકયું નહિ. અહીં અજાયબી સાથે આનંદે પણ પ્રવેશ કર્યો. આનંદ એટલાજ માટે કે આ દુ:ખી કુટુંબ જે ચીજ મેળવવા ઇંતેજાર હતું, તે ચીજ તેમને મળી. કાસમ આ કુટુંબની પાસે, એટલે હવે તો હિમ્મત, ધીરજ અને દુ:ખમાં શાંતિ પણ આ કુટુંબને જણાઇ.

× × × ×

"શું મ્હારો કાસમ મ્હારી પાસે ?"

"હા તેહમીનાબાઇ, ત્હમારો વફાદાર નોકર કાસમ ત્હમારી સેવામાં હાજર જ છે."

"કાસમ, મ્હારા વ્હાલા ભાઇ કાસમ, તુંને જોઇને આજે અમારૂં બધું દુ:ખ ઓછું થઇ જાય છે." કાસમને ભેટી પડતાં જેમી બોલ્યો. જેમી અને કાસમ ભેટયા. બંનેની આંખોમાંથી પાણીના રેલા ચાલવા માંડયા.

"કાસમ, શું તું હવે હીંદુ થઇ ગયો છે ?" શીતીએ કાસમને પુછ્યું.

"અરે નહિ રે શીતીબાઇ."

"ત્યારે તું હીંદુના જેવો ડ્રેસ શું કરવા પ્હેરે છે?"

"શીતીબાઇ, હીરા–માણેક કુટુંબની સેવા કરવા માટેજ હું હીંદુના જેવો ડ્રેસ કરૂં છું. હું કાંઇ હીંદુ થઇ ગયો નથી. હું તો એક સાચ્ચો ઇમાનદાર ઇસ્લામી હતો, હજી પણ છું, અને મ્હારી જીંદગીના છેડાસુધી પણ હું ઇસ્લામીજ રહીશ." કાસમે શીતીને જવાબ આપ્યો.

"શાબાશ, કાસમ શાબાશ, ત્હારી માતાને ધન્ય છે. તું ખરો હીરોજ છે. અરે! હીરાની કિમ્મત ઝવેરીજ કરી શકે છે. મ્હારા જેવી મૂર્ખી અને છાલકી એક વખતની ત્હારા જેવા હીરાઓની કિમ્મત થઇ શકતીજ નથી. કાસમ, મેં જો ત્હારી શિખામણ માની હતે, તો આજે અમારી આવી પાયમાલી નહિજ થતે." તેહમીનાએ રડતાં રડતાં કાસમની માફી માંગતાં કહ્યું.

"તેહમીનાબાઇ, રડો ના. મ્હારી માફી માંગવાની કાંઇપણ જરૂર નથી. જે થઇ ગયું તે થઇ ગયું. હું તો ત્હમારો તાબેદાર હતો, છું અને મ્હારી જીંદગીના છેડા સુધી પણ રહીશજ. જે હીરા માણેક કુટુંબનું મેં અને મ્હારા બાપદાદાએ નીમક ખાધું છે, તે તો હું હલાલજ કરીશ."

"શાબાશ, કાસમ શાબાશ. તુંને મ્હારા કુટુંબ તરફથી બહુ ગેરઇન્સાફ થયો છે, અરે! આજે જો બીજો કોઇ ત્હારે ઠેકાણે હોય તો તે વેરની વસુલાત કરવાને જરાકબી ચુકે નહિ. કાસમ, તું તો અમારા દુઃખના વખતમાં પણ કામ આવે છે. અરે! જહાંગીર

અને નરીમાને તો અમુને પાયમાલજ કરી નાખ્યા." જેમીએ ખુબ રડતાં રડતાં કાસમને કહ્યું.

"જેમીભાઇ, હવે બધું ભુલી જાઓ. નરીમાન અને જહાંગીરજી શેઠ પણ કાંઇ સુખી તો થયાજ નથી. કોઇને સતાવીને તથા દુઃખ દેઇને દુનિયામાં કદીપણ સુખી તો થવાતુંજ નથી. હરામનું કદીપણ દુનિયામાં પચતુંજ નથી. હવે તો તમો બધાં એક ચિત્તે ખુદાની બંદગી કરો, કારણ કે બંદગીથીજ ત્હમારા લોકોનો પાછો સારો વખત આવશે."

"કાસમ, તુંને ખોટી રીતે જેલમાં જવું પડયું. અરે! નરીમાનના કાવાદાવા હું નહિ સમજી મુઇરે. કાસમ, તું અમુને હવે માફી આપ."

"બાઇસાહેબ, એમ ના બોલો. તમો તો મ્હારા મુરબ્બીજ છો. હું તો જેમીભાઇને ત્યાંજ હવે રાંધીશ, અને બીજુંપણ કામ કરીશ. જેમીભાઇ તથા ત્હમારા લોકોનો સારો વખત લાવવા માટે હું દરરોજ ખુદાની બંદગી કરીને ખુદાને અરજ કરતો રહીશ. બાઇસાહેબ, હવે ફીકર નહિ કરો. બુરૂં બને તે સારાનેજ માટે."

કાસમે તેહમીનાને શાંત પાડયાં.

અંદેરીના ઝુંપડામાં હાલમાં રહેજ આનંદ ફેલાયો.

કાસમ તેહમીનાની દવા લેવા તથા ડોકતરને બોલાવવા ડોકતરને ત્યાં ગયો. બરજોર અગીયારીમાં કચરો વાળવા તથા પાણી ભરવા ગયો. કાસમ જે તરકારી લાવ્યો હતો તે તરકારી શ્રીની રાંધવા બેઠી. જર ખુદાની બંદગી કરવા બેઠી. તેહમીના થોડે થોડે વારે પોતાનું દુઃખ યાદ કરીને રડયા કરતાં હતાં.

# પ્રકરણ ૨૫ મું.

## "બરજોરની જાહોજલાલી અને દુઃખી માબ્હેનનો મેળાપ."

"કેવો ડાહ્યો અને સમજુ દીકરો!"

"હા. માય, બાળપણથીજ એની માય મરી ગઇ અને મતરઇએ તો એવાં દુઃખો પાડયાં કે ન્હાનપણથીજ એ બિચારાએ વૈતરૂં કરીને પોતાનો વખત કાઢયો."

"ન્હાનપણથીજ વૈતરૂં કીધું, ત્યારેજ આજે સુખી થયોને?"

"બરાબર છે, પણ મ્હારાં નાજાં બરજોરે દુઃખમાં અને સુખમાં બંદગી નહિંજ છોડી. નાજાં-બરજોરને તો આપણી બંદગી ઉપર એટલો બધો વિશ્વાસ છે કે બંદગી કર્યા વગર એ લોકો તો ખાયે પણ નહિ."

"ખરેખર બંદગી કીધી, તેથીજ ખુદાએ આજે ત્હમારાં નાજાં-બરજોરને લખોપત્તી બનાવ્યાં છે. ગુલબાઇ, હું તો ગઇ પરમ દિવસની નાજાં-બરજોરના છોકરાંઓની નવજોતથી તો ખરેખરજ અજબ થઇ છેઉં"

"માય, એમાં શું અજબ થવાનું છે?"

"અજબ કાંય નહિ થઇએ? ત્હમો, તથા નાજાં-બરજોર બરાબર ૧૦ વર્ષે પેરીસથી મુંબાઇ આવ્યાં. મુંબાઇ આવીને બરજોરે પોતાના મરહુમ કાકા હીરાજી હીરા-માણેકની હીરા-માણેક નામની મિલકત એક ખોજા ગૃહસ્થ પાસેથી વેચાતી લીધી. પોતાનો દાદરનો

બંગલો હુન્નરશાળા માટે સખાવતમાં આપી દીધો. નવજોત પ્રસંગે ઓરફનેજો તથા વિધવાઆશ્રમમાં પણ એક લાખ રૂ.ની સખાવત કીધી."

"માયે જીવતો રહે. ખુદાની મહેરબાનીથીજ ગઇ કાલે ધારેલું કામ તો પાર પાડયું. મ્હારો દીકરો પેરીસમાં દર મહીને લગભગ ૧૨થી ૧૫ હજાર રૂા. કમાય છે, છતાંપણ તદન સાદું જીવન ગાળે છે. ગઇ કાલેબી નવજોતમાં આશરે ત્રણ હજાર માણુસો હતાં. ૩૦૦૦ માણુસોમાંથી ૨૦૦૦ માણુસો તો તદન ગરીબજ હશે. મ્હારાં નાજાં-બરજોર તો ગરીબની સેવા કરવામાંજ મોજ માને છે."

અહીં આવી વાત કરનાર કોણ હતું ? અઝીઝ વાંચનાર બરજોરના ફુઇ બાઇ ગુલબાઇ અને બરજોરને ત્યાં નવજોત પ્રસંગે બાણુથી આવેલાં એક મેહેમાન. આ મહેમાનનું નામ પીરોજા હતું. અહીં આ લોકો એમ વાતચિત કરતાં હતાં, તે વખતે રાતના ૯॥ વાગ્યા હશે. આ લોકો હીરા-માણેક લોજના કમપાઉન્ડમાં બેસી ખાઇપીને નિરાંતથી વાત કરતાં હતાં, તે વખતે તેમની પાસે એક સપાટ, માથાઉપર માથાબાનુ, તથા કિમ્મતી રેશમી સાડી પહેરીને એક બાનુ આવી. તેને ગુલબાઇને કહ્યું કેઃ-

"ફુઇમાય, અંદર ચાલોની. બ્હાર હવે ઠંડક છે. બધાં ગેસ્ટો પણ તહમારી વાર જુએ છે."

"દીકરી નાજાં આવું છું. તેં ખાધું કે ?"

"હાજી, પીરોજા તમેબી જમ્યાં કે ?"

"હાજી."

"તહમારી કાંઇપણ મેનેજ થઇ નથી માટે અમુને માફ કરજો."

"દીકરા, એમ શું બોલો છો? એટલી બધી તમે તો મજાહ કરાવી."

"મ્હારી ભાગ્યશાળી અને દયાલુ દીકરી છે. મ્હારી એ દીકરીના પગલે તો મ્હારો બરજોર અને આખું કુટુંબ સુખી થયું છે." ગુલબાઇ વચમાં બોલી ઉઠયાં.

પીરોજા, ગુલબાઇ અને નાજાં બાગમાં હવે ફરતાં ફરતાં હીરા-માણેક લોજમાં જવા નીકળ્યાં.

* * * *

હીરા-માણેક લોજના બાગમાં બરજોરે ઘણાક સુધારા કરાવ્યા હતા. બરજોરે એક ચાલાક માળી બાગ માટેજ રાખ્યો હતો. બાગમાં ઝાડો અને છોડવાઓ પણ હતા. કેટલાંક ઝાડો ફુલોને લીધે તથા કેટલાંક ફળોને લીધે બાગને દીપાવતાં હતાં. ઝાડો અને છોડવાઓની આસપાસ મેંડીની સુંદર વાડ હતી. આ મેંડીની વાડ કોઇક ઠેકાણે ઉંચી તો કોઇક ઠેકાણે નીચી હતી. જરાક આગળ ચાલતાં કયારાઓ ઉપર નજર પડતી હતી. આ કયારાઓમાં ઉંડી, ચપટી, ચળકતી, સાદી અને લીસી સીપો ઘણીજ સમયસૂચકતા વાપરી કારીગરીથી મુકાયેલી હતી. બાગમાં ઝીણું ઝીણું ઘાસ પણ જણાતું હતું.

બગીચામાંના સુંદર ફુલો—ચંપો, ચંપેલી, ગુલાબ, મોગરો, જુઇ જોઇ વિગેરે રાતના સમયે પણ ઇલેકટ્રીક લાઇટને લીધે બાગની ખુબસુરતીમાં વધારો કરતાં હતાં. વિલાયતી ફુલો-લીલી અને "બેલ ફલાવગર" જોનારને એવોજ ખ્યાલ આપતાં હતાં કે તે કોઇ યુરોપના બંગલાના બાગમાં ફરે છે. ફળોના ઝાડોમાં જમરૂખ, જાંબુ અને આંબાના ઝાડો પણ હતાં. વિલાયતી ફળોમાં પીચ, ચીકુ વિગેરે પણ જણાતાં હતાં.

બાગની વચમાં એક મોટો ફુવારો હતો. ફુવારામાં એક સુંદર બાનુનું આરસપાણનું પુતળું હતું. જ્યારે ફુવારાની અંદરની ઇલેકટ્રીક લાઇટ સળગતી હતી ત્યારે દુરથી જોનારને એમજ લાગતું હતું કે ફુવારામાં હીરાઓજ ચળકે છે. ફુવારાની અંદરના પાણીમાં જાત જાતની સોનેરી, રૂપેરી, લાલ, પીળી, તથા રંગબેરંગી માછલીઓ કુદાકુદ કરતી હતી, અને ફુવારા પાસે ઉભા રહેનારને એ ઘડી મોજ આપતી હતી. બાગની અંદર કોરીઓથી "Wel Come" "ભલે પધારો" "નાજાંમાય બરજોરજી હીરા–માણેક" "બરજોર રૂસ્તમજી હીરા–માણેક" ઇંગ્રેજી તથા ગુજરાતીમાં લખાયું હતું. બાગમાં બેસવાને માટે સુંદર બાઝતો અને આરસપાણની ખુરસીઓ પણ હતી.

બાગની વચમાં એક મોટો બંગલો હતો. આ બંગલો બરજોરના કાકા મરહુમ શેઠ હીરાજી હીરા–માણેકની એક વખતની માલેકીનો હતો. બાગની વચ્ચેના બંગલામાં પણ ઘણાક સુધારા વધારા હાલમાં જણાતા હતા. બંગલાના ઓટલા ઉપર સુંદર ચીનાઇ રમકડાંઓ જણાતાં હતાં. જેઓ એક માણસ બંગલાની સીડી ઉપર ચઢવા જતો કે તેનો પગ "ડસ્ટર" ઉપરજ પડતો હતો. ડસ્તર ઉપર "વેલ કમ" લખેલું હતું. બારણાની ઉપર એક સુંદર તોરણ હતું. જ્યારે આ તોરણમાં રાત્રે લાઇટ સળગતી હતી ત્યારે તે હીરાની માફક ચળકતું હતું. પથ્થરના કુંડાઓ તથા સુંદર પુતલાંઓ બંગલામાં દાખલ થનારનું ધ્યાન ખેંચતાં

હતાં. ભોંયતળીયે "લાયબ્રેરી રૂમ," "ડ્રોઈંગ રૂમ," "ડાયનીંગ રૂમ," "બીલયર્ડ રૂમ" વિગેરે જણાતા હતા. ડ્રોઈંગ રૂમમાં એક પ્યાનો પણ હતો. સુંદર સોફાઓ, ખુરસીઓ, રોકીંગ ચેરો તથા પીત્તળના અને પથ્થરના સુંદર પુતળાંઓ ડ્રોઈંગ રૂમને વધારે દીપાવતાં હતાં. ભીંત ઉપર હીન્દ તથા દુનિયાના સુંદર ભાગોની સીનેરીના ફોટાઓ ટાંગેલા હતા. નેપોલીયન અને એવાં બીજાં સુંદર પીકચરો ડ્રોઈંગ રૂમમાં આવનારનું ધ્યાન ખેંચતાં હતાં. "ડ્રોઈંગ રૂમ"માં સુંદર લાઈટના ઝુમરો, પથ્થરના, તાંબાના અને પીત્તળના પુતળાંઓ ગવાહી આપતાં હતાં કે તે યુરોપના કોઈ શ્રીમંતના ડ્રોઈંગ રૂમથી જરાક પણ ઉતરતો હતો નહિ.

*　　　*　　　*　　　*

બરજોરના વડીલની મિલકતને એક માળ પણ હતો. માળ ઉપરથી દરિયો જણાતો, અને દરીયાને લીધે સુંદર ઠંડો પવન માથેરાન મહાબળેશ્વરની ટેકડીના ઠંડા પવનને પણ ભુલાવતો હતો. બરજોરના આ બંગલાને એક ટેરેશ પણ હતો. ટેરેશ ઉપરથી આખી મુંબાઈ નગરી જણાતી હતી.

બંગલાની થોડેક દુર એક "ગેસ્ટ હાઉસ" હતું. "ગેસ્ટ હાઉસ" મહેમાનોને માટે હતું. બરજોરના ધંધા માટે બ્હારગામથી આવતા યુરોપીયન્સો, તથા હીંદી મહેમાનો "ગેસ્ટ હાઉસ"માંજ ઉતારો લેતા હતા. જો કે હાલમાં નાજાં બરજોર માલેતુજાર હતાં, છતાંપણ આ બન્ને ધણી-ધણીયાણી ગરીબ અને તવંગર મેહેમાનોને એક સરખી આંખેજ જોતાં હતાં. ટુંકમાં, નાજાં બરજોરના મળતાવડા સ્વભાવ,

સ્વભાવ અને સદ્દગુણે નાજાં બરજોરને બધે લોકપ્રિય બનાવ્યાં હતાં.

*   *   *   *

આજથી લગભગ બે દિવસ ઉપરજ નાજાં બરજોરને ત્યાંની નવજોત ખતમ થઇ હતી. નાજાં બરજોરે પોતાના બે છોકરાંઓની નવજોત ધામધુમથી કરી હતી. નવજોતના પ્રસંગે યુરોપીયન, તથા હીંદી મહેમાનો પણ બ્હારગામથી આવ્યાં હતાં. નવજોતની ચાર દિવસ અગાઉ તથા નવજોત પછી પણ ચાર દિવસ ખાણીપીણી થઇ હતી. નવજોતની એક દિવસ અગાઉ બરજોરે પારસી ઓરફનેજના ગરીબ છોકરાંઓને જમણુ આપ્યું હતું. નવજોતની ખુશાલીમાં બરજોરે રૂા. એક લાખની સખાવત પણ કરી હતી. આ નવજોત પ્રસંગની ખુશાલીની સખાવતનો લાભ બરજોરે સુરતની જાણીતી મરહુમ "શેઠ રૂસ્તમજી કુકા ઓરફનેજને" તથા મુંબઇની પારસી છોકરા છોકરીઓની ઓરફનેજોને તથા "વીધવા આશ્રમોને" પણ આપ્યો હતો. બરજોરે નવજોતના પ્રસંગે પોતાના ગરીબ સગાંસ્નેહીઓ તરફથી ભેટો અને બક્ષીસો મેળવવાની આશા રાખી નહિ હતી, પણ આ ભલા અને દુનિયાની લીલી સુકીનો અનુભવ મેળવેલા જવાન બરજોર હીરા–માણેકે પોતાના ગરીબ સગાંસ્નેહીઓને આ શુભ પ્રસંગે કપડાં, જનસો, તથા રૂા. ની મોટી ભેટો કરી હતી. બરજોરે નવજોતના પ્રસંગે દરેક ગરીબ સગાં સ્નેહીઓને આમંત્રણ કર્યાં હતાં. બરજોર પોતાની સાવકી માતા તેહમીના તથા ભાઇ બ્હેનો સીલી, શ્રીતી અને જેમીને પણ ભુલી ગયો હતો

નહિ. બરજોરે પેરીસથી આવ્યા પછી જોકે નવજોત ઘણી જલ્દી કરી હતી, છતાંપણુ તેને પોતાની સાવકી માતા તથા ભાઈબ્હેનો માટે શોધખોળ કરી હતી. શોધખોળ કરવા છતાં પણ બરજોરને તેહમીના તથા તેમના કુટુંબીઓનો પત્તો મળી શકયો હતો નહિ.

જયારે બરજોરને ત્યાં ધામધુમથી નવજોતની ખાણીપીણી થતી હતી, તે વખતે દુનિયાના દુઃખનાં ડુંગરો નીચે સપડાયલાં તેહમીના હીરા–માણેક તથા તેમની બે દીકરીઓ વીલી અને શીતી બરજોરને ત્યાં રોટલી કરવા આવતાં હતાં. આ મા–દીકરીઓની ફાટી સાડીઓ, તથા પગમાં ઠીંગણીઓ મારેલી સપાટોથી તેમને કોણ ઓળખી શકે કે તેઓ નાજાં બરજોરના નજદીકના કુટુંબીઓ હતાં? તેહમીના રતીના મરણ પછી નવસારીથી મુંબઇ આવીને, "વિધવા આશ્રમમાં" રહીને, નવજોત લગ્નમાં રોટલી કરવા જઇને, તથા ખાનગી કામકાજ કરીને મહા મુશ્કેલીએ પોતાનું ગુજરાન કરતાં હતાં. નવજોત પછી પણ તેહમીના તથા વીલી શીતી બરજોરને ત્યાં રોટલી કરવા જતાં હતાં. પરોણાઓની ગીરદી, તથા નવજોતની ધમાલમાં આ મુફલેશ મા–દીકરીઓનો ભાવ કોણ પુછે?

વ્હાલા વાંચક! નાજા–બરજોરની ગરીબાઇમાં નાજાં બરજોરને અનેક રીતે હેરાન કરનાર, નાજાં–બરજોર ઉપર જુઠાં તોહમતો મુક-

નાર, બરજોર જેવા એક ભલા જવાનને પોતાના બાપના ફાલામાંથી રખડાવી દેનાર, તેહમીના તથા તેમની દીકરીઓ માટે કોણ જાણતું હતું કે ભવિષ્યમાં નાજાં-બરજોરને ત્યાંની નવજોતમાં "રોટલી" કરવા જવું પડશે ?

*    *    *    *

બરજોર પોતાના ઓરડામાં ઇઝી ચેર ઉપર બેઠો હતો. તેના હાથમાં એક ચોપડી હતી. આ ચોપડીમાં નવજોતના પ્રસંગે કામ કરવા આવેલા માણસોના નામો હતાં. બરજોરની પાસે બરજોરનો એક પારસી કારભારી ઉભો હતો. બરજોર ચોપડીના પાના ઉથલાવતો હતો. ચોપડીના પાના ઉથલાવતાં તેની નજર એવાં નામો ઉપર પડી કે જે નામો વાંચીને તે ચમકી ઉઠયો. અઝીઝ વાંચનાર, આ નામો કોણના હશે તે માટે તમેજ વિચાર કરો.

આ વખતે બરજોરના ઓરડામાં ગુલબાઇ અને નાજાં આવી લાગ્યાં. બરજોરે આ નામો આ લોકોને પણ વંચાવ્યાં.

"શું તેહમીના, વીલી અને થીતી આપણે ત્યાં રૂપ્યે રોજે રોટલી કરવા આવે છે ?" ગુલબાઇથી રડતાં રડતાં બોલાઇ ગયું.

"હા પુઇમાય." બરજોરે દીલગીર થતાં ગુલબાઇને કહ્યું.

"પુઇમાય, બિચારાં તેહમીના કાકીનું તો સત્યાનાશજ વળી ગયું. બરજોર, બરજોર, આપણી હવે ફરજ છે કે આગલી પાછલી ભુલી જઇને એ લોકોને મદદ કરવી જોઇએ." નાજાંએ બરજોરને કહ્યું.

"નાજાં, પડેલાને હાથ આપીને ઉભો કરવો એ તો માણસ જાતની ફરજજ છે. હું જરૂરજ એ લોકોને મદદ કરશ. એ લોકો તો મ્હારી માય બ્હેનોજ છે."

"શાબાશ, મ્હારી નેકના દીકરા, ધન્ય છે ત્હારી જનતી માતાને." ગુલબાઇએ બરજોરને શાબાશી આપતાં કહ્યું.

બરજોરે પારસી કારભારીને તેહમીના, વીલી અને શ્રીતીને બોલાવી લાવવા કહ્યું. પારસી કારભારી વીલી અને શ્રીતીને બોલાવવા ગયો.

× × × ×

ટુંક સમયમાંજ પારસી કારભારી સાથે તેહમીના વીલી અને શ્રીતી બરજોરના ઓરડામાં આવ્યાં.

તેહમીનાના શરીરની ફાટી સાડી, પગમાં ફાટી ઠીંગણી મારેલી સપાટ, તથા માથાના સફેદ વાલો જોઇને ગુલબાઇથી રડાઇ ગયું. વ્હાલા વાંચક ! એક વખત આજ ફાટી સાડી, અને ઠીંગણીવાલી સપાટ પહેરીને જે બાનુ નાજાં-બરજોર અને ગુલબાઇ પાસે ઉભી હતી તે કોણ હતું ? ગરીબ ગુલબાઇની અભિમાની ભોજાઇ તેહમીના હીરા-માણેક.

આ તેહમીના હીરા-માણેક એજ બાનુ હતી કે જેમને નાજાં બરજોર ઉપર અનેક તરેહના દુઃખો પાડયાં હતાં. આ તેહમીના એજ બાનુ હતી કે તેને પોતાના ખાવિંદ મરહુમ રૂસ્તમ હીરા માણેકને શીખવીને પોતાના ગરીબ અને વિધવા નણંદ બાઇ ગુલબાઇનો પગાર બંધ કરાવ્યો હતો. આ તેહમીના એજ બાનુ હતી કે જેને નાજાંની ગરીબાઇની સુગ હતી. જોકે નાજાં સાથે

જેમીનું પરણવાનું તદ્દન નક્કીજ જેવું હતું છતાં પણ આજ તેહમીનાએ કાજ પણ તોડયું હતું. કારણ શું ? કારણ એજ કે નાજાં પોતાની ગરીબાઇમાં નર્સનો ધંધો કરીને પોતાનું ગુજરાન કરતી હતી. તેહમીનાને તો ગરીબોના નામની સુગ એટલે નાજાં જેવી એક ગરીબ છોકરીને પોતાની વહુ કેમ કરે ? એક વખત તેહમીના જેવી બાનુ ગરીબોની સામું ઝાંકીને જોતી પણ નહિ હતી, તેની આજે શી હાલત હતી તે તો અઝીઝ વાંચક તમે જાણો છો. આજે આજ તેહમીના હીરા-માણેક કે જે બરજોર નાજાં અને ગુલબાઇના નામની સુગ ધરાવતાં હતાં; જે લોકોને આ તેહમીના તેમની ગરીબાઇ માટે ધીક્કારતાં હતાં; તે લોકોને ત્યાંજ આજે આજ તેહમીનાને રૂપ્યે રોજે રોટલી કરવા આવવું પડયું હતું. આજે મોટર ગાડીમાં નહિ, પણ આ સંકટમાં સપડાયેલી સ્ત્રીને ફાટી સાડી અને ફાટી સપાટે માઇલથી બે માઇલ પગેજ ચાલવું પડતું હતું, અને દાળ અને રોટલી પણ ખાવાની મળતી હતી નહિ. આજ તેહમીના કે જેઓ એક વખત પોતાની દીકરીઓ માટે મગરૂરી લઇને કહેતાં હતાં કે "મ્હારી દીકરીઓ તો સર બેરોનેટોની વહુઓ થશે." અરે ! તે તેમની દીકરીઓને તો આજે ફાટી સાડી, અને ફાટી સપાટ પહેરીને લોકોને ત્યાં કામકાજ કરવા જવું પડતું હતું, અને વિધવા આશ્રમમાં રહેવું પડતું હતું. આજ તેહમીના હીરા-માણેક કે જે પોતે કરોડપતીના છોકરાઓને પોતાના જમાઇ કરવાની ઉમેદમાં હતાં, તેમના કેવા જમાઇ ? નરીમાન નગરવાળા જેવા જમાઇ કે જે જમાઇ સાસુને મારે, ગાળો દે, અને અંતે સાસુને પાયમાલ કરવા દગો રમે. અરે !

શરાબ અને સટ્ટાપંજાના ભોગ થઇ ચોરીઓ કરી જેલજાત્રા જાએ તેવા તેહમીનાના જમાઇ ! ખરેખર, ગરીબોને ધીક્કારીને તથા તેમના નામની સુગ રાખીને દુનિયામાં કદીપણ સુખી તો થવાતુંજ નથી.

આજ તેહમીના બરજોર માટે જાતજાતનું બોલતાં હતાં. આજ તેહમીના બરજોરને લોકોની નજરમાં હલકો પાડતાં હતાં. આજ તેહમીના બરજોરને પોતાના બાપ સાથે પણ વેર પડાવ્યું હતું. આજ તેહમીનાએ બરજોરને પોતાના બાપના ફાલામાંથી પણ રખડાવ્યો હતો. આજ તેહમીના પોતાના દીકરા જેમીની તારિફ કરતાં હતાં, અને બરજોરને એક બદમાસ તરીકે ચિતારતાં હતાં. આજે આજ તેહમીનાને જેમી કામ આવે છે કે બરજોર કામ આવે છે, તે તો આપણે પાછળજ જોઇશું. જે દીકરાને તેહમીનાએ સાતમે આસમાને ચઢાવ્યો હતો, તે દીકરાએ તો તેહમીનાને ઘરમાંથી પણ બ્હાર કાઢી મુક્યાં. જે દીકરાની ઘરેઘર નીંદા કરી તેહમીનાએ બદમાસ ચીતર્યો, તેજ દીકરો આગલી પાછલી ભુલી જઇને તેહમીનાને કેવો ઉપયોગી થાય છે તે હવે આપણે જોઇશું.

અઝીઝ વાંચનાર, તેહમીના વીલી થીતી નાજાં, બરજોર અને ગુલબાઇને જોઇને શરમાઇ ગયાં. આ મા દીકરીઓને એવું તો અહીં ભારે પડી ગયું કે તેમને તેમની જીંદગીનો છેડો પણ લાવવાનું એક વખત મન થયું. આ મા દીકરીઓ ચોધાર આંશુએ અહીં રડી પણ પડયાં.

"માય, ત્હમારૂં નામ શું છે?" ગુલબાઇએ તેહમીનાને પુછયું.

"મ્હારૂં નામ તેહમીના રૂસ્તમજી હીરા-માણેક છે." તેહમીનાએ રડતાં રડતાં ગુલબાઇને જવાબ આપ્યો.

"કોણ ? મ્હારી તેહમીના !" ગુલબાઇ તેહમીનાને ભેટી પડયાં, અને આ બંન્ને નણંદ ભોજાઇ ડુસ્કે ડુસ્કે રડી પડયાં.

"તેહમીના, તેહમીના, આએ શું ત્હમારી હાલત ?"

"ગુલબાઇ, બ્હેન ગુલબાઇ, મગરૂરી, મગરૂરી, અને મગરૂરીમાંજ મ્હારૂં અને મ્હારા બચ્ચાંઓનુંબી સત્યાનાશ વળી ગયું છે."

"નવજોતના પ્રસંગે મેં ત્હમારા લોકોની ખબર કઢાવી, પણ મને તો ખબર મળી કે ત્હમો લોકો મુંબઇમાંજ નથી." બરજોરે તેહમીનાને કહ્યું.

"દીકરા, જ્યારે પૈસા હતા, ત્યારે બધાં મને માન આપતાં હતાં. અરે ! આજે તો કોઇ મ્હારી સામું ઝાંકીને પણ જોતું નથી." તેહમીનાએ રડતાં રડતાં બરજોરને કહ્યું.

"મંમાં, દુનિયાજ એવી છે. તમે કાંઇ પણ હવે ફીકર નહિ કરો."

"કાકીજી, હવે તમે કાંઇપણ ત્હમારા મનમાં ઓછું ના લાવો. જે થઇ ગયું તે તો થઇ ગયું. અમારી અહીંથી કે ખુદાના ઘેરવેરની ફરજ છે કે તમુ લોકોને મદદ કરવી, અને ત્હમારો પાછો સારો વખત આવે એવું અમારે ઇચ્છવું."

"દીકરા, એ તો તું ભલી અને સદ્ગુણી છે, તેથી એમ બોલે છે. બાકી ત્હારે ઠેકાણે બીજી કોઇ હોય તો તે તો જરૂરજ વેરની વસુલાત કરે."

"અરે નહિરે કાકીજી, તમે તો અમારાં મુરબ્બીજ છેવ. શીવી, વીલી અને જેમી તો અમારાં ભાઇ બ્હેનજ છે. તમે હવે કાંઇ પણ ફીકર ના કરો."

નાજાં અને તેહમીના ભેટયાં. બંન્નેની આંખોમાંથી આંસુઓની નદી વ્હેવા લાગી. તેહમીનાએ તવંગરીમાં કીધેલી મગરૂરીના કેવાં માઠાં પરિણામ આવ્યાં તેનું હવે તેમને ભાન થવા માંડયું.

"મ્હારા દીકરા બરજોર, મને માફ કરજે. મેં તુંને સતાવવામાં કાંઇ પણ બાકી રાખ્યું નથી. અરે! મને ઉંધે દહાડે ઉંધુંજ સુઝ પડયું." તેહમીનાએ બરજોરને પગે પડતાં પસ્તાવો કરતાં કહ્યું. બરજોરે તેહમીનાનો હાથ પકડી લીધો અને કહ્યું કે–

"મંમા, તમે મને પગે ના પડો. ત્હમો તો મ્હારાં મુરબ્બીજ છેવ. હું તો ત્હમારો તાબેદાર દીકરોજ છેઉં. દીકરાની ફરજ છે કે પોતાની માતાએ ગમે તેવી પણ ભુલો કીધી હોય તો તે ભુલો ભુલી જઇને પોતાની માતાને મદદ કરીને સુખીજ કરવી જોઇએ. મંમા, હું તો એમજ સમજુ છું કે જો ત્હમારાં જેવાં મુરબ્બીની સેવા કરશ, તો હું જરૂરજ સુખી થવશ."

બરજોર તેહમીનાને ભેટી પડયો અને હિમ્મત આપી.

"દીકરી નાજાં, જો મે ત્હારૂં લગ્ન મ્હારા જેમી સાથે કીધું હતે તો આજે મ્હારો આવો વખત નહિજ આવતે. દીકરી નાજાં, મેં તુંને પણ બહુ સતાવી. ત્હારી ગરીબાઇને લીધે મેં તુંને બહુજ ધીક્કારી. અરે! તું નર્સ થઇ, તેથી હું જાત જાતનું બોલી. અરે! આજે મ્હારી દીકરીઓને તથા મને રાંધવા સીવવા જવું પડે છે. હવે અમુને બબરચીનું પણ કામ કરવું પડે છે. અરે! ખુદાએ



" મ્હારા દીકરા અરજેનર મને માફ કરજે......"

[ પા. ૨૬૮ ]

મને મ્હારી મગરૂરી માટે વાજબીજ સજા કીધી છે." તેહમીનાએ નાજાંની માફી માંગતાં કહ્યું.

"ગુલબાઇ, બ્હેન ગુલબાઇ, ત્હમુને પણ મેં બહુ સતાવ્યાં હતાં. અરે! ત્હમારા ભાઇ રૂસ્તમને શીખવીને ત્હમારો પગાર પણ મેંજ બંધ કરાવ્યો હતો. ત્હમારાં મેં અનેક અપમાનો પૈસાની ગરમીમાં કર્યાં હતાં. ઓ બ્હેન! મને હવે તમે માફી આપો." તેહમીના ગુલબાઇને પગે પડતાં પસ્તાવો કરતાં બોલ્યાં. ગુલબાઇ તેહમીનાને ભેટી પડયાં, અને ડુસ્કે ડુસ્કે બંન્ને રડયાં. ગુલબાઇને પોતાના મરહુમ ભાઇઓ હીરાજી અને રૂસ્તમ આ સમયે ખુબ યાદ આવ્યા.

"તેહમીના, તેહમીના, મ્હારો હીરા જેવો ભાઇ રૂસ્તમ તો મેનીજ માવજત વગરજ મરી ગયો રે."

"હા બ્હેન, બરાબર છે, પણ હવે હું શું કરૂં? અરે ગુલબાઇ! ઉંધે દિવસે મને ઉંધુંજ સુઝ પડયું, તેથી મ્હારો ભલો ભરથાર હાડમાર થઇને આ ફાની દુનિયા છોડીને ચાલ્યો ગયો."

"ખાટલે પડેલા બાપને દીકરા દીકરીઓ મારે એવું કોઇએ દિવસ કોઇએ દુનિયામાં સમજ્યું છે કે? અરે! મ્હારા રૂસ્તમનું દુઃખ હું કયાં જઇને રડું?"

ગુલબાઇના આવા શબ્દોથી તેહમીનાની છાતી ભરાઇ આવી. બંન્ને નણંદ ભોજાઇ પોક મુકીને રડયાં. આ બંન્નેને રડતાં જોઇને સર્વેની આંખોમાંથી આંશુઓની નદી બ્હેવા લાગી.

× × × ×

"ગુલબાઇ ફુઇ, તમેબી મને હવે માફી આપો. મેં પણ મ્હારાં મંમાને જોઇને ત્હમારાં અનેક અપમાનો કર્યા છે. અરે! પૈસાની ગરમીમાં આપુને ગરીબોની મુશ્કેલી અને આફતોનો ખ્યાલ આવતો નથી. તમે બિચારાં મ્હારાં મંમા પાસે પગાર લેવા આવો, તો મ્હારાં મંમાં ત્હમારા ઉપર કેવો રોપ કરતાં હતાં! અરે! આજ રોપ કરનાર મ્હારાં મંમાં અને મ્હારી હાલમાં કેવી હાલત થઇ છે!" વીલીએ ગુલબાઇને પગે પડીને પસ્તાવો કરતાં કહ્યું.

"દીકરા, હવે આગલી પાછલી ભુલી જાઓ. હવે તો ખુદાની બંદગી કરો. દીકરી વીલાં, તુંને કેટલાં છોકરાં છે?"

" નવ "

"નરીમાન શું ધંધો કરે છે?"

"ગુલબાઇ ફુઇ, નરીમાન તો તદનજ મવાલી નીકળેલો. મ્હારાં મંમાંએ મને નરીમાનની ખુબસુરતી ઉપર પરણાવી, પણ નરીમાને તો પપ્પાની ઓફીસમાં પણ ગોટાળો કર્યો. રાંડોને ત્યાં એ જાએ. દારૂ પીને સટ્ટા પંજા પણ એ કરતો હતો. ચોરીઓ કરી જેલમાં પણ એ તો જઇ આવ્યો."

"અરે! પણ હમણાં એ શું કરે છે?"

"એ તો મરી ગયો."

"શું એ મરી ગયો? ત્યારે દીકરા તુંને બચ્ચાંઓ સાથે ગુજરાન કરવું બહુજ ભારી પડતું હશે."

"પુઇજી, મ્હારા દુઃખની વાત હું કહાં જઇને કહું ? પારસી પંચાતમાંથી મને રૂ. ૧૦ નો પગાર મળે છે, તેમાંથી જેમ તેમ એક વખત રાંધીને બે વખત ખાઇને અને કેટલીક વખતે તો ભુખ્યાં પણ અમે સુઇ જઇએ છીએ. અરે ! મ્હારાં મંમાંની મગરૂરીથીજ અમારી પાયમાલી થઇ. આજે વિધવા આશ્રમમાં હમુને રહેવું પડે છે." વીલીથી ચીસ પાડીને રડાઇ ગયું.

"દીકરી વીલી, હિમ્મત રાખ. ખુદા ઉપર વિશ્વાસ રાખ." ગુલબાઇએ વીલીને ભેટીને કહ્યું.

"પુઇજી, મ્હારી નાજાં બ્હેનને ધીક્કારનાર, નર્સ અને માસ્તરણીઓની મશ્કરી કરનાર, આએ ત્હમારી કમનસીબ ભત્રીજી હાલમાં શ્રીતી માસ્તરણી થઇ સુઇ છે. અરે! જહાંગીર જહાંબોરડીવાલા અને નરીમાન નગરવાલાએ તો જેમીને બગાડીને ધુળ કરી નાખ્યો. અરે ! એ મુવા બદમાસોથીજ અમારી પાયમાલી થઇ." શ્રીતી વચમાં બોલી ઉઠી.

"શ્રીતી, જેમી હમણા કયાં છે ?" બરજોરે શ્રીતીને પુછ્યું.

"જેમી અંદેરીમાં એક ધાટી જેવી ઝુપડીમાં રહે છે."

"એ શું ધંધો કરે છે ?"

"અગીયારીમાં પાણી ભરી કચરો વાળે છે. અહંમકારાના દિવસે એ એક મોબેદનું સુખડબી વેચે છે."

"અરે ખુદા ! આએ કેવી આફત ? જર પણ જેમીની સાથેજ છે ને ?"

"હાસ્તો, સાથે નહિ હોય તો એ ક્યાં જઇ મરે? એનેબી એની કરણીના ફળો તો જોયાંજ."

"એને શું કીધું?"

"અરે! એ જરે એના ભાઇ જહાંગીર સાથે મળીને તો બધું મ્હારી પાસેથી લખાવી લીધું. પછી જહાંગીરે જરને બનાવીને આપણા કુટુંબની માલમિલકત પોતાના નામ ઉપર ચઢાવી દીધી. જહાંગીરે તો દીવાળુંબી કાઢયું, અને હાલમાં મુવો ઇંડોરની જેલમાં સબડે છે." તેહમીના વચમાં બોલી ઉઠયાં.

"શું એમ?"

"અરે હા! દીકરા હુંજ છાલકી અને મૂર્ખ કે જહાંગીર અને નરીમાન જેવા હેન્ડસમ બ્લેકગાર્ડસોને ઘેરમાં ઘાલ્યા. અરે! એ લોકોથીજ પાયમાલી થઇ."

"મંમાં, હવે એ વાત કરવામાં ફાયદો નથી. હું જેમીને હવે મુંબાઇમાં બીઝનેશ ખોલાવી આપશ, અને ખુદા છે તો પાછો એનો સારોજ વખત આવશે!"

"દીકરા બરજોર, જેમીને મુંબઇમાં રાખવો એ ધાસ્તીભર્યું છે."

"કારણ?"

"કારણ એટલુંજ કે એને ખૈની શરૂઆત થાય છે." તેહમીનાએ ડુસ્કે ડુસ્કે રડતાં રડતાં બરજોરને કહ્યું.

"કંઇ નહિ મંમાં, તમે ફીકર ના કરો. હું જેમીને તથા જેમીના છોકરાંઓને પંચગણી મોકલી આપશ. જેમીને હું પંચગણીમાં બીઝનેશ ખોલાવી આપશ. જરબી જેમીને સાથે રહેશે ને?"

"નહિ રહેશે તો એ કહાં જઇ મરવાની છે? અરે! એનેબી લાકડાનો પગ મુકવો પડયો છે. લુલી લંગડી થઇ ગઇ છે, અને રોજની માંદી માંદી ચાલે છે."

"ઓ ખુદા! ત્હારો ઇન્સાફ સાચોજ છે. મંમાં, અમે લોકે થોડુંઘણું ત્હમારા માટે સમજ્યું હતું, પણ અમે દુર તે ત્હમુ લોકોને કેમ મદદ કરીએ?"

"હા દીકરા બરાબર છે."

"ભાઇ બરજોર, મ્હારાં છોકરાંઓને હું વિધવા આશ્રમમાં એક પાડોશનને સોંપીને આવી છું. હમણા બહુ મોડું થયું છે, માટે હવે અમુને જવાની રજા આપો." વીલીએ બરજોરને કહ્યું.

"હવે ત્હમારાથી જવાશે નહિ. તમે બધાં અહીંયાંજ રહો. આએ મ્હારૂં ઘેર ત્હમારૂંજ સમજો. ત્હમુ લોકોનેબી ચાલુ આવક થાયે એવો હું બંદોબસ્ત કરી આપશ. બ્હેન વીલી, આપણે મોટરમાં ત્હારાં છોકરાંઓને અહીં લઇ આવવા હમણાજ જઇશું. તું ફીકર ના કર. ત્હારાં છોકરાંઓને તથા જેમીના છોકરાંઓને હુંજ શીખવશ કેળવશ. તું તો મ્હારી બ્હેનજ છે."

જેમી પોતાની મોટરમાં વીલી સાથે વિધવા આશ્રમમાં ગયો. વીલીના છોકરાંઓને હીરા-માણેક લોજમાં ટુંક સમયમાંજ બરજોર વિધવા આશ્રમમાંથી લઇ આવ્યો. નાજાંએ છોકરાંઓને કપડાં બદલાવીને ખાવાનું આપ્યું. વીલીના ભુખ્યાં છોકરાંઓ ખાવાનું જોઇને ખુશ થયાં. તેઓએ ખાવાની ચીજોને સંપૂર્ણ ઇન્સાફ આપ્યો.

નાજાંએ તેહમીના વીલી અને શ્રીતીને પણ પોતાના કપડાં પહેરવાને આપ્યાં. તેહમીના અને તેમની દીકરીઓનું કીસ્મત પાછું કેવું પલતાયું! તે કોણાથી? બરજોર નાજાંથીજ.

# પ્રકરણ ૨૬ મું.

## "માથેરાનમાં મેળાપ"

કરમ ત્હારી કળા ન્યારી, હજારો નાચ નચાવે છે,
ચહડે જે ચક્રરે ત્હારા, સદા ત્હેને ભમાવે છે.
જે હોય કાલ ભીખારી, આજ ધનવાન તે ભારી,
અરે ધનવાનને પળમાં, ભૂંડા ભિક્ષા મંગાવે છે.
હજારો મોજ જે કરતા, મહારાજા જે કહેવાતા,
તજાવી રાજ તું તેને, બૂરા બાવા બનાવે છે.
બનાવે યોગીને ભોગી, કરે બળવાનને રોગી,
ઉંચાને નીંચની સજા, સદાયે તું કરાવે છે.
ઘડીમાં તું હસાવે છે, ઘડીમાં તું રડાવે છે,
કહે "શંકર" તું ફંદામાં, સકલ જગને ફસાવે છે.

× × × ×

"વખત બળવાન છે, અને નથી સ્ત્રી કે પુરૂષ બળવાન" એ ખુબજ આપણે યાદ રાખવું જોઇએ. આજનો ફકીર તે કાંઇ સદા ફકીર નથી રહેવાનો. એજ ફકીર કાલે વખતે અમીર પણ થઇ જાએ. વખતને માન આપીને જેઓ ચાલે છે તેઓજ આ દુનિયામાં ફતેહ મેળવી શકે છે. હંમેશાં બીજાના સુખ દેખી, બીજાનું ધન જોઇને, કોઇને સ્વરૂપવાન જોઇને, કોઇના કુટુંબની મોટાઇ જોઇને, કોઇના છોકરાં બચ્ચાંઓને ભાગ્યશાળી દેખીને કદીપણ અદેખાઇ કે બળાપો જળાપો કરવો નહિ જોઇએ.

× × × ×

આપણે વારંવાર દોલત, ખુબસુરતી, સત્તા, મોટાઇ અને માનપાન મેળવવા માટે ઇંતેજાર હોઇએ છીએ, અને જ્યારે મળે છે, ત્યારે ઘણુંખરૂં તેમની "સોનેરી જાળ"મા ફસી પણ જઇએ છીએ. આપણે એટલું તો યાદજ રાખવું જોઇએ કે જો પૈસા પાસે હોય તોપણ કરકસર, નમ્રતા, અને સેવાનો મુદ્રાલેખ કદી પણ ભુલવો નહિ જોઇએ. ગરીબોને ધીક્કારવા નહિ જોઇએ. જો ગરીબો મદદ માંગવા આવે તો તેમને મદદ આપવી જોઇએ. થોડા પૈસા હોય તો પણ સંતોષ પકડવો જોઇએ. ગરીબ હોઇએ તો પણ સંતોષ પકડીને સંસારની–નૌકા ચલાવવી જોઇએ, કારણકે સંતોષાઇ અને સાદાઇ-માંજ દુનિયાનું તમામ સુખ સમાયલું છે.

× × × ×

રેતીના રણો દુઃખ દેનારાં છે. સુંદર જમીન કરતાં રણવાળી જમીન કાંઇજ બિસાદ ધરાવતી નથી, છતાંપણ ખુદાએ ઉજ્જડ જમીનમાં પણ થોડીક ફળદ્રુપ જમીન રાખી છે. પ્રકાશ આપણને સુખ આપે છે, તેથી ખુદાએ અંધકારના વખત કરતાં પ્રકાશનો વખત વધારે બનાવ્યો છે. અંધારી રાત્રે ચંદ્ર અથવા તારાઓ પણ રહેજરહાજ પ્રકાશ આપે છે. વાદળી–દહાડાઓ કરતાં સૂર્યના પ્રકાશવાળા દિવસો સંખ્યામાં ચઢિયાતા પેદા કર્યા છે. વાદળી તો કોઇ દિવસ થાય છે, અને સુંદર પ્રકાશિક દિવસો તો પુષ્કળજ હોય છે. એજ પ્રમાણે સુખના દિવસો ઘણા અને દુઃખના થોડા છે એમજ માણુસ જાતે સમજવું જોઇએ. જેમ સૂર્ય ઘણોજ તપીને માણુસજાતને તપાવે છે, અને પછી પુષ્કળ વરસાદ આવીને ઠંડક કરે છે, તેમજ સંસારના સુખ દુઃખની બાબતમાં પણ છે.

જે સમયને માન આપીને ચાલે છે તેના જેવો ડાહ્યો માણસ બીજો કોઇપણ નથી. બરજોરે સમય જોઇને કામ કર્યું તેથી તે આજે એક તવંગર શેઠયો બન્યો. નાજાં બરજોર બંન્ને પાંચે

ગેહમાં ખુદાની બંદગી કરતાં હતાં અને પોતાની ફરજો શું શું છે, તે તેઓ બરાબરજ સમજતાં હતાં.

હાલમાં તેઓ સખાવતો કરતાં હતાં. કેટલાક તવંગરો નામના મેળવવા માટે મોટી મોટી સખાવતો કરે છે, અને ગરીબ સગાં સ્નેહીઓને કે ખરા હાજતમંદોને એક પાઇ પણ આપતા નથી. આવી સખાવત બરજોર કરતો હતો નહિ. તે તો જેમ બ્હાર સખાવત કરતો હતો, તેમ પોતાના કુટુંબના, કોમના અને ખરા હાજતમંદોને પણ પોતાના પૈસાનો લાભ આપતો હતો.

બરજોરે પોતાના કુટુંબ માટે શું કર્યું હતું ? અઝીઝ વાંચનાર, પોતાની સાવકી માતા તેહમીનાને રૂ. સાત હજારમાં ખારમાં એક બંગલો બાંધી આપ્યો હતો. આ બંગલો તેને તેહમીનાને ભેટ આપી દીધો હતો. તેહમીનાને બંગલો બાંધી, ભેટ આપીને કાંઇ તે બેસી રહ્યો હતો નહિ. તેને રૂ. ૫૦ હજાર રોકડા પણ તેહમીનાના નામ ઉપર ચઢાવ્યા હતા. તેહમીના તે રૂપીઆનું વ્યાજ ખાતાં હતાં, અને સુખેથી પોતાની બે દીકરીઓ વીલી અને શ્રીતી સાથે હાલમાં ખારમાં રહેતાં હતાં.

× × × ×

ગરીબ અને ખરા હાજતમંદોના છોકરાંઓને કેળવણી આપવી એ એક ઉત્તમ ગુણ છે. ખુદા તરફથી જેમને કેળવણી

ઉપર પ્રેમ છે, તેઓ તો પોતે અધીં રોટલી ખાઇને પણ ગરીબો અને હાજતમંદોની કેળવણી પાછળ પાપડીની માફક પૈસા ખર્ચે છે. બરજોરને પણ કેળવણી ઉપર ઘણોજ ચાહ હતો. તે ઓરફનેજો તથા ગરીબ છોકરાંઓની કેળવણી પાછળ છુટ્ટે હાથે પૈસા ખર્ચતો હતો. નાજાં જેવી સદ્‌ગુણી બાનુ બરજોરની મહેરદાર હતી, અને હાલમાં વર્ષો થયાં આ બન્તે ધણી-ધણીયાણીમાં અજબ જાતનો સંપ હતો. જ્યારે બન્તે ધણીધણીયાણી સંપીલાં, ત્યારે નાજાં જેવી એક નેક બાનુ બરજોરને વીલાં અને જેમીના છોકરાંઓને કેળવણી આપવાની શું સલાહ નહિ આપે? નાજાંની શિખામણથીજ બરજોરે વીલી તથા જેમીના બે દીકરાઓને ઇંગ્લાંડમાં પણ કેળવણી આપવા મોકલ્યા હતા. બરજોરે વીલાં અને જેમીના બીજાં છોકરાંઓને દેવલાલી પુના અને પંચગણીની બોરડીંગ સ્કુલોમાં પોતાના પૈસાથી મુકયાં હતાં.

બરજોરે જેમીનું પણ કીસ્મત ફેરવી નાખ્યું હતું. જેમીને હવે સુખડ વેચવા કે અગીયારીમાં કચરો વાળવા જવું પડતું હતું નહિ. તે તો હાલમાં પંચગણીમાં રહેતો હતો. પંચગણીમાં મોટરના બીઝનેશ સાથે તે એક હોટલ પણ ચલાવતો હતો. ખુદાની મેહેરબાની અને બરજોર જેવા ભલા ભાઇની મદદથી જેમીનું કીસ્મત પણ પાછું પલતાઇ ગયું હતું.

જર પણ જેમીની સાથેજ પંચગણીમાં રહેતી હતી. હાલમાં તેની તબિયેતમાં પણ સુધારો થતો હતો. જેમી જર સંપથી રહેતાં હતાં. સાદાઇમાં જીંદગી ગુજારી આ બંન્તે ધણી-ધણીઆણી ખુદાની

બંદગી કરતાં હતાં. બરજોરની સુચનાથી જેમી દર મહીને રૂા. ૧૦૦) પોતાની માતા તેહમીનાને પણ મોકલતો હતો.

જેમીને ખૈની શરૂઆત થતી હતી. તે તો આપણે જાણ્યે છીએ. પંચગનીની સુંદર હવાથી તેની તબિયેતમાં પણ ઝડપથી સુધારો થતો હતો. એક વખતનો "શરાબ" અને "વેશ્યાઓ"નો ભોગ થઇ પડેલો જેમી હાલમાં બરાબર રીતે સમજતો હતો કે સાદી જીંદગી, ખુદાની બંદગી અને ગરીબ સગાં વ્હાલાઓને મદદ કરવામાં જેવી મોજ છે તેવી મોજ બીજી કોઇપણ ચીજમાં નથી.

× × × ×

હાલમાં એપ્રેલ મહીનાની આખેરી હતી. શ્રીમંતો, સુખી શેઠયા શેઠાણીઓ આ મહીનામાં અને મે મહીનામાં મુંબાઇના તાપથી બચવા પોતાની નજર માથેરાન, મહાબળેશ્વર, મશુરી કે મરી ઉપર નાખે છે. બરજોરે હાલમાં પોતાની નજર માથેરાન ઉપર નાખી હતી. ગરમીની સીઝન હોવાથી તે પોતાના કુટુંબ તથા ગરીબ સગાં સ્નેહીઓ સાથે હાલમાં માથેરાનમાંજ એક મોટો બંગલો ભાડે રાખીને રહ્યો હતો.

હાલમાં માથેરાનમાં બરજોરની સાથે ગુલબાઇ, તેહમીના, શ્રીતી વીલી, અને જર હતાં. સ્કુલોમાં ગરમાની રજા હોવાથી વીલી અને જેમીના છોકરાંઓ પણ માથેરાનમાંજ હતાં. બરજોરના આમંત્રણને માન આપીને જેમી પણ હાલમાં માથેરાનમાં આવ્યો હતો.

× × × ×

દરરોજ સાંજના સમયે બરજોર પોતાના કુટુંબ સાથે માથેરાનની જુદી જુદી પોઇન્ટો ઉપર ફરવા જતો હતો. આજે પણ તે હંમેશની માફક પોતાના કુટુંબ સાથે "ડેન્જર પોઇન્ટ" ઉપર જવા નીકળ્યો હતો. તેહમીના ગુલબાઇ અને જર તો રીકશામાંજ બેસી રહ્યાં હતાં. બરજોર, જેમી, નાજાં, વીલી અને શ્રીતી સાથે ચાલતાં ચાલતાં ડેનજર પોઇન્ટ ઉપર જવાના રસ્તા ઉપર નીકળ્યો.

ડેનજર પોઇન્ટ માથેરાનમાં છે. આ પોઇન્ટ ઉપર જવાનો રસ્તો એટલો બધો સાંકડો અને જોખમ ભરેલો છે કે ફકત એકજ માણસથી સંભાળથી ચાલી શકાય છે. ડેનજર પોઇન્ટ માથેરાનની ઘણી સુંદર અને એક રળિયામણી પોઇન્ટ છે. આ જગ્યા ઉપરથી દુર નજર નાખ્યે તો પહાડોની સુંદર ખાઇઓ આપણને એવાજ ખ્યાલ આપે છે કે કુદરતી નદીઓ કે તળાવો સુકાઇ ગયાં છે. આ જગ્યા ઉપરથી નીચે આવેલાં મોટાં ઝાડો, અને ઘણીક વખતે જનાવરો પણ જણાય છે. આ જગ્યા ઉપરથી દુરના ઝાડો, ઝુંપડાં કે જનાવરો જોઇને ટુંક સમયને માટે મનુષ્યને એમજ લાગે છે કે તે નવી દુનિયામાં વેંત્યાઓના દેશની નજદીકજ રહે છે. ખુદાની કુદરત શું છે તે તો અહીં એટલા ઉપરથીજ જણાય છે કે ખાઇવાળો પ્રદેશ ધીરે ધીરે ઉંચો થઇને "પબ્લ હીલ"ની સાથે જોડાઇ જાએ છે.

સાંજનો સમય હતો. જેમ જેમ આસમાન ઉપરનો સૂર્ય અસ્ત પામવાનો વખત નજદીક આવતો તેમ તેમ પહાડોની સુંદર ખાઇઓ,

ખીણો, ઝાડો અને ઝુંપડીઓ ખુદાની કરામત અને કુદરતની કારીગરીનું મનુષ્યને ભાન કરાવતી હતી. સૂર્ય જેમ જેમ અસ્ત પામવા આવતો હતો તેમ તેમ થોડા થોડા કિરણો પહાડો, ઝાડો અને પર્વતોની ખીણોમાં પડતાં હતાં. જ્યારે રાતરી થતી હતી ત્યારે ઝાડના પાંદડાંઓ તથા જંગલી છોડવાઓ ઉપર પડતો છાંયડો કોઇક વખતે બિહામણો અને ભયંકર પણ લાગતો હતો. સાંજના સમયે સુંદર કુદરતી પુલો અને પહાડોના સુંદર રંગબેરંગી પક્ષિઓ આખા દિવસના થાક પછી આરામ લેવા જતાં હોય એમ નજરે જોનારને લાગતું હતું.

જ્યારે સૂર્ય અસ્ત પામતો તે સમયે તો અહીં શાંતિ વ્યાપી રહેતી હતી. રાતના સમયે અહીં જમીન ઉપર પડેલાં પાંદડામાં સળવળાટ, ઝાડોનો અવાજ અથવા તો જંતુઓનો અવાજ મનુષ્યને ગભરાવતો હતો.

સહવારના સમયે આ જગ્યાનો દેખાવ ઘણોજ ખેંચાણકારક હોય છે. સહવારમાં ધુમશોથી આસપાસના પહાડો અને આજુબાજુની જગ્યા ઉપર બરફજ પથરાઇ ગયું હોય એવું નજરે જોનારને જણાય છે. જ્યારે સૂર્ય સહવારના સમયે આ આખી રાત વાસો કરી પડી રહેલા ધુમસને પોતાના કીરણોથી દુર કરીને પોતાનું તેજ ફેંકે છે ત્યારે તો એમજ લાગે છે કે સૂર્યના લશ્કરની સ્વારી આગળ આ ધુમસનું લશ્કર હારી જઇ પાછું હઠે છે. સૂર્યના કીરણોથી પહાડોની

રચના અને દુનિયાની રચના ઉપર રોશની પડે છે કે જે રોશની અને કુદરતનું બ્યાન કરવા માટે એક લેખક, કવિ, નાટકકાર કે નોવેલોના કર્તા અને અધિપતિરાજની કલમ પણ ઇન્સાફ આપી શકેજ નહિ.

× × × ×

આ પોઇન્ટ ઉપર બરજોર, નાજાં થ્રીતી, વીલી અને જેમી સંભાળથી એકએકની પાછળ ચાલીને આવ્યાં. અહીં બે પારસીની બાનુઓ એક ૧૨ વર્ષના છોકરા તથા એક ફીરંગી આયા સાથે એક બાઝત ઉપર બેઠાં હતાં. અહીં બીજું એક હીંદુ ગૃહસ્થનું ફેમીલી પણ હતું. આ હીંદુ ગૃહસ્થ તેમની સ્ત્રી અને છોકરીઓ સાથે હતા. આ હીંદુ કુટુંબની સાથે એક શીખ જેવો સિપાઇ પણ હતો.

બરજોરને બરજોરનાં કુટુંબ સાથે જોઇને આ સિપાઇના ચ્હેરા ઉપર આનંદે પ્રવેશ કર્યો હોય એમ ધારી ધારીને જોનારને લાગતું હતું.

બાઝત ઉપર બેઠેલાં બે બાનુઓમાંના એક બાનુ વિધવા હતાં. જ્યારે તેમના શરીર ઉપર કાળી બોરી સાડી હતી. ત્યારે બીજી બાનુના હાથમાં ચીતલ અને કાળી સાડી હતી. ચીતલ ઉપરથી જણાતું હતું કે તે બાઇ સોહવાસન હતી. આ બાનુ પેલા ૧૨ વર્ષના છોકરાની માતા જણાતી હતી, કારણ કે આ છોકરો આ સોહવાસન બાનુને "મંમાં" કહીને બોલાવતો હતો.

આ સોહવાસન બાનુને વીલી અને થ્રીતી ઓળખતાં હોય એમ બારીકીથી તપાસીને જોનારને જણાતું હતું. બાઝત ઉપર બેઠેલી આ સોહવાસન બાનુના મોઢા ઉપર ઘણીજ ઉદાસી જણાતી હતી.

એક ખાલી બાઝત ઉપર નાજાં, વીલી અને થ્રીતી બેઠાં હતાં. બરજોર અને જેમી ઉભા રહ્યા હતા. આ કુટુંબે અહીં સીનેરી જોઇ સીનેરી માટેજ હાલમાં તો વાતચિત કરવા માંડી.

× × × ×

ઘડીયાલમાં સાડા છ થયા હશે. આ સમયે હીંદુ કુટુંબે ચાલવા માંડયું. પેલા શીખ સિપાઇએ બરજોર અને જેમીને જતી વખતે નમીને સલામ કરી. હિંદુ કુટુંબની પાછળ પેલાં પારસી કુટુંબે પણ ચાલવા માંડયું. રાતનો સમય થતો હોવાથી બરજોરે પણ પોતાના કુટુંબ સાથે હિંદૂ અને પારસી કુટુંબની પાછળ પાછળ ચાલવા માંડયું.

જે રસ્તા ઉપર ગુલબાઇ, તેહમીના અને જરની રીકશાઓ હતી, ત્યાં બધાં આવી પહોંચ્યાં. હીંદુ કુટુંબે તો શીખ સિપાઇ સાથે ચાલવાજ માંડયું. પેલાં બે પારસી બાનુઓ, છોકરો અને આયા રીકશામાં બેસવા આ જગ્યા ઉપર રહેજ થોભ્યાં.

સોહવાસન બાનુને જોઇને જર પોતાનું મોઢું છુપાવવા લાગી. આ સમયે જરની છાતી ભરાઇ આવી. અઝીઝ વાંચનાર, આ કુટુંબ કોણ હશે ?

તેહમીના તો આ સોહવાસન બાનુની સામુંજ ટગરટગર જોયા કરતાં હતાં.

આ સોહવાસન બાનુનો રીકશા ખેંચનાર આ સ્થાન ઉપર હતો નહિ, તેથી બીજા રીકશાવાળાઓ તેની શોધમાં અહીં તહીં દોડાદોડ કરવા લાગ્યા. આ સમયે સર્વેની અજાયબી વચ્ચે આ સોહવાસન બાનુને તેહમીનાએ કહ્યું કેઃ—

"દીના, તું મ્હારી રીકશામાં બેસ. હું ચાલશ."

"નહિજી." કહી દીનાએ ટુંકમાંજ તેહમીનાને જવાબ આપ્યો.

"દીના, તું શરમા ના. જે થઇ ગયું તે તો થઇ ગયું."

"અરે તેહમીના ! મેં તો ચોરી કીધી હોય તેવું મને તો હવે ભારી લાગે છે."

"કાંય? તમે એમ કાંય બોલો છો?" બરજોરે ભોલાપણામાં દીનાને સવાલ કર્યો.

"અરે દીકરા, જહાંગીર જેવા બદમાસે તો એના નસીબનું નખ્ખોદજ વાળી નાખ્યું." તેહમીનાએ બરજોરને કહ્યું.

"કંઇ નહિ. હવે ખુદા ઉપર વિશ્વાસ રાખો. દીનામાય, ખુદા ઉપર વિશ્વાસ રાખવાથીજ દુનિયામાં સુખી થવાય છે."

"અરે ભાઇ ! હું શું કરૂં ? જો હું તેહમીનાને ઘરે આવી નહિ હતે તો આજે મ્હારી આવી ખરાબી નહિજ થતે." દીનાએ રડતાં રડતાં બરજોરને કહ્યું. ગુલબાઇએ આ વખતે વાત ઉડાડવા રોદાને બતાવીને દીનાને પુછ્યું કેઃ—

"આએ એવણુ કોણુ છે?"

"માયે, એ મ્હારી ભોજાઇ છે. ઘણીજ ભલી છે. મને તો બ્હેનની માફકજ નીવડે છે."

"ઘણુંજ મજાનું. દુનિયામાં ભલાઇજ કરવી જોઇએ. મ્હારા બરજોરેબી તેહમીના અને તેહમીનાના છોકરાંઓનું કીશ્મત ફેરવી નાખ્યું."

"હા માય, બરાબર છે. મ્હારાં નાજાં બરજોર ઉપર મરૂં. મેં તો એ લોકોને બહુજ સતાવ્યાં, છતાંપણ મ્હારાં દુઃખમાં તો એ લોકોજ અંતે કામે આવ્યાં." તેહમીનાએ રડતાં રડતાં દીનાને કહ્યું.

"મ્હારાં રોડા આન્તીબી ઘણા મજેનાં છે. મ્હારા પપ્પાએ મ્હારા દારાબ મામાને ઝેર આપ્યું, અને જેલમાં ગયા, છતાંપણ રોદા આન્તી અમારા ઉપર બહુજ હેત રાખે છે, અને અમુને સાથેજ રાખે છે." દીનાનો બાબો વચમાં બોલી ઉઠયો.

અહીં દીનાને બાબાના આવા શબ્દોથી ખરાબ લાગ્યું. તેણે બાબાને ઝનુનથી તમાચો માર્યો અને કહ્યું કે "મુવા મુંગો રહે."

"મંમાં મને મારોચ શું કરવા? આજે શીરીન એની ફ્રેન્ડસો સાથે ફરવા ગઇ, ત્યારે એનેબી તમે મારી. પપ્પા જેલમાં ગયા છે તે એ લોકે શું ન્યુસમાં નહિ વાંચ્યું હોશે કે?" બાબાએ રડતાં રડતાં દીનાને કહ્યું.

દીનાએ બાબાને વધારે માર્યો. ગુલબાઇએ બાબાને છોડાવ્યો અને પતાવ્યો.

આ સમયે દીનાનો રીકશાવાલો પણ આવી પહોંચ્યો.

સર્વેએ એક એકને મળી ભેટીને પોતાના મકાન તરફ જવાના રસ્તા લીધા.

# પ્રકરણ ૨૭ મું.

## રોદાને ત્યાં ચોર.

"હરજાન મેરી જાન હય, હર એક દિલ હય દિલ મેરા;
હા બુલબુલો—ગુલ મોહરો, માકી આખમે હૈ તિલ મેરા.
હિન્દુ, મુસલમાં, પારસી; સીખ, જૈન, ઇસાઇ યહુદ;
ઇન સબકે સીનોમેં પકડતા એકસાં હૈ દિલ મેરા."

આ શબ્દો એક જાણીતા શાએરના છે.

ખુદા કહે છે કે દરેક જાનના પ્રાણ તે મ્હારાજ પ્રાણ છે. દરેકનું જીગર તે મ્હારૂંજ જીગર છે. બુલબુલ શું કે ગુલેગુલાબ શું, સુર્ય શું કે ચંદ્ર શું, બધાંના આંખોમાં મ્હારીજ આંખની કાકીઓ છે. હિંદુ, મુસલમાન, પારસી, સિખ, જૈન, ઇસાઇ, યહુદી એ સર્વેના હૃદયોમાં એક સરખી રીતેજ મ્હારૂં હૃદય ધડકયા કરે છે.

કાસમ ખુદા પરહીજગાર હતો. તે એક સાચ્ચો ઇમાનદાર ઇસ્લામી હતો. ખુદાનો તે ખરો ખીઝમતગાર હતો. બરજોરને જે વચન આપ્યું હતું તે તેને બરાબર રીતેજ પાળ્યું હતું. જે સ્થળે રોદા અને દીના રહેતાં હતાં, તે બંગલાથી થોડેક દુર તે શીખ સિપાઇના વેષમાં એક હીંદુ ગૃહસ્થને ત્યાં નોકરી કરતો હતો. દીનાને તે ઓળખતો હતો અને દીનાનું દુઃખ યાદ કરીને તે એક બચ્ચાંની માફક રડતો હતો.

× × × ×

દીના દેશાઇ રોદા સાથે જે બંગલામાં રહેતી હતી, તે બંગલામાં

રાત્રીના એના સમયે ચોરો આવ્યા. આ ચોરોએ ખોટાં મોઢાં પહેરેલાં હતાં, અને મોઢાં ઉપર બંદુસો પણ ઓઢેલાં હતાં.

આ ચોરો બંગલામાં દાખલ થયા. તેમને દીનાની દીકરી શીરીનને દવા સુંધાડી બેશુદ્ધ કરી નાખી. દીના ચોરોના સ્હેજ અવાજથી જાગી ઉઠી. એક ચોરે દીનાનું મોઢું પકડયું અને બીજાએ દીનાની સામું પીસ્તોલ ટાંકી ચાવીની માંગણી કરી.

જ્યારે ચોરો દીનાના ઓરડામાં હતા, તે વખતે રોદાની આયા જાગી ઉઠી, અને સમયસુચકતા વાપડી રોદાને ઉઠાડી લાવી. રોદા બહાદુર હતી. તે બળવાન અને હિમ્મતી પણ હતી. તે બહાદુર બાનુ ઉધાડા પગે દીનાના ઓરડામાં આવી, અને એક ચોરના હાથમાંથી હિમ્મતથી રીવોલવર ખેંચી લીધી. બે ચોરો અને દીના વચ્ચે ખુબ ઝપાઝપી થઇ. દીનાએ પોતાના બચાવમાં એક રીવોલવરનો બાર પણ કીધો. આ ઝપાઝપીમાં દીના તથા દીનાનો બાબો પણ ધાયેલ થયા.

અહીં આવી ઝપાઝપી થતી હતી, તે વખતે એક ચોર તો નાસી પણ ગયો. બીજો ચોર ઘરમાં રહી ગયો, તે પણ નાસવા ગયો. નાસવા જતાં જતાં તે દાદર ઉપરથી પડી ગયો. આયાએ ચીસો પાડી. આ ચીસો સાંભળી ડેનજર પોઇન્ટ ઉપર મળનાર પેલો શીખ સિપાઇ રોદાની મદદે દોડી આવ્યો. રોદા પણ લોહીલોહાણ થઇ ગઇ હતી. શીખ સિપાઇએ ચોરને દોરડાંથી બાંધ્યો, અને પોલીસને સ્વાધીન કર્યો.

રીવોલ્વરના અવાજથી અધીં રાત્રે રોદાના મકાનમાં ઘણા લોકો એકઠાં થઇ ગયાં હતાં. બ્હારનાઓમાં પરદુ:ખભંજન બરજોર, પોતાના કુટુંબના કેટલાક મેમ્બરો શાથે અહીં દોડી આવ્યો હતો. તે દીનાની માવજત કરાવતો હતો. બબ્બે ડોકટરોને તેણે અહીં બોલાવ્યા હતા. તે હાલમાં આ કુટુંબ પાછળ પાપડીની માફક પૈસા ખર્ચતો હતો.

સ્ત્રીઓમાં નાજાં, તેહમીના, ગુલબાઇ, અને બીજાંઓ રોદા, શીરીન શાત્રક અને દીનાની માવજત કરતાં હતાં.

કેટલાક પારસી ગૃહસ્થો બીજા ઓરડામાં બેઠા હતા. પેલા શીખ સિપાઇને બધાં શાબાશી આપતાં હતાં. બરજોર પણ જેમી સાથે જે ઓરડામાં શિખ સિપાઇ હતો, ત્યાં આવ્યો. બરજોરે આ શિખ સિપાઇને શાબાશી આપી ઇનામ આપવા માંડયું, પણ તેને લીધું નહિ, અને બરજોરને ગુજરાતીમાં કહ્યું કે:—

"બરજોરજી શેઠ, મેં તો મ્હારી ફરજ બજાવી છે."

"ભાઇ તમે કોણ છો? તમે તો શીખ છો ને આવું સરસ ગુજરાતી કેમ બોલો છો?" બરજોરે તે શીખ સિપાઇને સવાલ કર્યો.

"બરજોરજી શેઠ, હું કાંઇ શીખ નથી."

"ત્યારે તમે કોણ છો?"

"હું હીરામાણેક કુટુંબનો વફાદાર નોકર; તમને આજથી પંદર વર્ષની વાત ઉપર હીરામાણેક કુટુંબની સેવા કરવાનું ધોબી તળાવ ઉપરના તમારા મકાનમાં વચન આપનાર, ત્હમારો તાબેદાર નોકર કાસમ છું.'

આ સમયે બરજોર કાસમને ભેટી પડયો, અને કહ્યું કે "કાસમ કાસમ, મેં ત્હારી તારીફ તેહમીના તથા જેમીના મોઢેથી પણ સાંભળી છે. તું ખરો ઇમાનદાર અને એક વફાદાર છે. તેં મને ધોબી-તલાવના મકાન ઉપર આપેલું વચન બરાબર રીતેજ પાળ્યું છે."

સર્વે અહીં અજબ થઇ ગયાં, અને બધાં કાસમનીજ તારીફ હવે કરવા લાગ્યાં.

# પ્રકરણ ૨૮ મું.

## "હવસનો અંજામ."

માથેરાનમાં મીસીસ રોદા દેશાઇને ત્યાંની ચોરીના સમાચાર ફેલાઇ જઇ આજ કાલતો બધે આજ વાત ચર્ચાતી હતી. આથી હવા ખાવાને આવેલા શેઠીઆઓ પણ પોતાને ઘરે ઉપડી જવા લાગ્યા. મીસીસ રોદા દેશાઇને બરજોર તરફથી ઘણી મદદ મળી હતી. દીના અને રોદા મુંબઇ જવાની તૈયારી કરતાં હતાં પણ શાવક ચોરના હુમલાથી ઘવાયો હતો તેથી તાવ ચઢતો હતો. એટલે આ લોકોને નાચારીએ માથેરાનમાંજ રોકાવું પડયું હતું. બરજોરના ફુઇ ગુલબાઇ તો હંમેશાં ચોરી થયા પછી રોદાનેજ ત્યાં રહેવા લાગ્યાં. ભલો અને નીમકહલાલ કાસમ પણ બરજોરની સુચનાથી રોદાના કમ્પાઉન્ડમાંજ સુતો હતો. ચોરી થયા પછી ઘણા માયાળુ ગૃહસ્થો રોદા તથા દીનાને દીલાસો આપવા પણ આવતા હતા.

× × × ×

એક દિવસે સવારે દશ વાગ્યે મજબુત બાંધાના આશરે પીસતાલીસ વર્ષની ઉમરના એક પારસી ગૃહસ્થ રોદા દેશાઇના મકાનના પગથીયાં ચઢવા લાગ્યા.

આ આવનાર ગૃહસ્થનું નામ શેહેરીયારજી શેઠના હતું. તેમના ધણીઆણી કેટલાંક વર્ષો થયાં ગુજરી ગયાં હતાં. તેઓ મુંબઇમાં એક્ષપોર્ટ ઇમ્પોર્ટનો ધંધો ચલાવતા હતા. શેહેરયારજી શેઠ એક ભલા, દયાળુ અને ઉદાર દીલના હતા, પરંતુ તેમની એક ખોડ તેમના સર્વે

ગુણોને ઢાંકી દેતી હતી. આ ખોડ શું હતી? તે એજ હતી કે તેઓ પુરા હવસી હતા. આ બુરી ટેવે એમને કેવા માઠા પરિણામમાં મૂકી દીધા તે હવે આપણે આગળ જોઇશું.

હવસ એ એટલો ભયંકર રોગ છે કે જે માણસને એ રોગ લાગુ પડે છે તેને સુખે જંપવા દેતો નથી અને એમાંજ તેને માઠું પરિણામ પણ ભોગવવું પડે છે. ખુબસુરત બાનુઓને જોતાંજ હવસી પુરૂષો પોતાની જાતનું ભાન ભુલી એ ચંદરોઝ ટકી રહેનારા ખોટા મોહ લગાડતા ખોળીઆ ઉપર ઘેલા થઇ જાય છે. હવસી પુરૂષ પોતાની ઇંદ્રીઓને કાબુમાં રાખી શકતો નથી. એટલે પરવશ થઇ એ હવસમાંજ ફના થઇ જાય છે. દરેક પ્રાણીને કાબુમાં રાખવા અંકુશ હોય છે તેમજ માણસોને પણ મન એ અંકુશ છે. એને જેટલું બહેલાવીએ એટલું માણસને ભારે પડે છે.

ખુબસુરતીને નિહાળવામાં જરા જેટલી પણ આંખમાં વિકારની છાયા ખાના ખરાબીને માટે બસ છે.

શેહેરીયારજી શેઠના રોદાને જોઇને ભાન ભૂલ્યા હતા. તેમને પાપી વાશનાઓના સ્વપ્નાં આવ્યાં કરતાં હતાં અને હવસનો પ્યાલો પી પૂર નિશામાં પોતાનેજ હાથે પોતાની ખાનાખરાબી થવાની દવા ઘુંટતા હતા.

× × × × ×

શેહેરીયારજીના આવતાંજ રોદાએ સ્હામે આવી આવકાર આપ્યો. આ વખતે ઘરમાં કોઇ પણ નહિ હતું. ફક્ત સાવક એક પલંગ ઉપર સુતેલો હતો. દીના દવા લેવા ગઇ હતી અને રોદાનો બાબો અને દીનાની દીકરી શીરીન બરજોરને ત્યાં ગયાં હતાં.

"કેમ, રોદા, તમે સારી કાની તો છેવને?" શેહેરયારજીએ કંઇક આંખમાં વિકાર લાવી પૂછ્યું.

"હાજી, તમે અમારે માટે આટલી બધી લાગણી ધરાવો છે તેને માટે હું તહમારો આભાર માનું છું."

"નહિ રે, એ તો મારી ફરજ છે. હવે કંઇ બીક તો લાગતી નથીને? મને તમારે માટે ઘણીજ લાગણી ઉત્પન્ન થાય છે."

રોદા જરા આ શબ્દોથી ચમકી પરંતુ હસતું મહોં રાખી બોલી કે મૂને કાંઇપણ બીક લાગતી નથી. તમે કાંઇ અમારે માટે ફીકર ના કરો. બરજોર તો અમારા ભાઇજ જેવો છે, અને તે બિચારો અમારી બહુજ સંભાળ લે છે."

"બરજોરને શું કામ તરદી આપો છો! હવે તો હું જાતે આવીને અહિં સુવસ કે તમને ધારતી લાગે નહિ. એમાં શું? આ તો તમારે માટે મને લાગે છે તો આટલું કહું છું." શેહેરીયારજી મુછમાં હસતા હસતા બોલ્યા અને દીલાસો આપી બીજી થોડી વાતો કરતાં કરતાં રોદાની સોડમાં સરકવા લાગ્યા. રોદા પણ કંઇક વ્હેમાઇ હોવાથી દૂર જઇ બેઠી.

"એમ શું કરોછ? હું તો તમારે માટે મરી પીટું છું, અહીં આવોની રોદા, ડીઅર,...."

"શહેરીયારજી. એ કંઇ તમુને શોભે કે! તમે એક ગૃહસ્થ થઇ આએ શું કરો છો? એકદમ બહાર જાઓ મારા ઘરમાંથી." રોદા શેહેરયારજીને બોલતાં અટકાવી જોરમાં બોલી ઉઠી.

શહેરીયારજી શેઠનાની બુધ્ધિ ઉડી ગઇ અને હવસથી કાળાં અંધારા તેની આંખે ચઢવા લાગ્યા. વધારેને વધારે તેઓ રોદાને બે હાથ પહોળા કરી ભેટવાને હવે તો આગળ વધ્યા.

"મ્હારી વ્હાલી રોદા, તું મને ખુશી કર. આવ, આવ, મ્હારી ડીયર." એમ કહી શહેરીયારજી રોદાને પકડવા ગયા. રોદા બીજા ઓરડામાં દોડી ગઇ. તેની પાછળ તે પણ દોડયા. આ દોડાદોડી ચાલતી હતી તેવામાં દવા લઇને દીના ઘરમાં દાખલ થઇ. દીના દાદર ચઢવા જતાં કોઇને પોતાની પાછળ દોડવાનો અવાજ સાંભળીને ગભરાઇ ગઇ. કોઇ મવાલી તેની પાછળ પડયો છે એ શંકા તેના મનમાં આવી ગઇ, તેથી તે ઝનુની બની ગઇ અને આબરૂ બચાવવા ઝપાટાબંધ દાદર ચઢીને પહેલે માળની બારીમાંથી બહાર કુદી પડી. સારે નસીબે બહાર રેતીનો ઢગ હતો તે ઉપર તે પડી, પણ તેના પગનું હાડકું તો ઉતરી ગયું. આ તરફ રોદાની પાછળ દોડતાં શેહેરીયારજી ઠોકર ખાતાં જમીનપર ચત્તાપાટ પડયા. એટલે રોદાએ તેને લાતે લાતે ગુંદી નાંખ્યા. બહાર લોકો એકઠાં થઇ ગયાં અને અંદર આવી શેહેરીયારજીને બહાર પકડીને લાવ્યા. થોડીવાર પછી પોલીસ આવી. શેહેરીયારજીને બેડી નાખીને પોલીસ લઇ ગઇ.

આ ખબર સાંભળી ગુલબાઇ, તેહમીના, બરજોર, નાજાં, શીતી, વિગેરે ત્યાં દોડી આવ્યાં. દીના બેશુદ્ધ જેવી થઇ ગઇ. ડોકટરે આવી દીનાનો પગ ચઢાવ્યો. એ બધામાં બરજોરે પૂરતી મદદ આપી. છોકરાંઓ દીનાને જોઇને રડતાં હતાં.

× × × ×

બપોરના બે વાગ્યા હતા. આ સમયે તારવાલો સિપાઇ દીનાના નામનો "ટેલીગ્રામ" લઇને આવ્યો. બરજોર પણ હાલમાં રોદાના બંગલામાંજ હતો. તેને સહી કરીને ટેલીગ્રામ લીધો. આ ટેલીગ્રામ ઇંદોરની જેલના સુપ્રીનટેન્ડન્ટનો હતો. દીનાનો ખાવિંદ

જહાંગીર જહાંગોરડીવાલો જેલમાં ધાસ્તીભરી હાલતમાં હતો. બરજોરે ધીમે અવાજેથી રોદાને ટેલીગ્રામ વંચાવ્યો. દીના શીક હતી, તેથી બરજોરને દીનાને ટેલીગ્રામ વંચાવાનું ઠીક નહિ લાગ્યું. બરજોરે ધીમેથી રોદા સાથે જહાંગીરની ધાસ્તીભરી હાલત માટે વાત કરી. તે વાતચિત બેડ ઉપર સુતેલી દીનાએ સમજી, અને રોદાને રડતાં રડતાં પુછ્યું કેઃ—

"રોદા, કોણનો ટેલીગ્રામ છે ?"

"કોઇનો નહિ. બ્હેન દીના, તું ત્હારે નિરાંતે સુઇ જા." રોદાએ દીનાને ઉડાવનારો જવાબ આપ્યો.

"નહિ, નહિ રોદા, મને કહે કે કોણનો ટેલીગ્રામ છે?"

"મંમાં, પપ્પા જેલમાં બહુ સીક છે, એવો જેલના સુપ્રીન-ટેન્ડન્ટનો ટેલીગ્રામ છે." શીરીને કે જે ભરાઇને બરજોર રોદાની વાત સમજી હતી, તે વચમાં બોલી ઉઠી.

"ઓ ખુદા ! હવે હું શું કરૂં ? તું કહાં છે ? અરે ! મ્હારૂં મોતબી ખુદા તું કેમ નથી આપતો ? અરે! જન્મ આપતાં માય–બાપનું પણ શું ભલું થશે કે મ્હારા જેવી એક કમનસીબ દીકરીને જન્મ આપ્યો ?"

દીનાએ બેડ ઉપર બેસીને રડવા કુટવા માંડયું. દીનાને જોઇને દીનાના છોકરાંઓ શાવક અને શીરીન પણ રડવા લાગ્યાં. જર પણ અહીંજ હતી. તે પણ ભરાઇ છુપાઇને રડતી હતી.

"બસ, મને તો હમણાજ ઇંડોર જવું છે. મને તો મ્હારા જહાંગીરનેજ હવે મળવું છે. અરે! ટેલીગ્રામ તો મંને

આપો." દીનાએ રડતાં રડતાં બરજોર પાસેથી ટેલીગ્રામ માંગ્યો. નાચારીથી બરજોરે દીનાને ટેલીગ્રામ આપ્યો. દીનાએ મોટેથી ટેલીગ્રામ વાંચ્યો. આ ટેલીગ્રામ નીચે મુજબ હતો:—

"Jehangir Jahanbordiwalla dangerously ill. Anxious to see you, his whole family and friends last time."

દીનાએ ટેલીગ્રામ વાંચીને રડવા કુટવા માંડયું. તેને છાતી ફાટી જાએ તેવો કકલાટ કરવા માંડયો. દીનાને બધાં શાંત પાડવા જતાં હતાં, પણ તે શાંત પડતીજ હતી નહિ.

"દીના મુંગી રહે. ખરાબ લાગે છે." રોદાએ દીનાને કહ્યું.

"અરે રોદા! હું શું કરૂં? આએ કેવી આફત! જહાંગીર જેલમાં સુતો છે. અરે! જોકે એને તો મ્હારા નસીબનું નખ્ખોદજ વાળી નાખ્યું, છતાંપણ મ્હારી તો ફરજ છે કે મ્હારે એને છેલ્લી વખતે પણ મળવું."

"દીના, દીના, ખુદા ખાતર તું શાંત થા. ત્હારી તબિયેત સારી નથી ને તું કેમ ઇંડોર જશે?"

"અરે! મ્હારી તબિયેતને આગ લાગેરે. મ્હારૂં મોત મુવું શું કરવા નથી આવતું? અરે! હવે હું શું કરૂં! જર, જર, ત્હારા ભાઇએ તો મ્હારૂં નખ્ખોદજ વાળી નાખ્યું. અરે! એ જેલમાં આજે તો મરવા સુતો છે."

"દીના, દીના, હું શું કરી મરૂં? મ્હારા ભાઇને લીધે મને તો લોકોને મોઢું પણ બતાવવું ભારી પડે છે. અરે! મને હવે તું માફ કર." જરે રડતાં રડતાં દીનાની માફી માંગી.

"હું શું માફ કરી મરૂં ? આજે જો મ્હારી રોદા નહિ હોય તો મ્હારે તો લોકોને ત્હાં કામકાજ કરવા જવું પડે. અરે ! ત્હારા ભાઇએ તો મ્હારા દારાબને પણ કાવતરૂં કરીને મારી નાખ્યો રે."

"બરજોરજી ભાઇ, છેલ્લી વખતે મને મ્હારા ભાઇ સાથે મેળાપ કરાવો." જરે પણ બરજોરને આજીજી કરતાં કહ્યું.

"હા, હું કરાવશ. દીનાની જો તબિયેત સારી હશે તો આપણે આજેજ ઇડોર જઇશું."

"અરે ! હું સારી માફક છેઉં. બરજોરજી ભાઇ હુંબી ત્હમારી સાથેજ ઇંડોર આવું છું." બોલતાં દીના ઉઠીને ઉભી થઇ.

"બરજોરજી મામા, મ્હારા પપ્પા જેલમાં છે, તેથી મને કોણ પરણશે ? અરે ! સૌ કોઇ કહેશે કે શીરીન તો ખુની બાપની દીકરી છે." શીરીને રડતાં રડતાં બરજોરને કહ્યું.

આ સમયે દીનાએ શીરીનને ખુબ સપાટે સપાટે મારી. બરજોરે શીરીનને છોડાવી.

આ સમયે રોદાના બંગલામાં વીલી, શ્રીતી ગુલબાઇ, તેહમીના જર વિગેરે હતાં. તેહમીના દીનાના છોકરાંઓ શાવક તથા શીરીનને પતાવે પણ તે લોકો ભરાઇ ભરાઇને ડુસ્કે ડુસ્કે રડતાં હતાં.

* * * *

આજે સાંજના સાડા ચારના ટાઇમે દીના જરે બરજોર સાથે ઇડોર જવાનું નક્કી કર્યું. તેહમીના, જર, નાજાં, અને કાસમે પણ જહાંગીરને છેલ્લી વખત મળવાની ઇચ્છા બતાવી. બરજોરે આ લોકોની ઇચ્છાને માન આપીને તેમને પણ સાથે લઇ જવાનું નક્કી કર્યું.

# પ્રકરણ ૨૯ મું.

## "કુદરતનો ઇન્સાફ."

અકડ રે'તાં આપ, નમાવતા જે શિર નહિં;
પ્રગટન ટક્યો પ્રતાપ, વખત વખતની છાંયડી !
ચારૂ ચાંપાનેર, જેવાં શેહેર સુશોભિતાં;
પડયાં ખાલી ખંડયેર, વખત વખતની છાંયડી !
ફુલ્યા સુંદર ફુલ, સરસ સુગંધિત બાગમાં;
કરમઇ જાશે ફુલ, વખત વખતની છાંયડી !
રૂતુ રૂતુના પણ રંગ, અહરનીશ બદલાય છે;
તેમજ મનુષ્ય તરંગ, વખત વખતની છાંયડી !

(ભુલાખી.)

દરેક મનુષ્યને દુનિયામાં ચડતી અને પડતીનો અનુભવ તો મળે છે. હંમેશાં બધા દિવસો તો કાંઇ સરખા જતાજ નથી. ઉગશે તે તો આથમશે. જન્મસે તે તો મરસે. ખીલશે તે તો કરમાશે. ચઢશે તે તો પડશે. આ તો દુનિયાનો રિવાજજ છે.

સમય ઘણોજ બળવાન છે. એ સમયને સોના જેવોજ કિમતી ગણવો જોઇએ. એ સમયને વ્યર્થ ગુમાવવો નહિ જોઇએ. એ સમયનો બરાબરજ લાભ લેવો જોઇએ. સમય જો સારો હોય તો સર્વે સારૂંજ સુઝે છે. જવાનીમાં સમયની કિમ્મત આંકતાં શીખવું જોઇએ.

× × × ×

એક કુમળાં ઝાડે જો નવીનજ જડ ઘાલેલી હોય છે, તો એકજ પુરૂષ તે જગ્યાએથી તેને સહેલાઇથી ઉખેડી શકે છે. ઘણા દિવસની

જડ ઘલાયા પછી તે ઘણા માણસોથી પણ ઉખેડી શકાતી નથી. તેમજ એક નાળાનું પાણી બીજો નવો માર્ગ લેવાનું કરતું હોય, અને એક પાવડાભર મટોડું તેના માર્ગમાં જો આપણે નાખીશું, તો તેનો માર્ગ સહેલાઇથી બંધ થઇ જશે. જો તે પાણી પોતાનો માર્ગ પહોળો ચોળો બનાવે અને પછી જો આપણે તે માર્ગ બંધ કરવા જઇએ, તો તે થવો મુશ્કેલ છે.

જવાનીમાં જે જે ખરાબ ટેવો પડતી હોય, તો તે ટેવો તરતજ સુધારવાની કોશેશ કરવી જોઇએ. શરૂઆતમાં કોઇ પણ ખરાબ ટેવ જલ્દીથી સુધરી જઇ શકે છે.

*　　　*　　　*　　　*

જહાંગીર જહાંબોરડીવાલા જેવો એક જવાન કે જેને જવાનીમાં પોતાના ભવિષ્યનો વિચારજ ન કર્યો હતો. જે જવાનીમાં લુચ્ચાઇ, દગાબાજી અને બદમાસીજ કરી સુખી કુટુંબોમાં પણ વેર પડાવી તેમને પાયમાલ કરવા લાગ્યો હતો. તેની આજે શું સ્થિતિ હતી?

અઝીઝ વાંચનાર, હાલમાં તે ઇંડોરની જેલમાં હતો. તે ખાટલે પડેલો હતો. પોતાના પાપનો પસ્તાવો હવે તેને થતો હતો. તે સુતો સુતો હાલમાં લવારો બકારો કરતો હતો કેઃ—

"હવે! હું શું કરૂં? મ્હારી જરને મેંજ પાયમાલ કીધી. દીનાને મેંજ ફસાવી. અરે! દારાબ દેશાઇને મેં શું કરવા ઝેર આપવાનું કાવતરૂં કર્યું? ઓ ખુદા! એમ જો હરામની મિલકતો મળે, તો પછી લોકો ધંધો ધાપો નોકરી ચાકરી શું કરવા કરે? અરે! મેં જવાનીની નાદાનીમાં એવાં તો પરાક્રમો કર્યાં છે કે જ્યારે આજે એ બધું

યાદ કરૂં છું, ત્યારે મ્હારી છાતી ફાટી જાએ છે. અરે! કમબખ્ત રેશ, શરાબ અને મડમોની મોહીની લગાડીને મેં તો મ્હારા નસીબનું નખ્ખોદજ વાળી નાખ્યું. મ્હારાં છોકરાંઓ શું કરતાં હશે? મ્હારી દીના, જર અને મ્હારાં ગુલાબ જેવાં બચ્ચાંઓ શીરીન શાવક કેમ હોશે? ઓ ખુદા! બિચારાં તેહમીના હીરા–માણેક તથા તેમના કુટુંબને પણ પાયમાલ કરનાર હુંજ પાપી છું. અરે! હું ન્હાનપણમાં શું કરવા મરી નહિ ગયો? ઓ ખુદા! હવે તું છેલ્લી વખત મને મ્હારી જર, દીના અને મ્હારાં છોકરાંઓ સાથે મેળાપ કરાવ. ઓ પરવરદેગાર! મેં શું કરવા આએ દુનિયામાં ભલાઇ નહિ કીધી?"

× × + × ×

માથેરાનથી ઘંડોર જવા ઉપડેલામાં બરજોર સાથે તેહમીના, નાજાં, જર, કાસમ, દીના, રોડા અને તેમના છોકરાંઓ પણ હતાં. આ લોકો બધાં સેકંહેન્ડ કલાસમાં મુસાફરી કરતાં હતાં. સ્ત્રીઓ સ્ત્રીઓના કમપારટમેન્ટમાં અને પુરૂષો પુરૂષોના ડબ્બામાં હતા.

જર અને દીનાને માટે આ મુસાફરી ઘણીજ કંટાળાભરેલી હતી. આ બંન્ને નણુંદ ભોજાઇને ઉંઘ આવતી હતી નહિ, અને અનેક વિચારોથી આ બે બાનુઓનું મગજ પણ ભમતું હતું.

જેમ જેમ રાત્રીનો ગાઢ અંધકાર ભેદતી ત્રેન દોડયા કરતી હતી, તેમ તેમ આ બન્ને નણુંદ ભોજાઇને કુદરતી ધાસકો પડયો હતો. જ્યારે તેઓ ત્રેનની બારીની બ્હાર જોતાં હતાં, ત્યારે ઝાડોની ઘટા, જંગલમાંના આજુબાજુના પહાડો અને આકાશમાંના કાળાં વાદળાં-

ઓના ટોળાં તેમના શરીરને ધ્રૂજાવી રહ્યાં હતાં, કારણ કે કુદરતી દેખાવજ આગાહી આપતો હતો કે જરૂરજ કાંઇ માઠો બનાવ બનશે.

આ નણંદ ભોજાઇની હાલમાં સ્હેજ આંખ લાગી હતી. હજી તો તેઓ જરીક મીઠી નિદ્રામાં પડે છે, તેવામાં જરને સ્વપ્નું આવ્યું. આ સ્વપ્નું શું હતું ? અઝીઝ વાંચનાર, જરે સ્વપ્નામાં પોતાના ભાઇ જહાંગીરને ધ્રૂજતાં, ગભરાતાં અને જરની માફી માંગતાં જોયો. જહાંગીરનું શરીર ઠંડીથી ધ્રૂજતું હતું, અને આ દુનિયામાં તેને જે જે બદમાસીઓ કરી હતી તે માટે તેનો જીવ ગભરાઇને દુ:ખી દુ:ખી થતો હતો. એવું સ્વપ્નું જોનાર જર શું જાગી નહિ ઉઠે કે ?

જર જાગી ઉઠી, અને બારીની બ્હાર જોઇને ડુસ્કે ડુસ્કે રડી પડી. જરના અવાજથી દીનાની નિંદ્રામાં પણ ભંગાણ પડયું. તે પણ જર પાસે બેઠી. જ્યારે જરે દીનાને સ્વપ્નાની વાત કહી ત્યારે આ બંન્ને નણંદ ભોજાઇ ન્હાના બાળકોની માફક ડુસ્કે ડુસ્કે રડી પડયાં.

× × × ×

ટ્રેન આજે રોજના કરતાં ઇંડોર ૬ કલાક મોડી આવી હતી. બરજોરે સામાન રોદાને ઘર મોકલાવી દીધો, અને અધીં રાતરે જેલ સત્તાવાળાઓની રજા લઇને બધાંને તે જેલમાં લઇ ગયો.

બરજોર, નાજાં, રોદા, તેહમીના, દીના, જર, છોકરાંઓ અને કાસમ રાત્રીના સમયે જેલના અમલદારો સાથે જેલમાં દાખલ થયાં. આ સમયે આસરે રાત્રિના અગ્યાર વાગ્યાનો શુમાર હતો.

રાત્રી અંધારી હતી. આસમાન ઉપર તો તારાઓનું નામજ ન હતું. સર્વે શાંતિ હતી. જેલનો દેખાવ ઘણોજ બિહામણો હતો.

× × × ×

આ લોકો જેલના દરવાજામાંથી કેદીઓની કોટડીઓ આગળથી હાલમાં પસાર થતાં હતાં. પહેરેગીરો ભરેલી બંદુકો સાથે કોટડીઓ આગળ પહેરો ભરતા હતા. એક વાર કેદીઓની બેડીઓનો અવાજ અને બીજી વાર માંકડ ચાંચડથી કંટાળેલા કેદીઓની ચીસોથી શાંતિમાં હવે અહીં ભંગાણુ પડવા માંડયું.

× × × ×

એક સિપાઇ એક કેદીને જાજરૂમાં લઇ જતો હતો. આ જાજ-રૂમાં જતા કેદીએ શું કર્યું? તેને પહેરેગીરના હાથમાંથી બંદુક ઝુંટવી લીધી અને મસ્તી ઉપર ચઢયો. આ મસ્તી ઉપર ચઢેલા કેદીને બરજોર અને બરજોરની મંડળી સાથે ચાલતા જેલના અમલ-દારોએ પકડયો, અને કોટડીમાં પુરી દીધો.

આ દેખાવ જોઇને બાઓ શાવક બેભાન થઇ ગયો. દીના પોતાના દીકરાને બેભાન થયેલો જોઇને ગભરાઇ ગઇ. જેલના અમલદારોએ તથા બરજોરે શાવકને હુસ્યારીમાં લાવવા અનેક ઇલાજો કર્યા. અંતે જેલના ડોકટરને બોલાવવામાં આવ્યો. ડોકટરના ત્રીટમેન્ટથી બાઓ શાવક હુસ્યારીમાં આવ્યો, અને આ મંડળીએ હવે હોસ્પીતાલ તરફ ચાલવા માંડયું. બરજોર પોતાની મંડળી સાથે જહાંગીરના રૂમમાં દાખલ થયો.

× × × ×

જહાંગીરને જેલની હોસ્પીતાલમાં એક જુદાજ ઓરડામાં રાખ-વામાં આવ્યો હતો, કારણકે તે ઐની બિમારીથી પીડાતો હતો. આ કમનસીબ દરદીને દાંતમાં પણ પુષ્કળ દરદ થતું હતું. તેની છાતી પણ બહુજ દુઃખતી હતી, અને સુકી ખાંસીથી તે થાકી જઇને વારંવાર હાંફતો પણ હતો.

તે પાંચ વર્ષથી જેલમાં સબડતો હતો. જેલમાં સખ્ખત મજુરી કરતાં કરતાં તે મરવા પડયો હતો. જેલમાં ચાબુકના ફટકા તથા મીઠાંની કાંજી પીતાં પીતાં જહાંગીર જેવા એક સમયના શરાબી, સહેલસહેલાણી શોખીનને કેવું દુઃખ થતું હશે તે માટે વિચાર કરવાનું અઝીઝ વાંચક હું ત્હમોજ ઉપર છોડું છું.

આજ લાંબો વખત થયા પે જેવો બુરામાં બુરો રોગ આ દરદી ઉપર સ્વાર થઇ ગયો હતો. આજ લગભગ ૬ મહીનાથી તે જેલની હોસ્પીતાલમાં હતો. તેનું શરીર તદ્દન સુકાઇને હાડપીંજર જેવું થઇ ગયું હતું. તેની આંખમાં ખાડા પડેલા જણાતા હતા. તેના શરીર ઉપર કરચલીઓ વળી ગઇ હતી. તે ખાટલા ઉપરજ હતો. પલંગ ઉપર બેસતાં બેસતાં પણ તેનું શરીર ધ્રૂજતું હતું. અધુરામાં પુરો તેના શરીર ઉપર કોઢ પણ નીકળ્યો હતો. પોતાના કર્મોના ફળો તે આજ દુનિયામાં જોઇ રહ્યો હતો.

આ કેદીની છેલ્લીજ પળો હતી. જો કે તેની જીંદગીનો અંત થોડાજ કલાકમાં આવી જશે એમ નજરે જોનારને લાગતુ હતું, છતાં પણ તે તો હુસ્યારીમાંજ હતો. જ્યારે આ કમનસીબ કેદીની નજર બરજોર અને તેની મંડળી ઉપર પડી, ત્યારે તે શરમાયો, અને પોતાનું મોઢું છુપાવવા લાગ્યો. બરજોર અને આ મંડળીમાંના ઘણાક સાથે તેને એવી તો બદમાશી કીધી હતી, કે તેને આ સમયે પશ્ચાતાપ થવા લાગ્યો.

"ભાઇ જહાંગીર, તું શરમા ના. અમે તુંને મલવાને આવ્યા છીએ." બરજોરે જહાંગીરને ધીમેથી કહ્યું.

'કોણ ? બરજોર ?"

"હા, હું બરજોરજ છેઉં."

"ઓ બરજોર ! ભાઇ બરજોર ! A man is the architect of his own fortune. અરે ! બરજોર તેં જાતી મહેનત કરીને ખુદા ઉપર વિશ્વાસ રાખ્યો, તો તું આજે સુખી થયો છે. અરે ! હું તો મડમોની મોહીની, રેસ, શેરસટ્ટા અને શરાબને લીધેજ આજે જેલમાં સબડીને દુઃખી દુઃખી થાઉં છું."

"ભાઇ જહાંગીર, જે થયું તે તો થઇ ગયું. હવે તું ખુદાનું નામ લે."

"અરે ! હું ખુદાનું નામ કેમ લેઉં ! અરે ! મેં દુનિયામાં એક-એકકાં એવાં પરાક્રમો કર્યાં છે કે આજ પાંચ પાંચ વર્ષ થયાં મ્હારી બદમાસીની સજા કુદરત તરફથીજ મને થઇ રહી છે. બરજોર, બરજોર, તું બી મને માફ કરજે."

"ભાઇ જહાંગીર, તે શું મ્હારૂં બગાડયું છે કે તું આજે મ્હારી માફી માગે છે ?"

"અરે ! ત્હારાં સાવકાં મંમા તેહમીનાને ત્યાં હું ખાવા લેવાજ ભરાયલો હતો. અરે ! તેહમીનાને ખુશ કરવા હું ઘણાક ભલા અને નિર્દોષોની મશ્કરી કરતો હતો, અને તેમના ઉપર જુઠાં જુઠાં તોહમતો પણ મુકતો હતો. તેહમીનાને ખુશામત ગમતી હતી, તેથી મ્હારી

મતલબને માટે હું તેવણુને સાતમે આસમાને ચઢાવતો હતો. જેમી ઇન્ટરની પરિક્ષામાં ફેલ થયો, તે વખતે તેહમીનાની ખુશામત કરવા મેં નારદ મુનીનો પાત્ર ભજવી ત્હારા ઉપર જુઠું તોહમત મુકયું. અરે ! મ્હારી "ડબલ ડીલીંગથી" તુંને બિચારાને ત્હારા બાપના ઘેરમાંથી પણુ ચાલી જવું પડયું. બરજોર, મેં જે જે બદમાસીઓ કીધી, તેના ફળો હું આજે ભોગવી રહ્યો છું. ભાઇ બરજોર, ત્હારા ઉપર ત્હારી નાજાં માટે નનામા કાગળો લખનાર પણુ હુંજ પાપી હતો. બરજોર, તું ત્હારી નાજાં ઉપર હવે વેહેમ ના લઇ જતો. ત્હારી નાજાં તો ભલી અને સદ્‌ગુણીજ છે." જહાંગીરે બે હાથ જોડીને બરજોરની માફી માગતાં કહ્યું.

"જહાંગીર, જહાંગીર, હવે તમે શાંત થાવો. ખુદા ઉપર વિશ્વાસ રાખો. યથા અષેમના પાક કલામો હવે તમે ભણો. અમારી માફી માંગવાની કાંઇ હવે જરૂરજ નથી."

"એ કોણુ ?"

"એ તો હું નાજાં છેઉં."

"નાજાં, નાજાં, મને માફ કરજો. તેહમીનાને ઉશ્કેરનાર તથા જુઠું સાચ્ચું ત્હમારા કાકીના કાનમાં ઝેર નાખનાર હું અને મ્હારી બ્હેન જરજ હતી. અરે ! મ્હારી જર હમણાં કહાં હશે ?"

"જહાંગીર, ત્હારી કમનસીબ બ્હેન જર ત્હારી સામેજ છે." જરે ડુસ્કે ડુસ્કે રડતાં રડતાં જહાંગીરને ભેટીને કહ્યું.

બંને ભાઇ બ્હેન ભેટયાં, અને ખુબ રડયાં.

"જર, વ્હાલી બ્હેન જર, મ્હારી બદમાસીથીજ આજ પાંચ પાંચ વર્ષ થયાં હું જેલમાં સબડું છું. અરે ! ત્હારી સાથે કાવાદાવા રમીને

હું સુખી તો નહિજ થયો. રેશ, શેર, શરાબ અને ગોરી મડમોએ તો મને પાયમાલજ કરી નાખ્યો. પારકી દોલત પચાવવાની આશામાં હું મ્હારા સાળાને ઝેર આપતાં પણ ડર્યો નહિ. મ્હારા સાળાએ મ્હારા ઉપર તો ઉપકાર કર્યા, પણ મેં ઉપકારનો બદલો ઉપકારથી નહિ, પણ અપકારથીજ આપ્યો. ગરીબ બિચારી રોદા કે જે મને હંમેશાં સારી શિખામણ આપતી હતી, તે પણ વિધવા થઇ. અરે ! મ્હારી જવાનીની બદમાસીથીજ અનેક કુટુંબો પામમાલ થયાં છે."

"અરે ભાઇ જહાંગીર, તેહમીના સાથે દગો કરીને હુંબી સુખી તો નહિજ થઇ મુઇ. હુંબી શરીરમાં દુઃખી દુઃખી થઇ ગઇ છું. મ્હારો અને મ્હારાં બચ્ચાંઓનો ભુખે મરવાનો પણ વખત આવ્યો હતો." જરે ખુબ રડતાં રડતાં જહાંગીર પાસે પોતાના દુઃખનું વર્ણન કર્યું.

"અરે ! કદીપણ કોઇનું હરામનું પચાવીને કે હકદારનો હક ડુબાવીને દુનિયામાં સુખી તો થવાતુંજ નથી. કુદરતનો ઇન્સાફ અદલજ છે. જર, વ્હાલી બ્હેન જર, મ્હારો જીવ હવે બહુ ગભરાય છે. હવે હું શું કરૂં ?"

"ખુદા ઉપર વિશ્વાસ રાખ."

"વિશ્વાસ હું કેમ રાખું ? ત્હારાં સાસુ અને નરણંદોની બુરી દશા કરનાર મ્હારા જેવો એક બદમાસ તે લોકોની માફી માંગ્યા વગર શું આએ દુનિયા સુખેથી છોડી જનાર છે કે ?"

"જહાંગીર, તું હવે ખુદાનું નામ લે, અને હવે થોડું બોલ." તેહમીના વચમાં રડતાં રડતાં બોલી ઉઠયાં.

"કોણ? તેહમીના!"

"હા દીકરા."

"તેહમીના, તેહમીના, તમો મને હવે માફી આપો. હીરા-માણેક કુટુંબને પાયમાલ કરનાર હુંજ બદમાસ પાપી છેઉં. અરે! તહમારાં છોકરાંઓની પણ હું માફી માગું છું."

જહાંગીરની હાલત જોઇને તેહમીના ડુસ્કે ડુસ્કે રડી પડયાં. અઝીઝ વાંચક, જહાંગીર હવે તો બોલતાં બોલતાં પણ પુષ્કળ થાકી જવા લાગ્યો. ગમે તેવા પથ્થર હૃદયના મનુષ્યનું દીલ પીગળી જાએ તેવો અહીંનો દેખાવ હતો.

જહાંગીરની નજર આ સમયે કાસમ ઉપર પડી ગઇ. કાસમને જોઇને જહાંગીરે બરજોરને પુછયું કે, "બરજોર, બરજોર, આએ મુસલમાન કોણ છે?"

"જહાંગીર, એ તો આપણો કાસમ છે."

"કોણ? કાસમ?"

"હા, જહાંગીરજી શેઠ હું કાસમ છું."

"કાસમ, કાસમ, મને તું માફ કરજે. અરે! તું જો કે પરજાત છે, છતાંપણ હીરા-માણેક કુટુંબ તથા મ્હારાં બચ્ચાંઓ ઉપર એક હમદીન પણ જેટલું દીલ નહિ રાખે, તેટલું દીલ તું રાખે છે. ભાઇ કાસમ, મેં તુંને બહુજ ગેરઇન્સાફ કરાવ્યા છે. નરીમાન સાથે

મળીને ત્હારૂં કાટલું કઢાવવાની યોજના ઘડવામાં હું પણ હતો. મને હવે તું માફી આપ."

"જહાંગીરજી શેઠ, હવે તે વાતો યાદ કરવામાં ફાયદો નથી. તમે હવે ખુદાનું નામ લ્યો. ખુદા તમને સારૂંજ કરશે."

"અરે! હવે ખુદા શું સારૂં કરે? હવે તો હું મરીજ જવાનો!"

"એવું ના બોલો."

"અરે! મ્હારા જેવા બદમાસોની દુનિયામાં જીવવાની શું જરૂર છે? જો હું પથ્થર હતે, તો કિલ્લામાં રહીને તે કિલ્લાની પણ સેવા કરી શકતે. અરે! ખુદાએ મને માણસ જાતમાં જન્મ આપ્યો, છતાંપણ મેં કોઇની સેવા તો કીધીજ નથી. અરે! મ્હારાં બૈરી છોકરાંઓ ક્યાં હશે? તે લોકોનું શું થતું હશે?"

અઝીઝ વાંચનાર, આ સમયે એક ખુણામાં દીના પોતાના છોકરાંઓ સાથે ઉભી હતી. આ બિચારીને અહીં એટલું બધું ખરાબ લાગતું હતું કે તે નીચેથી ઉંચે પણ જોતી હતી નહિ. પોતાના ખાવિંદને જેલની હોસ્પીતાલમાં સબડતો જોઇને તે પોતે સમજતી હતી કે તેની તથા તેના બાપદાદાના કુટુંબની આબરૂનું લીલાંઉંજ થઇ ગયું હતું. આ અબળાની છાતીમાં કોઇ તીર મારતું હોય તેમ તેને હાલમાં થતું હતું. તેને પસ્તાવો પણ થતો હતો, કારણકે તેને પોતાના મરહુમ મુરબ્બી પિતાની હરસે જહાંગીર જેવા એક રમતા-પંખી જોડે સંબંધ રાખ્યો હતો, અને અંતે લગ્નના ગાંઠથી જોડાઇ સંસારની નૌકા ચલાવવા પણ બે બ્હાર પડી હતી.

× × × ×

આ સમયે સંસારના વિકટ સાગરની સંસારની નૌકા જહાંગીર જેવા એક રમતા-પંખી જોડે ચલાવવા બ્હાર પડેલી દીનાને પોતાના મરહુમ પિતાની શિખામણના શબ્દો ખુબ યાદ આવ્યા. હવે તેને ખુબ પશ્ચાતાપ થવા લાગ્યો. અરે! પણ તે હવે જવાનીની નાદાની માટે કરે શું? એકજ ભુલ એ તો સદાને માટે જીંદગીની ધુળજ છે.

દીના રોદાના કહેવાથી પોતાના બે છોકરાંઓ સાથે જહાંગીરની ખાટલી પાસે શરમાતી શરમાતી આવી.

જહાંગીર પોતાની બૈરી છોકરાંઓને જોઇને પોક મુકીને રડી પડયો, અને પછી કહ્યું કે:—

"મ્હારી વ્હાલી દીના, મને તું માફ કરજે."

"ઓ જહાંગીર! જહાંગીર! આએ શું થઇ ગયું?" દીનાએ પોક મુકીને રડતાં રડતાં જહાંગીરને કહ્યું.

"અરે! રેશ, શેર, સટ્ટા, શરાબ અને મડમોની મોહકાણથીજ આજે મ્હારી અને ત્હારી ઇજ્જતનું પણ લીલાઉં થઇ ગયું. દીના, વ્હાલી દીના, હું તુંને દગાથી પરણ્યો, તેથી તું મને માફ કરજે."

"અરે! હું શું માફ કરૂં? મને તો હવે દુનિયાને મ્હારૂં મોઢું બતાવવું પણ ભારી પડી ગયું છે. જહાંગીર, હું આએ બે ટુકતાંઓ સાથે મ્હારો વખત કેમ કાઢશ? સૌ કોઇ અમુને જોઇને દુર થશે."

"કારણ?"

"કારણ એજ કે ભવીષ્યમાં ત્હારી બદમાસીના ફળો અમુનેજ જોવાં પડશે. આઓ દુકુતીનો હવે ઉઠાવણી કેમ થશે ?"

"અરે જવાની ! જવાની ! જવાની ! ખરેખર જવાનીમાંજ ઢીવાની છે. દીના, આજે મરતી વખતે મ્હારો જીવ બહુજ ગભરાય છે. અરે ! મેં ત્હમારા તરફ કાંઇપણ ફરજ બજાવી નથી, તેથી મને હમણા પુષ્કળ ગુંચવાદો પેદા થાય છે. જે માબાપો પોતાના બચ્ચાંઓ તરફ ફરજ બજાવતાં નથી, તેમને છેલ્લી વખતે કેવો પસ્તાવો થાય છે, તેનો મને હવે પુરેપુરો અનુભવ થાય છે."

"જહાંગીર, જહાંગીર, હવે તું એવું બોલે તે શું કામનું ? અરે ! તું યાદ કર કે જ્યારે આપણી દીકરી શેહેરાં મરવા સુતેલી ત્યારે તેં શું કીધેલું ?"

"અરે ! તે વખતે આઓ બદમાસ બાપે યુરોપીયન લેડી સાથે પ્યાનો વગાડી શરાબ પીવામાંજ મોજ માની હતી. અરે દીના ! મ્હારી દીકરી શેહેરાં હમણા મ્હારી સામે આવી છે."

"જહાંગીર, જહાંગીર, એ તું શું બોલે છે ?"

"હું ખરૂં કહું છું. અરે ! પણ મ્હારી શીરીન અને શાવક ક્યાં છે ?"

આ સમયે શીરીન અને શાવક ડુસ્કે ડુસ્કે રડતાં રડતાં જહાંગીરને ભેટી પડયાં. જહાંગીર પણ પોતાના બચ્ચાંઓને ભેટીને ડુસ્કે ડુસ્કે રડી પડયો.

"પપ્પા, પપ્પા, હવે અમારૂં શું થશે ?" શીરીને જહાંગીરને પુછયું.

"મ્હારી દીકરી, મ્હારી બદમાસીને લીધેજ ત્હમુ લોકોને સૌ કોઇ ટાણા ટપલા મારશે. તમે લોકો જ્યાં જ્યાં જશો ત્યાં ત્યાં હવે તમારૂં માન નહિજ રહેશે. મ્હારાં

ગુલાબ જેવાં બચ્ચાંઓ, હું ન્હાનપણમાં મરી ગયો હતે, અથવા તો જન્મયોજ નહિ હતે તો આજે ત્હમારા લોકોને મ્હારા જેવા એક બદમાસને લીધે સહન કરવું નહિજ પડતે."

"પપ્પા, મંમાં પાસે તો પૈસાબી નથી. અરે! મને કોણ શીખવશે? જો હું નહિ શીખશ તો મ્હારે તો બબરચી થવું પડશે." સાવકે જહાંગીરને રડતાં રડતાં કહ્યું.

"પપ્પા, હંમેશાં સગાંઓને ત્યાં રહેતાં હવે અમુને તો ખરાબ બી લાગે છે. ઓશિયાળે અવતારે હવે અમે ટુકડા ખાઇ મોટાં થઇશું." શીરીન પણ વચમાં બોલી ઉઠી.

"મ્હારાં દીકરાંઓ, હું જીવતો હતો તો બી ત્હમુ લોકોને તો તદન નકામોજ હતો. અરે! મ્હારાં કલેજાંઓ, હું શું કરૂં? મને જવાનીની નાદાનીનો પરતાવો તો હવે બહુજ થાય છે. અરે! હવે મ્હારાં છોકરાંઓ તરફ કોણ જોશે? એ લોકો હવે કહાં રહેશે? એ લોકોનું શું થશે!"

"જહાંગીર, ભાઇ જહાંગીર, તમે ફીકર ના કરો. ત્હમારી દીના તો મ્હારી બ્હેનજ છે. હું હંમેશાંજ મ્હારી સાથે ત્હમારી દીના અને ત્હમારાં છોકરાંઓને રાખશ. ત્હમારાં છોકરાંઓને હું શીખવી કેળવીને way માં બી મુકશ. તમે હવે કોઇ પણ વાતની ફીકર ના કરો." રોદાએ જહાંગીરને હિમ્મત આપતાં કહ્યું.

"અરે! આએ કોણના શબ્દો છે? શું આએ શબ્દો રોદાનાજ છે કે?"

"હા ભાઇ જહાંગીર, રોદાનાજ આએ શબ્દો છે."

"બ્હેન રોદા, ત્હમારા નસીબનું સત્યાનાશ વાળનાર, ત્હમારા શરીરનો શ્રંગાર ઉતારનાર હું જ બદમાશ પાપી છું. અરે! જો કે ત્હમારી સાથે મેં આવી બદમાસી કીધી, છતાંપણ તમે મને આજે મળવા આવ્યાં, માટે હું ત્હમારો આભાર માનું છું. બ્હેન રોદા, જ્યારે તમે મને મ્હારાં બૈરી છોકરાંઓને હંમેશાં ત્હમારી સાથેજ રાખવા કહો છો, ત્યારે મ્હારી છાતીમાં કોઇ તીર મારતું હોય તેમ મને તો થાય છે?"

"ભાઇ જહાંગીર, તેનું કારણ શું?"

"કારણ કે મ્હેં દુનિયામાં ભલાઇ કીધીજ નથી. મ્હેં હંમેશાં બુરાઇજ કીધી માટે મને હવે બહુજ પરતાવો થાય છે. બ્હેન રોદા, તમે મ્હારા જેવા એક બુરાઇ કરનારને બુરાઇનો બદલો બુરાઇથી નહિ પણ ભલાઇથી આપો છો, તેથી તમે જરૂરજ સુખી થશો."

"ભાઇ જહાંગીર, તું ત્હારાં બચ્ચાંઓ માટે કાંઇપણ ફીકર ના કર. હું પણ ત્હારાં બચ્ચાંઓ તરફ નજર રાખશ. હવે તું ખુદાનું નામ લઇને શાંત થા." બરજોર વચમાં બોલી ઉઠયો.

"ભાઇ બરજોર. હું ત્હમારી તથા બધાંની આજે અહીં માફી ચાહી રહ્યો છું. હું તમને આજે એટલીજ અરજ કરૂં છું કે તમે ત્હમારાં બચ્ચાંઓના કુમળાં મગજો ઉપર એમજ ઠેસવજો કે રેસ, શેર, સટ્ટા, અને શરાબ સાથે મડમોની મોહીનીથી કરોડપતી અને રાજા રજવાડાઓને પણ ભીખારી થઇ જવું પડે છે. દીના, તું આપણા

છોકરાંઓને ગાંડા ઘેલા લાડ ના લડાવતી. તે લોકોને ચમટો તોડીને શિખામણ આપજે, કારણકે "Bend a grean stick in auy way you like but when it becomes dry, it connot be made straight except by fire."

"જહાંગીર, જહાંગીર, હવે તું એવી બધી ડાહી ડાહી વાતો કરે તે શા કામની?" દીનાએ જહાંગીરને કહ્યું.

* * * *

જહાંગીરનો શ્વાસ હવે ખુબ જોસમાં ચાલવા માંડયો. આ દરદીથી હવે સુવાઇ પણ શકાતું હતું નહિ. તેને લોહીની એક ઉલ્ટી કીધી, અને ગભરાઇને દુઃખી થઇ થઇને પોતાની આંખોને દુનિયાની રોશની જોતી બંધ કરી નાખી.

જહાંગીરનો આત્મા ઉડી ગયો. જહાંગીરના આત્માને ઉડતાં જોઇને સર્વેની આંખોમાંથી આંશુઓ પડવા લાગ્યાં. જર, દીના, અને જહાં-ગીરના છોકરાંઓ પોતાના પિતાની લાસને જોઇને ડુસ્કે ડુસ્કે રડવા લાગ્યાં. નાજાં બરજોરે આ લોકોને હિમ્મત આપી.

અધીં રાતરે જહાંગીરની લાસને રોદાને ઘરે લઇ જવામાં આવી, કારણકે આવતી કાલે સાંજે પારસી ધર્મની ક્રિયા મુજબ તે લાસને દખમે ચઢાવવાની હતી.

## પ્રકરણ ૩૦ મું.

### "શ્રીતીના લગ્ન અને સુખી સેવટ."

"ન

ધન રહે ન જોબન રહે, ન રહે ગામ ને ઠામ,
તુલશી જગમે જશ રહે, જો કરદે કીશીકા કામ."

× × × ×

દુનિયામાંના ઘણાક તવંગરો ઘણીક વખતે હજારો રૂપ્યાની સખાવતો બ્હાર કરે છે, અને પોતાના કામના કે કુટુંબના ખરા હાજતમંદોને નજીવી રકમ પણ આપતા નથી. ઘણીક વખતે શ્રીમંત કુટુંબોમાં ઘણાક શ્રીમંતો હોય છે, અને ગરીબોની પણ સારી જેવી સંખ્યા હોય છે. આ ગરીબ કુટુંબો માટે લોકો એમ ધારે છે કે કુટુંબ શ્રીમંત છે તેથી તેની ગરીબાઇ જણાતી નહિ હશે. અરે! ઘણીક વખતે શ્રીમંત કુટુંબના ગરીબોની હાલત સુડી વચ્ચે સોપારીજ જેવી થઇ જાએ છે. તેનું કારણ શું? કુટુંબના શ્રીમંતો નામના મેળવવા બ્હાર હજારો રૂપ્યા આપે છે, અને પોતાના ગરીબ કુટુંબીઓને એક પાઇ પણ આપતા નથી. આવા શ્રીમંત કુટુંબીઓ કોણના જેવા છે? જો આપણે આવા શ્રીમંત કુટુંબના મેમ્બરોની સરખામણી તાડ કે ખજુરીના ઝાડો સાથે કરીએ તો તેમાં કાંઇપણ ખોટું નથી. તાડ અને ખજુરીના ઝાડો ઘણાજ ઉંચા હોય છે, છતાંપણ તે ઝાડો ઉપર ઝાઝાં પક્ષીઓ બેસી શકતાં નથી.

અઝીઝ વાંચનાર, મ્હારી આ વાર્તાનો હીરો બરજોર એ વર્ગનો શ્રીમંત ન હતો કે જે બ્હાર નામના મેળવવા હજારો રૂપ્યા આપે, અને કુટુંબમાં એક પાઇ પણ નહિ પરખાવે. તે તો સખાવત પહેલ્લાં કુટુંબમાં

અને પછીજ બ્હાર કરતો હતો. તે તો એક ભલો, સદ્દગુણી અને બુરાઇ કરનારને બુરાઇનો બદલો બુરાઇથી નહિ પણ ભલાઇથીજ આપનાર હતો. શરૂઆતમાં તેની સાવકી માતા તેહમીના તથા તેમના છોકરાંઓએ બરજોર સાથે કેવી રીત વાપઠી હતી, તે તો આપણે જાણ્યે છીએ. બરજોરે આ લોકો સાથે તેના બદલામાં કેવી રીત વાપડી તે પણ અઝીઝ વાંચક તમે જાણી ગયા છો. તેહમીના તથા તેમના દરેક છોકરાનું બરજોરેજ કીસ્મત ફેરવી નાખ્યું હતું.

આ કુટુંબમાં હાલમાં દરેક જન સુખી હતું છતાંપણ હજી શ્રીતી તો કુંવારીજ હતી. આ કુંવારી શ્રીતીને પણ બરજોરે એક કાવસ કંટ્રાકટર નામના છોકરા સાથે પરણાવી આપી.

આ કાવસ ગરીબનો છોકરો હતો. તેના માતપિતા કોઇપણ હતું નહિ. તેને ઓરફ્નેજમાં અભ્યાસ કર્યો હતો. બરજોરે આ છોકરાની ચાલાકી જોઇને તેને I. C. S. માટે ઇંગલાંડ મોકલી આપ્યો હતો. હાલમાં તે I. C. S. થયો હતો, અને ગુજરાતમાં એસીસ્ટન્ટ કલેકટરના પોસ્ટ ઉપર પણ હતો.

શ્રીતી હાલમાં મીસીસ કંટ્રાકટર થઇ હતી. તે પોતાના ખાવિંદ કાવસ સાથે હાલમાં ગુજરાતમાંજ રહેતી હતી. તે સાદી, અને સીધી જીંદગી ગુજારતી હતી. તે પોતાના ખાવિંદને ખુદાજ સમજતી હતી.

× × × ×

જાણીતો ગ્રેથરટન કહી ગયો છે કેઃ—

"My richness consisted not in greatness of my possessions, but in smallness of my wants."

ઓસ્ત્રીયાના માજી શેહેનશાહે ચીની કામનું કારખાનું પોતે કાઢયું હતું, અને ત્યાં પોતે એક મજુરની માફક કામ કરતાં પણ શરમાતો હતો નહિ. મહાન સેનાપતિ લોર્ડ કલિંગ ઉડ, પોતાના સ્કોટ નામના નોકરની સાથે ઝાડો રોપતો હતો અને પાણી જવાના ઉભાર ખોદતાં પણ તે શરમાતો હતો નહિ.

શીમેલીનું ફુલ, સ્ત્રીઓ, પર્વત યુદ્ધ સંગ્રામ એ ચારેની વાતો દુરથીજ સુંદર રળિઆમણી અને રસીક લાગે છે. જ્યારે પાસે જઇને સંબંધમાં આવ્યે તેજ સમયે મનુષ્યને અનુભવ થાય છે કે દુરથીજ ડુંગરા રળિયામણા જણાય છે.

અઝીઝ વાંચનાર, જે જવાનો સ્ત્રીઓ, શરાબ અને ખોટી ફેશનથી દુર રહીને જાતી મહેનત કરે છે, તેઓ અંતે સુખીજ થાય છે.

કાસમ એક ગરીબ મુસલમાન હતો. તે એક ઇમાનદાર, વફાદાર અને મહેનતુ પણ હતો. તે હંમેશાં સ્ત્રી, શરાબ, જુગાર અને એવી બીજી બંદીઓથી દુર રહ્યો તો આજે તેનું કેવું પરિણામ આવ્યું ?

બરજોરે કાસમની વફાદારી માટે એક કાપડની ન્હાની દુકાન ખોલાવી આપી હતી. કાસમને ન્હાનપણથીજ વેપાર કરવાની ઉમેદ હતી. તે ઉમેદ બરજોરે અંતે પાર પાડી. બરજોર કાંઇ કાસમને દુકાન

ખોલાવીનેજ બેસી રહ્યો હતો નહિ. ભલા બરજોરે કાસમના એક દીકરાને પોતાના પૈસે એનજીનયર થવા ઇંગ્લાંડ પણ મોકલી આપ્યો હતો. બરજોરે ભલા મુસલમાન નોકર કાસમને વફાદારીનો બદલો પુરેપુરોજ આપ્યો હતો.

× × × ×

"નાથ વિના નહીં વાત અન્યની, સતી નારીને રૂચે,
પતિ વિના નહિ મતિ કશામાં, સતી નારીને ખુચે.
સ્વામી સતીનું તાજ છે, સ્વામી સતીનો પ્રાણ,
સ્વામી સર્વસ્વ સમજતી, જે નારી સુજાણ."

દુનિયામાં સ્ત્રીઓ સંસારનો શ્રંગાર છે. સ્ત્રી એક માતા તરીકે, સ્ત્રી એક બ્હેન તરીકે, સ્ત્રી એક દીકરી તરીકે અને સ્ત્રી એક બૈરી તરીકે કેટલી ઉપયોગી અને મદદગાર છે તે તો જેઓ સંસારનો અને દુનિયાનો અનુભવ લે છે તેઓજ સમજી શકે છે. ટુંકમાં, સંસારનો સુકાની સ્ત્રીજ છે.

× × × ×

સદગુણી સ્ત્રી પોતાના ખાવિંદને પણ ખુદાજ સમજે છે. પોતાના ખાવિંદનાજ સુખમાં તે સુખ સમજે છે. સ્ત્રી ખરેખર ગુણનો ભંડાર છે. સ્ત્રી વડેજ સંસાર છે. સ્ત્રીજ સુખ દુ:ખનો સાથ છે, અને સ્ત્રીજ જગતનો પણ હાથ છે. એમ કહીયે તો કાંઇપણ ખોટું નથી.

જ્યારે એક સ્ત્રીના શરીરનો શ્રંગાર ઉતરી જાએ છે, ત્યારે તે બિચારી વિધવા થયેલી કહેવાય છે. આ બિચારી વિધવાઓ ઉપર કેવી કેવી મુશ્કેલી અને આફતો હોય છે, તે ઘણીક વખતે આપણાથી કલ્પી પણ શકાતું નથી. પહેલાં તો તે પોતાના ખાવિંદના મરણથી સ્વતંત્રતા ગુમાવી બેસે છે. ઓશિયાળી બને છે. સુખ અને મોજ મજાહને પણ તીલાંજલી આપવી પડે છે. સારાં સકનમાં પણ આ બાપડી વિધવાને ઉભી રાખતાં ઘણાકોના મનો દુઃખાય છે. ટુંકમાં, આ બિચારી વિધવા ઓશિયાળી બની વારંવાર હાડમાર થઇને મહામુશ્કેલીએ પોતાની જીંદગી ગુજારે છે.

મંનને મારી ચળકતી અને ઝળકતી ચાઇચાઇઓમાંથી તેને રોકવું એ વિધવાઓ માટે અવશ્યનું છે. જે પ્રમાણે પાણી પોતે તો સમતાવાળું છે, છતાંપણ પવન વડે પાણીજ પાણીમાં ઉછાળા અને મોજા મારે છે. આપણે તે મોજાંઓને તરંગના નામથી બોલાવ્યે છીએ. જેનું મન સમતાવાળું છે. જે એકજ ચિત્ત રાખીને ખુદાનું નામ લે છે, તે ગમે તેવી મુશ્કેલીમાં પણ તરી જઇને પાછો સુખનો સમય લાવી શકે છે.

× × × ×

દીના એક વિધવા હતી. તેનો ખાવિંદ જહાંગીર જહાંબોરડીવાલો જેલમાં કેમ રીબાઇ રીબાઇને મરી ગયો, તે તો અઝીઝ વાંચક તમે જાણો છો. પોતાના ખાવિંદના મરણ પછી પણ તે હંમેશની માફક રોહા સાથેજ રહેતી હતી. તે પાંચે ગેહમાં ખુદાની બંદગી કરતી હતી. તે પોતે એમજ સમજતી હતી કે બંદગીજ માણસનો ખોરાક છે. આ કમ-

નસીબી વિધવા ખુદા ઉપર વિશ્વાસ રાખી બંદગીમાંજ પોતાનું મન રોકી રાખતી હતી. બંદગીના બળનું કાંઇ રૂડું પરિણામ આવ્યું કે ?

વ્હાલા વાંચક ! બંદગીનું બળ એવું છે કે તે એક ચિતે કરનારને રૂડાંજ પરિણામ દેખડાવે છે. દીનાને પણ બંદગીનું બળ તો જણાયું. તે શું ? તેના ખાવિંદના ગુજરી જવાને હજી તો એક વર્ષ પણ પુરૂં નહિ થયું હશે તેવામાં તેને રૂા. ૫૦) હજારની સોરટી લાગી. આ કમનસીબ વિધવાએ તે પૈસાનું શું કર્યું ? તે પોતાના બે છોકરાં સાથે રોદાના બંગલાની પાસેજ એક ન્હાનો બંગલો ભાડે રાખી જુદી રહી, કારણકે તેને તથા તેના છોકરાંઓને હવે રોદાને ત્યાં હંમેશાં પડી રહેવું ઠીક નહિ લાગ્યું. રોદા અને દીનાનો સંપ તો પહેલ્લેના જેવોજ હતો. તેઓ બંન્ને એક એકને બ્હેન સમજી એકએકનું ભલુંજ ચ્હાતાં હતાં.

દીનાએ પચાસ હજાર રૂપીઆમાંથી ૧૦ હજાર રૂા. જહાંગીરના નામે સખાવતમાં પણ આપ્યા હતા. દીના જહાંગીરને પણ ખુબ યાદ કરતી હતી. જહાંગીર ગમે તેવો ભુંડો અને એક બદમાસ ખાવિંદ હતો, છતાંપણ તે સમજતી હતી કે જેમ પાણી વગર નદી કે દરિયો ખાલી છે, તેમજ એક સ્ત્રી પણ પોતાના ખાવિંદ વગર નકામીજ છે.

બરજોર પણ દીનાની તથા દીનાના છોકરાંઓની વારંવાર ખબર અંતર લેતો હતો. દીના હવે પોતે તો બચ્ચાંઓને કેળવણી આપવામાં તથા ખુદાની પાંચે વખત બંદગી કરવામાંજ મોજ લેતી હતી.

× × × ×

"જહાં જલાઇ સુંદરી, તું મત જાય કબીર !
ભસ્મી હો કર લાગસી, સોના સમા શરીર."

જેમ અગ્નિમાં ઘી હોમાવ્યાથી અગ્નિની ઊલ્ટી વૃધ્ધિ થાય છે, તેમજ વિષયના ચરસનો રસ પણ વધ્યાજ કરે છે. જેમ પતંગિયું પ્રકાશના મોહથી અગ્નિમાં પડે છે, તેમજ વિષયમાં હવસી બનેલો પુરૂષ પણ વિષયના અગ્નિમાં પડીને બળી મરે છે. તે હવસની સોનેરી જાળમાં ફસી જઇને પોતાની તથા પોતાના બાપદાદાની ઇજ્જત પણ ગુમાવે છે.

ગમે તેવી પણ સ્ત્રી ખુબસુરત હોય, છતાંપણ તેના ફંદામાં ફસવું નજ જોઇએ. ઘણીક વખતે સ્ત્રીનું કોમળ શરીર સોના જેવું નક્કર જણાય છે, અને પુરૂષને અગ્નિની પેઠે જળાવીને બાળી બાળીને ખાક રાખ કરી નાખે છે. એક વખત જો પુરૂષ હવસી બન્યો, અને પોતાની ઇચ્છાને વશ થયો તો એમજ સમજવું કે જેને કુવો ખોદવો હોય છે, તે તો ઉંડા પાણીમાંજ નીચે અને નીચે ઉતરતો જાએ છે, અને ગઢ કે બચાવના કિલ્લા બાંધનારા તો ઉંચે અને ઉંચેજ ચઢતા જાએ છે. તેજ પ્રમાણે મનુષ્ય પોતાના આચરણ અને ચારિત્રથી કરીને ઉંચાઇ કે નીચાઇને પામે છે. સ્ત્રીની હવસમાં ફસનારે જાણવું જોઇએ કે તે પોતે અગ્નિમાં કુદકો મારી આફતો અને આપદાઓને આમંત્રણ કરે છે. માથેરાનમાં રોદાને જોઇને પોતાની હવસ ઉપર કાબુ નહી રાખનાર શેહેરયારજી શેઠનાની શી હાલત થઇ હતી? તેમને ૬ મહીનાની સખ્ખત મજુરીની જેલની સજા થઇ હતી. તેમનો ધંધોધાપો જતો રહ્યો હતો. ધંધોધાપો નહિ હોવાથી શેહેરયારજી પોતે મહામુશ્કેલીમાં આવી ગયા હતા. જેલમાં જઇ આવ્યાથી શેહેરયારજીને કોઇ ઉભું

પણુ રાખતું હતું નહિ. જેમ મરકીના ઉંદરોથી લોકો નાસે છે તેમજ શેહેરયારજીને જોઇને લોકો નાસતાં હતાં, કારણકે જાહેર વર્તમાનપત્રોમાં આ હવસી માણસ ઉપર સખ્ખત લખાણો થયાં હતાં. શેહેરયારજીની આવી હાલત હતી. આ સમયે શેહેરયારજીને કોણ મદદ કરે ?

અઝીઝ વાંચક! શેહેરયારજીને પોતાની એકજ ભુલને માટે. એટલું બધું ભારી પડી ગયું કે તેમને હવે મુંબઇમાં રહેવું પણ સલાહભર્યું લાગ્યું નહિ.

× × × ×

એક દિવસ આ શેહેરયારજી ભરાતા છુપાતા બરજોરને મળ્યા. શેહેરયારજીએ રડી તતરીને બરજોરની પાસે પોતાની મુશ્કેલીઓનું વર્ણન કર્યું. શેહેરયારજી હાલમાં એટલી બધી કફોડી સ્થિતીમાં હતા કે તેમને પોતાની એકજ ભુલને લીધે ઝેર ખાઇને પોતાની જીંદગીનો અંત લાવવાનું પણ એક વખત મન થતું હતું.

બરજોરે શેહેરયારજીનું બધું દુઃખ સમજીને શેહેરયારજીને અલાહબાદમાં નોકરીએ રખાવ્યા. શેહેરયારજી હવે ખુદાની બંદગી કરતા, અને સીધી સાદી જીંદગી ગુજારતા હતા. શેહેરયારજી શેઠનાની એકજ ભુલને લીધે શેહેરયારજી પોતાનો ધંધો, પૈસા તથા ઇર્જ્જત ગુમાવી બેઠા, પણ બરજોર જેવા એક ભલા અને સદ્દગુણી જરથોસ્તી જવાનની મહેરબાનીથી પાછા રોજીએ લાગ્યા હતા.

× × × ×

બરજોરે કુટુંબની સેવા સાથે પોતાની કોમની પણ સેવા કરી હતી. કુટુંબની અને કોમની સેવા કર્યા પછી તે મુંબઇની

મ્યુનીસીપલ કોરપોરેશન અને ધારાસભામાં પણ ચુંટાઇને ગયો હતો. કોરપોરેશન અને ધારાસભામાં આ હીરામાણેક કુટુંબનો નબીરો સેવા કરતાં કરતાં હીરાની માફક ઝળકી રહી "દેશ દીપક" ગણાયો. બરજોરે પારસીઓની કીતીં વધારી, અને હીંદી હુનર ઉદ્યોગને ખીળવવામાં પોતાની હુસ્યારી, પૈસા અને સમયનો પણ ઉપયોગ કર્યો. બરજોરને સેવા કરવા માટે સંપૂર્ણ જશ મળ્યો.

બરજોરની સ્ત્રી નાજાં પણ "સેવાસદન" "ઇન્ડસ્ટ્રીયલ હોમ" અને એવાં બીજાં મંડળોમાં સખ્ખત વૈતરૂં કરી સેવા કરતી હતી. ગરીબોની સેવામાંજ તે મોજ લેતી હતી. સાદાઇ, સચ્ચાઇ અને સેવાએ નાજાં-બરજોરનું નામ હીંદમાં મશ્હુર બનાવ્યું હતું.

× × × ×

મે મહીનાની શરૂઆત હતી. મોલ સ્ટેશન ઉપરથી P. &. O. ની મેલ સ્ટીમર "રાણપુરા" આજે બપોરે એક વાગ્યે યુરોપ જવા મુંબાઇનું બારૂ છોડી જનાર હતી. દેશી રાજા રજવાડાઓ યુરોપીન્સો અને શ્રીમંત હીંદીવાનોને લઇને આ બોટ જ્યારે મુંબઇનું બારૂં છોડી જનાર હતી, ત્યારે શું મોલ સ્ટેશન ગાજ્યા વિના રહેબી ખરૂં કે! અહીં આવનાર ઘણાકોના હાથોમાં ફુલની ટોપલીઓ હતી. તેઓમાંના ઘણાખરા પેસેન્જરનરોને હાર તોરા આપી "બોન વોયેજ" ઇચ્છતા હતા. આ સર્વેમાં આપણી વાર્તાનો હીરો બરજોર હીરામાણેકને પણ સર્વે હારતોરા પહેરાવી સુખી સફર ઇચ્છતા હતા. ગુલબાઇ, તેહમીના, વીલી, થીતી, જેમી, જર કાસમ તથા જાણીતા કોરપોરેટરો શેહેરીઓ અને વેપારીઓના ફુલના હારો અને તોરા પહેરી

બરજોરે બધાને સેકહેન્ડ કરી સ્ટીમર ઉપર ચઢવા માંડયું. સ્ટીમર ઉપર ચઢતાં પહેલ્લાં તેને પોતાની પ્રીયપત્નિ નાજાંને એક કીસ કરી. જો કે ટુંક સમય માટેજ નાજાંનો પતિ મુંબઇનો કીનારો આજે છોડી જનાર હતો, છતાંપણ નાજાંના ગુલાબી મુખ ઉપર અવનવી ભાવનાઓ તરતી હતી. તેનો પ્રાણપ્રીય બરજોર હજારો માઇલ દુર થોડી વારમાં જનાર હતો, એ વિચારે તેનું મુખ કંઇક ઉદાસ દેખાતું હતું. નાજાંને તથા નાજાંના હાથમાં પોતાના ત્રણ વર્ષના બાબાને મળી ભેટીને બરજોર સ્ટીમર ઉપર હવે ચઢી ગયો.

સ્ટીમર ધીરે ધીરે ડોકમાંથી સરવા લાગી. સ્ટીમર ઉપરના પેસેનજરો તેમને વિદાય કરવા આવેલા સગાંસ્નેહી, મિત્ર મંડળોને રૂમાલો હલાવી હર્ષ પ્રદર્શીત કરતા હતા. દુનિયાની લીલી સુકી જોઇ સુખના શિખરે પહોંચનાર બરજોર પણ તેમાંનો એક હતો. નાજાં પોતાના હાથમાં લીધેલા બાબા પાસે તેના દુર દુર જતા પિતા તરફ રૂમાલ ફરકાવતી હતી. જો કે સ્ટીમર ધીરે ધીરે દુર જવા લાગી, છતાંપણ બરજોરનો ફરકતો રૂમાલ નાજાં એકીટસે જોઇ રહી હતી. સ્ટીમર જેમ જેમ દુર જતી રહી તેમ તેમ નાજાંના હૃદયના તાર ખેંચાતા હતા.

પતિ પ્રેમમાં મસ્ત નાજાંને સ્ટીમર ક્યારે અદ્રશ્ય થઇ ગઇ તેનું પણ ભાન ન રહ્યું. સ્ટીમર માઇલોના માઇલ ચાલી ગઇ હોવા છતાં તે તો એકીટસે દુર દુર નજર ફેંકતી ઉભી હતી. બાબાએ

મોટર પર જઇ જગ્યા લીધી હતી તેનું પણ તેને ભાન ન હતું. અચાનક મોટરના ભુંગળાનો અવાજ કાને પડતાં તેને ચમકીને પાછળ જોયું તો બાબો તેને બોલાવી રહ્યો હતો. મોલ પર આવેલા સર્વેને મળી સગાસંબંધીઓ સાથે મોટરમાં બેસી નાજાં ઘેર ગઇ, અને એક આરામચેર પર પડી વ્હાલસોયા પતિના પુનરાગમનના વિચારમાં તે લીન થઇ ગઇ.

સમાપ્ત.

# સદગુણી સરોજ.

સદગુણી સરોજ:—લેખક અને પ્રકાશક દીનશાહ નસરવાનજી દસ્તુર—ભરૂચાના એક ઉછરતા પારસી લેખકે આ વાર્તાદ્વારા હીંદુ સમાજનું દીગ્દર્શન કરાવવાનો પ્રયાસ કર્યો છે અને એ પુસ્તકના ઉપોદ્ઘાતના લેખક શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ જણાવ્યું છે તેમ "હળવા સાહીત્ય જોડે સંબંધ રાખતી આ વાર્તા છે...... એક પારસી આવી સારી રીતે હીંદુઓનો ગૃહસંસાર ચીતરી શકે અને તે પણ હીંદુસાઇ ગુજરાતીમાં, એજ મી૦ દસ્તુરને ધન્યવાદ આપવાનું હોટું કારણ છે." આથી વીષેશ આ પુસ્તક માટે લખવાની જરૂર નથી. મી૦ દસ્તુરે હળવા સાહીત્ય તરફ હાથ વાળ્યો છે, અને અમારી દ્રષ્ટીએ તેમણે સફળતા પણ મળવી છે એમ કહ્યા વગર ચાલી શકે એમ નથી. મી૦ દસ્તુરને અમે સફળતા ઇચ્છીએ છીએ.

હીંદુસ્તાન પ્રજામિત્ર ૨૭મી જાનેવારી ૧૯૩૧.

---

# સદ્ગુણી સરોજ.

[કર્તા:—મી૦ દીનશાહ નશરવાનજી દસ્તુર.]

કર્તાની એક વાર્તાનવેશ અને તે પણ હીંદુ સંસારી તરીકેની કોશીષ પહેલવહેલી છે, અને તે સારી આશા આપનારી દીસે છે.

આશરે આ બસો પાનાના નાનકડાં પુસ્તકમાં પણ જોશો તો નેકી અને નીતીનીજ ફતેહ સમાવવામાં આવેલી છે. વાર્તાનું વણું બહુ સરળ રીતે કર્તાએ ગુંઠયું છે. ભોળાઓને ભામટાઓ કેવી રીતે ફુસલાવે છે, માતાના લાડથી બાજે વેળાએ એક પુત્ર કેવી રીતે બીગડી જાય છે, શરાબ અને એવાજ બીજા દુર્ગુણોમાં લપટાઇ પોતાની ઇજતની કેવી રીતે ધુળધાણી કરે છે, અને આયંદે સદગુણ કેવો પ્રકાશી નીકળે છે તેનો ચીતાર આ વાર્તા પુરો પાડે છે. આ પુસ્તકનો દીબાચો જાણીતા સાક્ષર દીવાનબહાદુર કૃષ્ણલાલ ઝવેરીએ "પ્રાસ્તાવીક વચનો"માં લખી પોતાનો ઉંચો છાપ માર્યો છે, એટલે અમારે કાંઇ પણ વધુ કહેવાનુ રહેતું નથી. પુસ્તકની કીંમત રૂ. ૧–૮ છે જે એન. એમ. ત્રીપાઠીની કંપનીમાંથી મળી શકશે.

કૈસરે હિંદ ૪ થી જાનેવારી ૧૯૩૧.

---

સદ્દગુણી સરોજ નામની નાનકડી નવલકથા તેના કર્ત્તા મી. દીનશાહ નશરવાનજી દસ્તુર તરફથી અમને અભીપ્રાય માટે મળી છે. હિંદુ સંસારને એક પારસી લેખક હોઇને જે સરળ, સાદી, તોબી શુદ્ધતાભરી ગુજરાતી ભાષામાં એમણે ચીતાર્યો છે તે ખરેજ ધન્યવાદને લાયક ઠરે છે. વારતાનો પ્લોટ તદન સાદો અને આજના સંસારને બંધબેસતો છે. તેમાં અતીશ્યોકતીનો અંશ કશોએ જણાતો નથી. બહુત્વે કરી વાર્તાનું વણું સાચ્ચા, નિરમળ નીખાલેસ પ્રેમ પર ગુંથાએલું છે. પ્રેમી હ્રદયોના સુવાસી માર્ગમાં, ઇર્ષા, કપટ ને

ફીનાભર્યાં રાહમારૂઓ કેવી ને કેટલી બધી દેહાંત દખલ બરપા કરી શકે છે પણ આયંદા તો અંતે 'ધર્મોજય'નીજ ધજા ફરકી રહે છે તે ખુબ અચ્છી તરેહસે કર્ત્તાએ એમાં બતાવી આપ્યું છે. સુશીલ સરોજની સહનશીલતા અને પતીભકતીનું મહત્વ, ઉધરતી તેમજ સંસારમાં મંડાએલી મહિલાઓએ ખરેજ ગૃહણ કરવા જેવું છે.

વાર્તાનું વસ્તુ વખાણતાં તેની પ્રસ્તાવનામાં, ગુજરાતી સાહીત્યના ગુરૂસમાન કિર્તી' સંપાદન સાચા સહાયક, દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ જે સુવચનો ઓચર્યાં છે, તેથી વાજબી મગરૂરી માનવાને ભાઇ દીનશાહને ઘણા મુસ્તકીમ કારણો છે, એમ અમો અમારી પોતાની તરફની પણ અંતકરણોપુર્વક પ્રસંશા ઉમેરવા સાથે કહીએ છીએ.

ભાઇ દીનશાહે. પોતે ભરૂચ શહેરનાં વતની હોવાથી ત્યાંનાજ એક લોકપ્રીય શહેરી અને જનસેવાને ચરણે સાચી શ્રમ ઉઠાવતા ભલા નર, નામે દીવાન બહાદુર અંબાશંકર ઉત્તમરામ મળજીને ઉપલું કૃત અર્પણ કીધું છે, જે એમની વતન તરફની ફીદાગીરી દેખડાવી આપે છે.

પાકી બાઇન્ડીંગની, સફાઇદાર મોકળાસભર્યાં પ્રીન્ટીંગની સેહેજે પુરી કરી પરવારી જવાએ તેવી, ઘણી કેરેકટરોની ગુંચવણ કે આડ- ડામણ વગરની, સાદી સરળ એ બોધદાયક નવલકથા, નાની કે મોટી

દરેક વયના વાંચકોને એકસરખી રસીલી ને યોગ્ય થઇ પડે તેવીજ છે, એમ અમો મુકત કંઠે કહી શકીએ છીએ. કિંમત રૂ. ૧–૮ મળવાનું ઠેકાણું–મેસર્સ એન. એમ. ત્રીપાઠીની કું. કાલબાદેવી મુંબઇ.

નવરાસ–ફેબ્રુઆરી ૧૯૩૧.

---

સદ્‌ગુણી સરોજ:—લેખક તથા પ્રકાશક મિ. દીનશાહ નસરવાનજી દસ્તુર મુંબઇ: કિં. રૂ. ૧–૮:

હાલ જેને હળવું સાહિત્ય કહેવામાં આવે છે, તે જાતની આ નવલકથા છે. તેનું વસ્તુ અતિ સરલ છે. પાપીનો પરાજય અને શુદ્ધ પ્રેમ તથા સદ્‌ગુણનો જય એમાં બતાવવામાં આવ્યો છે વાર્તામાં ગંભીર પ્રસંગો, આંટીઘુંટીઓ કે ભેદી ચમત્કારો જેવું કાંઇ નથી; છતાં આખર સુધી રસ ટકી રહે એવી લખાવટ છે. લેખક પારસી બન્ધુ છે. તેમને હાથે શુદ્ધ ગુજરાતી ભાષામાં ગુજરાતી કુટુંબનો ગૃહસંસાર આવી સારી રીતે આલેખાયો છે, એ અભિનન્દનને યોગ્ય છે.

સમાજ જીવન માર્ચ ૧૯૩૧ .

---

# "સદ્‌ગુણી સરોજ"

## કર્તાઃ—દીનશા નશરવાનજી દસ્તુર.

આ એક નાની વાર્તાની ચોપડી તેના જવાન કર્તા શ્રી. દીનશા નશરવાનજી દસ્તુર તરફથી અભીપ્રાય અર્થે મળી છે. "સદ્‌ગુણી સરોજ" એ એક હીંદુ સંસારની સાદી પણ રસીળી વાર્તા છે અને તે તેના કર્તાએ અવલમાં એક સોસીયલ ડ્રામા રૂપે લખી હતી અને તે નાટકરૂપે બહાર પડનાર હતી પરંતુ કાંઇ ને કાંઇ અડચણોને સબબે તે યોજના પડતી મેલાઇ અને એ ડ્રામામાંથી ફેરવાઇને વાર્તાના રૂપમાં એક પુસ્તક આકારે હાલ બહાર પડી છે. આ ચોપડીનો દીબાચો લખનાર શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી તે મુંબઇની સ્મોલ કૉઝીઝ કૉર્ટના માજી ચીફ જડજ અને મહાન ગુજરાતી લેખક લખે છે કે વાર્તાનું વસ્તુ બહુ સરલ છે. તેમાં જરાપણ અનપતાપણું નથી. ભોળાઓને ભામટાઓ કેમ ઠગે છે ને છેવટે ખરો પ્રેમ ને સદ્‌ગુણ કેમ ફતેહમંદ થાય છે તે એમાં બતાવ્યું છે જવાન મી. દસ્તુરને હીંદુશાહી ગુજરાતીમાં હીંદુઓનો ગ્રહસંસાર આટલી સચોત સાદી તેટલીજ સરલ ઇબારતમાં લખવા માટે બેશક ધણ્યવાદ ઘટે છે. 'મોડલ'ના તમામ વાંચકોને આ નાની પણ બોધદાયક કથા જરૂરજ

વાંચવાની અમો ભાર મેળીને ભલામણ કરીએ છીએ. આ ચોપડીની કીંમત રૂ. ૧-૮-૦ છે જે તેના સુંદર ગેટઅપ તરફ જોતાં કું. કાલુબાદેવી રોડ ઉપરથી મળે છે.

મોઠલ-જા-ફેબરવારી ૧૯૩૧.

---

## સદ્‌ગુણી-સરોજ

### મી. દીનશાહ એન. દસ્તુરનું નવું પુસ્તક.

આજકાલ ગુજરાતી વાર્તાઓની ચોપડીઓનો આપણાં તરફ કશો તોટો નથી. પ્યારાના કુઠલાઓ સાથનું આવું સાહીત્ય આજકાલ રેવ રેવ થાયે છે પણ તેમાં ઘણાંજ થોડા પુસ્તકો ભણેલાં વાંચનારાઓની પસંદગી પામે તેવા હોયે છે, હાલમાં તો સુંઠનો ગાંઠયો લઇ બધાજ ગાંધી થવા નીકળે છે, પછી ભલેને તેઓમાં લખાણબાજી કરવાની લાયકાત હોયે કે ન હોયે. એવા સસ્તાં સાહીત્યનું આપણાં તરફ સ્થાનજ નથી અને આવા પ્યારના કુઠલા સાથના પુસ્તકો વાંચનારાઓના ફક્ત અમુક વર્ગનેજ અપીલ કરી શકે છે. મી. દીનશાહ એન. દસ્તુર જેઓ ભવીષ્યના એક ઘણાં સારી આશા આપનાર

લેખક જણાયે છે તેઓએ અમારા અભીપ્રાય અર્થે સદ્દગુણી—સરોજ નામનું પુસ્તક મોકલી આપ્યું છે. ગુજરાતી સાહીત્યમાં તેઓની આ કોશેશ જો કે પહેલ વહેલીજ છે છતાં આગળ જતાં તેઓ ગુજરાતી સાહીત્યમાં ઝલકી નીકળવાનો સંભવ છે. તેઓના પુસ્તકની ખુબી એ છે કે આ ચોપડીના પાના ઉઠલાવતાં આપણને પહેલી નજરે એવો ખ્યાલ આવતો નથી કે આ પુસ્તક કોઇ પારસીએ લખેલું હોયે, કારણ તેઓએ જે રીતે ઇબારત અને શએલી લખી છે તે એવી છે કે ગુજરાતી ભાષા ઉપર તેમનો ઘણો સારો કાબુ જણાઇ આવે છે. કેટલાક લેખકોના સંબંધમાં અમો જાણુયે છીયે કે તેઓ ગુજરાતી સાહીત્યના પુસ્તકો લખતાં તાણી તોડી સંસ્કૃતમય અને જડબાંતોડ ભાષાનો જાણી બુજી ઉપયોગ કરે છે. પણ મી. દસ્તુરના પુસ્તકમાં તેવું કશું એ જણાતું નથી અને તેઓએ ઘણી સાદી અને સરળ ગુજરાતીનો ઉપયોગ કરવા સાથે પારસી-ગુજરાતીનો બને તેમ તીલાંજલી આપવાની કોશેષ કરી છે. આથી તેમનું આ રસીક પુસ્તક જેમ પારસીઓ તેમજ બીજા ગુજરાતી વાંચકો હોંશથી વાંચવા વીના રેહેશે નહીં.

સદ્દગુણી—સરોજના પુસ્તકનો પ્લોટ ઘણો સરસ રીતે ગુંથી લેવામાં આવ્યો છે અને તેનું વણું એવી તો બાહોશીથી મઢી લેવામાં આવ્યું છે કે આપણને તે વાંચયા પછી લેખક માટે આફ્રીનના ઉદ્દગારો ઊચાસ્યા વીના રહી શકાતું નથી. નઠારાઓની સોબત

કરવાથી કેવું વીપરીત પરીણામ આવે છે અને સોબત તેવી અસર થાયે છે તે આ પુસ્તકમાં સરસ રીતે બતાવવામાં આવ્યું છે.

આ પુસ્તક માટે શરૂઆતમાં પ્રાસ્તાવીક વચનો મુંબઇની હાઇ કોરટના માજી જજ મી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ લખ્યા છે અને તેઓએ મી. દીનશાહ દસ્તુરને જે કોમ્પલીમેન્ટ આપી છે તેતે તેઓ ઉંચે ઉંચ લાયક લેખાશે. મી. કૃષ્ણલાલ ઝવેરી આ વારતા વીશે લખતાં નીચે મુજબ જણાવે છેઃ—

"વારતાનું વસ્તું બહુ સરળ છે તેમાં જરાપણ અટપટાપણું નથી. ભોળાઓને ભામટાઓ કેમ ઠગે છે, ને છેવટે ખરો પ્રેમ અને સદ્દગુણ કેમ ફતેહમંદ થાય છે, તે એમાં બતાવ્યું છે. વાર્તા ટુંકી છે એટલે થોડા વખતમાં વાંચી પુરી કરી શકાય છે, તેથી વાંચકને કંટાળો આવતો નથી અને વાંચી રસા બાદ ધડો અને બોધ બંને મળે છે, એટલે મી. દસ્તુરની વયના જુવાન વાંચકોને એમાં રસ પડવો જ જોઇએ."

સદ્દગુણી સરોજમાં હીંદુઓના ગૃહ સંસારનું ચીત્ર ઘણી સરસ રીતે આપવામાં આવ્યું છે. અને એક પારસી આવી રીતે હીંદુ-ઓનો ગૃહ સંસાર ચીત્રી શકે તે બેશક લેખક માટે વખાણવા જેગ લેખાશે જેમ મી. કૃષ્ણલાલ ઝવેરીએ પોતાના દીબાચામાં લખતાં જણાવ્યું છે તેમ હીંદુસાઇ ગુજરાતીમાં તેઓએ હીંદુનો ગૃહ સંસાર

તું ચીત્ર આપ્યું છે. હાલના વખતમાં પારસી કોમના કોઇપણ શખસને ભાગ્યેજ હીંદુઓના ગૃહ સંસાર, તેમના રીત રીવાજ, તેમની દીન ચરચાની આટલી બધી ગાઢ માહીતી હોઇ શકે. વળી સરોજ જે આ વારતાની મુખ્ય "હીરોઇન" છે તે એક શુરવીર અબળા તરીકે કેવો તારીફ લાયક ભાગ ભજવે છે તે તેમાં દેખાડવમાં આવ્યું છે. વળી સરોજના સૌંદર્યનું વર્ણન પણ લેખકે ઘણું ખુબીભર્યું રીતે આપ્યુ છે અને તે વર્ણન વાંચ્યા પછી આપણને એમ સહેજ પણ ખ્યાલ થાય નહી કે એ વાર્તા એક હીંદુએ નહી પણ પારસીએ લખેલી છે.

લેખકે આ પુસ્તક દીવાન બહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજી કે જેઓ ભરૂચ શહેરના એક જાણીતા લોકપ્રિય શહેરી અને બાહોશ ધારાશાસ્ત્રી તરીકે મશહુર છે તેમને અર્પણ કર્યું છે. ટુંકમાં આ વારતાનું પુસ્તક ખરીદવાના હમો હમારા વાંચકોને ભલામણ કરીશું અને હમારી ખાત્રી છે કે આ અતી બોધદાયક અને રસીલી નોવેલ એક વાર હાથમાં લીધા પછી તેને પુરી કર્યા વગર તેઓ છોડી શકશે. નહીં.

સાંજમિત્ર ૨૬–૪–૧૯૩૧.

## " નવયુગ " " અકટોબર "

આ એક સામાજીક વાર્તા છે. લેખકનો પહેલો પ્રયાસ અને પારસી હોવા છતાં એમની સરળ લેખનશૈલી એ જરૂર અમને આકર્ષે છે. મુરબ્બી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ સહાનુભુતીભર્યાં 'પ્રાસ્તાવિક વચનો' લખી આપ્યા છે. ભાઇ દીનશાહ દસ્તુર ઉત્સાહી અને આશાભર્યા યુવાન લેખક છે. થોડાકજ પારસી ભાઇઓ જ્યારે ગુજરાતી ભાષાની સેવા બજાવે છે, તેવે સમયે ભાઇ દસ્તુરના આ પ્રયાસને અમે વખાણીયે છીએ. તે ઉપરાંત " ગપસપ " " જ્ઞાનવર્ધક " " પુરસદ " " સ્ત્રીબોધ " " કૌમુદી " " ખેડા વર્તમાન " બુદ્ધી " પ્રકાશ " " વિલાસ " " હિન્દુજ્યોતી " " એવડી મોજ " વિગેરે વિગેરેએ સારા અભિપ્રાયો આપ્યા છે.

---

# " સદગુણી સરોજ " માટે કેટલાક આગેવાન સ્ત્રી પુરૂષો શું કહે છે.

જુની અને જાણીતી એન. એમ. ત્રીપાઠીની કું. (કાલબાદેવી રોડ, મુંબઇ) અમારા માનવંત ઘરાકો તથા જાહેર પ્રજાને જણાવાની રજા લે છે કે અમને અમારી લોકપ્રીય નોવેલ " સદગુણી સરોજ "

માટે ઘણાક હીંદુ, પારસી મુસલમાન જાહેર–સ્ત્રી–પુરૂષો અને જાણીતા લેખકોના અમને ઘણાક અભિપ્રાયો મળ્યા છે, અને હજી પણ મળે છે. અમે અહી જગ્યાની તંગાસને લીધે બધા અભિપ્રાયો આપી શકતા નથી. અમે ભવિષ્યમાં "સદ્ગુણી સરોજ"ની બીજી આવૃતિમાં અને બીજે કોઇ સારે સમયે જાહેર–પ્રજાની જાણ માટે સર્વે મુકીશું. હાલમાં તો થોડાક (અને તેબી ઘણાખરા પારસીઓનાજ અભિપ્રાયો) અહીં ટાંકી બતાવીશું.

× × ×

કરાંચીના વિદ્વાન ડો. દસ્તુર માણેકજી નસરવાનજી ધાલા હિંદુ સંસારનો સાચો ચિતાર શુધી, સાદી ભાષામાં રજુ કરવામાં તમો ભાઇજી ફતેહ પામ્યા છો, માટે મુબારકબાદી આપું છું. તમો ઘણા પુસ્તકો મારફતે સાહીત્યની સેવા તમો બજાવવા પામો એવી ભલી દુવા છે. "Our Perfecting World" નામના મ્હારા પુસ્તકની એક નકલ તમને ભાઇ મોકલું છું, તે કબુલ રાખશો.

× × ×

લેડી પરસોત્તમદાસ ઠાકોરદાસ :—પુસ્તક વાંચ્યું છે. હાલના જમાનાને ઉપયોગી તથા બોધલાયક છે. હાલમાં આવા પુસ્તકની ખાસ જરૂર છે.

× × ×

મી. જમશેદ એન. મેહતા (કરાંચી મ્યુનીસીપાલીટીના પ્રમુખ અને જાણીતા હીંદી) I have read your book and I consider it is a very good attempt, and also quite interesting.

મીસ બેપસી પાવરી (દસ્તુર) બી. એ. The book makes an interesting reading.

+ + ×

ડો. સર જીવણજી જમશેદજી મોદી :—"સદ્‌ગુણી સરોજ" ની ભાષા જોઇ હું ખુશી છું કે તે સુંદર ઇબારતમાં લખી છે. જ્યારે દીવાનબ્હાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેવા ખબરદારે એના સંબંધમાં બે બોલ લખ્યા છે, ત્યારે એ પુસ્તક તેવણની પ્રસંશા પામેલું હોવું જોઇએ. અને તેવા પ્રશંસા પામેલા પુસ્તક માટે તમને મુબારકબાદી આપું છું, અને સાહીત્યમાં તમને ફ્તેહ ઇચ્છું છું.

× × ×

સુરત પારસી પંચાએતના ધર્મખાતાઓના ફંડ તથા મીલ્કતોના ખાતાના પ્રેસીડન્ટ શેઠ કાવસજી બરજોરજી વકીલ તરફથી (સેક્રેટરી જમશેદજી એન. પટેલ):—શેઠ કાવસજી બરજોરજી વકીલના હુકમથી તમને જણાવાની રજા લેઉં છું કે સદરહુ પુસ્તક અંત્રેની પારસી પંચાએત ઓફીસની લાયબ્રેરીમાં મુકવામાં આવ્યું છેજી. વખત આવે અમે પુસ્તકની થોડી ઘણી નકલો ખરીદીશું.

શો. મ. દેશાઇ. (જાણીતા લેખક) પુસ્તક વાંચ્યું છે. હીંદુ લેખકો જેવા શુદ્ધ ગુજરાતી લેખકો પણ અહીં તહીં પડેલા છે, એ હવે પુરવાર થાય છે. નાજુક વિષયને નાજુક જબાનીમાં સરળ વાક્યોથી શણગારવામાં કર્તાએ કશી કાચપ કે ક્યાસ રાખેલ ન હોવાથી

વાંચકને મોજ અને ધડો મળે છે. આ પહેલીજ કોશીશ કાર્યસાધક નિવડવા માટે ધન્યવાદ ઘટે છે.

× × +

રૂસ્તમ પી. જહાંગીર તાલ્યારખાન (પ્રેસીડન્ટ એન. એમ. વાડીઆ હાઇસ્કુલ કમીટી, નારગોલ):–તમારી બોધદાયક વાર્તા વાંચી હું ઘણો ખુશી થયો છું. મેહેરબાની કરી તમારી ચોપડીની પાંચ નકલો એન. એમ. વાડીઆ હાઇસ્કુલના પ્રીન્સીપાલને શરનામે વી. પી. થી મોકલજો.

× + +

લેડી તારાબાઇ ચુનીલાલ મેહતા:–પુસ્તક વાંચ્યું છે. તમને ધન્યવાદ ઘટે છે.

× × ×

દીનશાહ શાપુરજી દવીયેરવાળા (સંજાણ) સદ્‌ગુણી સરોજ ઘણીજ સુંદર વાર્તા છે પારસી લેખકો આવું લખે એ ઘણુંજ મજાનું કહેવાય. તમે મને ચાર કોપીઓ વી. પી. થી મોકલશો.

× × +

હરિપ્રસાદ ભટ્ટ (મસ્ત ફકીર)–ગુજરાત અને મુંબાઇ ઇલાકામાં હાસ્યરસ લખવા માટે જાણીતા થઇ ગયેલા ઘણાજ જાણીતા અનુભવી લેખક અને જરનાલીસ્ટઃ—તમને હું રા. યું કે. ઓઝાના સમયથી ઓળખું છુ. મ્હારી પાંચથી છ વર્ષની ઓળખમાં મ્હેં તમારે માટે ઘણુંજ સારૂં ભવિષ્ય ભાખ્યું છે. તમોએ એક જાણીતી નાટક કંપનીના ડાયરેક્ટરને મ્હારી સામુ વંચાવેલો નાટક મને જેટલો

પસંદ પડયો, તેટલી આ નવલકથા પણ ગમી છે. હું ઇચ્છું છું કે એ નવલકથા " સદ્‌ગુણી સરોજ "ની " ટોકી " બને અને નાટકના તખ્તા ઉપર પણ આવે. સરકારનું કેળવણી ખાતું " સદ્‌ગુણી સરોજ " ને સ્કુલોમાં ઇનામ આપવા તથા ભવિષ્યમાં text book તરીકે ચલાવવા ઉપર લક્ષ આપે તો સારી વાત છે.

× × ×

**ધનજીશાહ બાપુજી દેશાઇ. બી. એ. એલ. એલ. બી.** (રંગુનના જાણીતા શેહેરી અને પારસી અકાબર). " સદ્‌ગુણી સરોજ "નું પુસ્તક વાંચીને ઘણો ખુશી થયો છું. એવું પુસ્તક દરેક કોમને ઉપયોગી થઇ પડે એવું મ્હારૂં માનવું છે. તમારા દસ્તુર કામદીન ફેમીલી અને મરહુમ શેઠ અરદેશર કામદીનને હું ૪૫ થી વર્ષથી ઓળખું છું. જુનું અને પારસી કોમનું જાણીતું દસ્તુર કામદીન ફેમીલીના તમે નબીરા છો એ સમજી ઘણોજ ખુશી થયો છું. તમારી ચોપડીની ૯ નકલો મોકલજો. હું તમારી સુંદર ચોપડીનો ફેલાવો રંગુનમાં થયેલો જોવાને ઇંતેજાર રહીશ.

× × ×

**સાદીક:**-(જાણીતા શેહેરી અને મુસ્લીમ લેખક):— 'સદ્‌ગુણી સરોજ'ની તમારી કૃતિ મળી. વાંચી આનંદ થયો. તમારો પ્રયાસ આશાસ્પદ છે; ભોળી દુનિઆને ઠગનારા ઘણાં છે; તમારી વાર્તામાં તમે તેઓનું ચિત્ર સુંદર રીતે દોર્યું છે. મને આશા છે કે 'સદ્‌ગુણી સરોજ'ને ગુજરાત અપનાવી લેશે, અને તમે વધુ સારા પુસ્તકો લખી શકો એવું પ્રોત્સાહન આપશે.

**સાદીક.**

